श्री

# इंद्रसेन पद्मावती



પંચાંકી નાટક.

## ગદ્યપદ્ય યુકત.

रची प्रसिद्ध कर्ता.

હીરાલાલ માણેકચંદ મહેતા.—પાલણપુર.



આવૃતિ ૧ લી. પ્રત. ૮૫૦

અમદાવાદ.—ધી "ગુજરાત" પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯

કિમ્મત. રૂ ૧-૪-૦

## દોહરો.

હીરા ભેદ પારખે, અજ્ઞ ગણે પાષાણ;
રાજે સમ બગ હંસ પણ, વિવેકીને છે જાણ. ૧
લાખો એ રીતે લખે, નાટક નામ નવિન;
લક્ષ ધરી વિક્તી કરો, વાચક વૃન્દ પ્રવિણ. ૨



# સ્નેહ પત્રિકા.

પ્રિયમિત્ર

રા. રા. મહેતા જશકરણભાઇ જીવરાજ તથા

પારી. ડાહ્યાભાઈ નગીનદાસભાઇ.

મુ. પાલણપુર

વિનંતિ કે તમો મારા પ્રિય પરમ સ્નેહિ મિત્ર છો. જેથી આપે મને આશ્રેષ્ટ કાર્યમાં કાર્યની ઉત્પતિથી તે સમાપ્તિ સુધી ઘણી હીમત આપી મારા રચેલા ગ્રંથની દીન પ્રતિદ્દિન સારી દેખરેખ રાખી જેથી હુ આ મારો પ્રથમ પ્રયાસ સંપુર્ણ કરવાને ભાગ્યવાન થયો છું. તેથી આ સ્થળે આપના અને મારા અતુલ્ય સ્નેહની સ્મૃતિ નિરંતર રહેવા અર્થે આપના મુબારક નામો સાથે મારૂં નામ જોડી મારી અલ્પમતિથી રચાએલું આ લઘુ પુસ્તક આપને પ્રેમ પુર્વક ભેટ કરૂં છું તે સ્વિકારશોજી.

હું છું—

આપનો મિત્રરૂપી સેવક

હીરાલાલ માણેકચંદ.મહેતા.

મુ. પાલણપુર

# પ્રસ્તાવના

આ સૃષ્ટિમાં વ્યવહાર પ્રસંગે અનેક જાતના સુખ દુઃખ મનુષ્ય માત્રને આવી પડે છે તેનો તથા કુદરત પણ અમુક પ્રસંગે કેવી અસર કરે છે તેનો આબેહુબ ચિતાર દર્શાવવો તેને નાટકની સંજ્ઞા અપાય છે, નાટક અનંત પ્રકારનાં છે કેમકે સૃષ્ટિમાં વ્યવહારનું વિવિધ પણું હોવાથી તે અનંત રીતે દર્શાવાય છે, આધુનિક સમયમાં બ્રિટિશ રાજ્યના પ્રતાપે કેળવણીનો પ્રસાર હોવાથી જુદી જુદી જાતના પુસ્તકો બહાર પડે છે. તેમાં નાટક તથા નોવેલ વાંચવા ઉપર હાલની ઉછરતી પ્રજાને વધારે શોખ હોય છે. માટે નિતી, ન્યાય, સત્યતા, ક્ષમા, શીળ, સંતોષ, શુદ્ધહૃદય, દયા, મૃદુભાષણું ઇત્યાદિ સદ્‌ગુણોનો ચિતાર આપનાર પુસ્તક નાટક તથા નોવેલ રૂપે બહાર પડવાથી બહુ લોકોપયોગી થઇ પડે છે, આ કારણુથી મારા મનમાં ઘણી મુદતથી એક સુબોધક નિતિમય પુસ્તક નાટક રૂપે પ્રસિદ્ધ કરવા મારો વિચાર હતો. પરંતુ તેવી રીતનો ગ્રંથ બનાવવાને યોગ્ય થવા પહેલાં કેટલાક અનુભવની જરૂર હતી, અને ઇશ્વર ઇચ્છાએ તે મેળવ્યા બાદ યથાશક્તિ મેં આ પુસ્તક રચ્યું. ખરે ખર મારી ઘણી મુદતની ઇચ્છા પુરી પાડવા અને મારા મિત્ર મંડળને વ્યવહારીક સુખ દુઃખ વિગેરેના યોગ્ય ચિતારથી પ્રસન્ન કરવાની ખાતર આ પુસ્તક લખેલુ હતું, પરંતુ કેટલાક સ્નેહીઓના અત્યાગ્રહથી સદરહું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કર્યુ છે તે એવા ઇરાદાથી કે તે પણ બીજા એવા પુસ્તકોની સાથે દેશની સેવામાં ઉપયોગી થઇ પડે, સદરહુ પુસ્તકમાં સત્યતા સાચા મિત્રોની પરસ્પરની પ્રેમ કસોટી સ્વાર્થી મિત્રોનો કૃતિમ પ્રેમ વ્યભિચાર તથા અભિમાનથી થતા માઠા પરિણામ પતિવ્રત પણું, દંપતિનો પવિત્ર પ્રેમ અવિચારી પણાનો પશ્ચાતાપ મધુપાનથી થતા ઘેર કાયદા ઇત્યાદી વિષયો વર્ણવેલા છે.

આ પુસ્તકના વિષયો વિશે અતિશયોક્તિ નહી કરતાં એટલુંજ જણાવું છું કે મારા પ્રિય વાંચક વૃંદ આગળ આ પુસ્તક યથા મતિ રચી મુકુછું તેમાં આ મારો પ્રથમ પ્રયાસ અને અલ્પ જ્ઞાનના લીધે જે કાંઇ ભુલચુક થઇ હોય તે માફ કરી ગ્રંથ કર્તાના હેતુ ઉપર ધ્યાન કરશો. એજ વિજ્ઞાપ્ના.

લી. ગ્રંથકર્તા.

# वीरकुमार इंद्रसेन अने सती पद्मावती

## पंचांकी नाटक.

---

### અંક ૧ લો.

પાત્રજન.

સૂત્રધાર............................નાટક ભજવનાર.
નટી......................................તેની સ્ત્રી.
સુર્યસેન............................સુવર્ણપુરીનો રાણી.
મનમોહના..........................સુર્યસેનની રાજા.
લીલા......................................તેની દાસી.
ઇંદ્રસેન
વિરસિંહ } ..........................સુર્યસેનના પુત્ર.
વિવેકસાગર..........................સુર્યસેનનો પ્રધાન.
એકોરસિંહ.................પ્રધાન પુત્ર ઇંદ્રસેનનો મિત્ર.
આનંદરામ..............પદ્માવતી નગરીનો રાજ્યગોર.
ધીરસિંહ...........................સુર્યસેનનો સેનાધિપતિ.
રત્નસેન..............રત્નવતીનો રાજા, ઇંદ્રશેનનો મામો.
સુમતી......................................તેનો પ્રધાન.
પંડીતજી....................રત્નવતિની શાળાનો ઉપરી.
વિદુષક......................................એક મશ્કરો.
ચંદ્રપ્રભા..............રત્નસેનની રાણી ઇંદ્રસેનની મામી.
લક્ષ્મી.......................................તેની દાસી.
પદ્માવતી........પદમાવતી નગરીના પદ્મસેન રાજાની પુત્રી.
ત્રણ સખીઓ.............................પદમાવતીની.

બાદ લોકો, અનુચરો, પ્રતિહારો, નગરજનો, સ્વારો, મગર, વાઘ વીગરે, વીગરે.

આવતાં મુખ્ય સ્થળઃ—સુવર્ણપુરી, રત્નપુરી, અને પદ્માવતી નગરીની સરહદ.

श्री गणेशाय नम.

# वीरकुमार इंद्रसेन अने सती पद्मावती

## पंचांकी नाटक.

७०२१

### मंगळाचरण.

ગાયન.

જય જય જીનવર સુખકર, દુઃખહર, શ્રમ સફળ કર તું દેવા.
કુમતિ હરીહર, સુમતિ ઉરભર, વીનંતિ ઉરધર તું દેવા. જય
રંગ ભૂમિઆ નવરસરંગથી, ચિતરાએ પરી પુર્ણ પતિ.
અલ્પમતિ અતિ મતિ ન પોંચે, આરંભુ ધરી સ્હાય કૃતિ. જય. ૨
પ્રારંભે સ્તવંનજીનપતિ તારૂં, વિધ્ન વિનાયક ગણી ઉચરૂં
અમી દ્રષ્ટિ કરી વિમળ મતિ દ્યો, રસજ્ઞ ગ્રંથ સંપુર્ણ કરૂં જય.૨

બાદ સુત્રધાર વિધાકલામાં વિધ્નને હરનાર કલ્પતરૂ સમ ઇચ્છીત ફળ દેનાર શ્રીબ્રહ્માસુતા શ્રુતદેવીને[1] આ ગ્રંથમાનાં સર્વે વિધ્નો હરવાને વિજ્ઞાપ્ના કરેછે.

શાર્દુલવિક્રિડિતછંદ.

દ્યોને વિમળ જ્ઞાનદાન દિનને, માતુમયુરેશ્વરી
રસના એ મારી વશી રસવતિ, અજ્ઞાનતા દ્યો હરી
ઇચ્છું રચવા ગ્રંથ પંથ તેનો જાણું નહી ભારતી
શિદ્ધિ કાર્યની થાય જાય વિધ્નો તેવીજ દ્યો મા મતિ

(નટી પ્રવેશ કરી ) સુત્રધારને વંદન કરી નમ્રતાપૂર્વક- સ્વામિન્ આજે શા વિષયપર શ્રોતા જનોનાં ચિત આકર્ષણ કરવા આપની ઇચ્છાછે તે દાસીપર કૃપા કરી કહેશો.

સુત્રધાર—પ્રાણવલ્લભા ? શ્રવણ કર શ્રી પાલનપુર નગર નિવાશી શ્રાવક જ્ઞાતિના મહેતા માણેકચંદભાઇ સુત હીરાલાલ રચિત એક અદભુત સકળગુણસંપન્ન વિરકુમાર ઇંદ્રસેન અને તેની સતિ પતિ

૧ સરસ્વતી.

પદ્માવતીનું નવરસ યુક્ત ચરિત્ર નાટકરૂપેમજલી બતાવવા મારી ઇચ્છા છે. જે ચરિત્ર વિવિધ વિષયોથી અલંકૃત છે તો શ્રોતાજનો જેમ ઘાંચીની ઘાણી તેલનો સંગ્રહ કરી તલના કુચા જુદા પાડે છે તેમ આ ગ્રંથ માંહેથી સાર સાર ગ્રહણ કરી અસારનો ત્યાગ કરશો તો આપણે આપણા શ્રમને કૃતાર્થ સમજીશું !!

**નટી**—પ્રાણેશ પ્રથમ મને આ ગ્રંથનો સારાંશ તો સમજાવો.

**સુત્રધાર**—પ્રિયા ચાલો પ્રથમ આપણે પાત્રવર્ગને તૈયાર કરીએ તે થયા પછી હું રંગભૂમિમાં બીરાજવા સદ્ગ્રહસ્થોની સમક્ષ ટૂંકાણમાં આપણા ચરિત્રનું વર્ણન કરીશ ત્યારે તું પણ સાંભળજો!

**નટી**—જેવી આજ્ઞા (બંને પડદામાં જાય છે) અને વિદૂષક પ્રવેશ કરે છે.

**વિદૂષક**—(રંગભૂમિપર પ્રવેશ કરી સભાસદોને નિરખી વિચિત્ર ચાળા કરતો) અહો! આજે અહીંઆ આટલું બધું શું અજવાળ્યું છે દીવાઓનો તાગ નથી. બેસવાનો માગ નથી, તેમ રાગના ઘાંઘાટથી મારૂં તો ગળુંએ બેરી ગયું. તેમ બીરાજેલા ગ્રહસ્થો જાણે ચિત્રામણમાં ચિતરેલા મનુષ્યની પેઠે એ કાગ્રદ્રષ્ટિથી આણી તરફ જોઇ રહ્યાં છે તેનું શું કારણ હશે ?

(તેવામાં સુત્રધાર નટીસહ પ્રવેશ કરે છે)

**વિદૂષક**—(સુત્રધારને નિરખી) અરે આ વળી નિલવાનર કયાંથી આવ્યો, લંકામાંથી કે પર લંકામાંથી? આવ્યો તો આવ્યો પણ વાંસે પુછડી પણ લાવ્યો જણાયછે.

**સુત્રધાર**—અરે જંગલી તું કોણ છે?કયાંથી આવ્યો? તેમ તારૂં શું નામ છે, વળી વાનર કોને કહે છે.

**વિદૂષક**—હું એક ફક્કડ માણસ છું રડતાને હસાવું અને હસતાને રડાવું મારા નામ ઘણાં છે સમયસુચક વિદુષક રંગલો બંદો વિગરે તેમ જયાંથી મારગ દેખ્યો ત્યાંથી હું આવ્યોછું.

**સુત્રધાર**—આવ્યો તો ભલે આવ્યો પણ વાનર કોને કહે છે.

**વિદૂષક**—(હસતો) અરે કાનોના કાચા જરા વિચારી વાચા વદ મેં તો તેને નર કહ્યા હતો હાથે શામાટે વાનર બને છે.

**સુત્રધાર**—શું તેં મને નર કહ્યો.

**વિદૂષક**—હા ખરેખર નર કહ્યો.

સૂત્રધાર—ખર ખર નર એટલે શું હું ગધેડા જેવો.

વિદૂષક—ના ના જાનવર જેવો માંરાથી ગધેડા જેવો કેમ કહેવાય.

સૂત્રધાર—અરે રંગલા જરા વિચારી વાચા વદ નહી તો આ સભાસદોની સમક્ષ તારી નકલ થઇ જશે.

વિદૂષક—( ખુશી થતો ) મિત્ર નકલ કરાવવાના માટે તો મારી મનહર શીકલ લઇ તુકલની માફક ઊડતો ઊડતો અહીં આવ્યોછું

સૂત્રધાર—શું તારી શીકલની નકલ કરાવવા આવ્યો છે.

વિદુષક—હાજ તો,

સુત્રધાર—જોઊં તારી શીકલ.

વિદુષક—[પોતાના મોઢાપર હાથ ફેરવી] જોજે?

સુત્રધાર—વાહ ! વાહ ! કેવું મનહર છે જાણે અમાસનો ચંદ્ર અને કાજળનો કડકો.

વિદૂષક—જોયું જોયું ચસમેખબા સરદપુનેમના ચંદ્ર જેવું મારૂં વદન છે તેને અમાસના ચંદ્ર જેવું કહેતાં શું તું નથી ચુકયો,

સૂત્રધાર—વાત ખરી, કહ્યું છે કે ચુકયો ત્યાંથી ફરી ગણવું.

વિદુષક—હા ચુકયો છે તું ચુકયો નથી ત્યારે શું હું કાળો મેશ જેવો છું ?

સુત્રધાર—ના ના તને મેશ જેવો કોણ કહે છે તુતો મહીશ[1] જેવો ચળકતો છે.

વિદૂષક—( ખુશી થઇ ) શાબાસ મિત્ર હવે ચુકયો નથી નિશ્ચે હું મહેશ[2] જેવોછું.

સૂત્રધાર—હા ખરેખર મહીશીના પુત્ર મહીશ જેવો છે.

વિદૂષક—અરે મુઢ વળી ભુલ્યો, શું મને ભેંસના પુત્ર પાડા જેવો કહ્યો.

સુત્રધાર—ના ભાઇ ના તું ખરેખરો હવે નકામી લાયરીનો ત્યાગ કર, કહ્યું છે કે વાતે વહુ ગધેડે ચડી.

વિદૂષક—હા એ કહેવત સાચી છે. જો જે સાંભળીને ચાલ જે વિચારીને બોલજે નહીતો ( નટીતરફ આંગળી કરી ) આ વહુ કોઇદી ગધેડે ચડી જશે )

---

પાડો. ૧ રાજા ૨

**સૂત્રધાર**—મિત્ર ગદ્ધાની સ્વારી તો તારી નારી બરાબર કરી જાણે છે.

**વિદૂષક**—હા તે તો હેવી પ્રવીણ છે કે દીવસમાં ચાર પાંચ વખત ગદ્ધા સ્વારી કરી મારામનને આનંદ આપે છે તારે પણ મનોરંજનાર્થે નટીને ગદ્ધા સ્વારીમાં પ્રવીણ કરવી હોયતો મારા ત્યાં મોકલજે (સરવે સભાજનો હશે છે)

**સૂત્રધાર**—(નટી પ્રત્યે) પ્રિય પાત્રવર્ગને અંહી પ્રવેશ કરાવ કે આપણે આપણા ગ્રંથના ટુંક વિશયથી સભામાં બીરાજેલા ગ્રહસ્થોને વાકેફ કરીએ

(જેવી આગ્ના કહી જાયછે (અને પાત્ર વર્ગ પ્રવેશ કરેછે]

**સર્વપાત્ર** રાહ

શાર સાર સજ્જનો આ ગ્રંથથી અહો
ત્યાગી જળજેમહંશ પીએ પય³ ખરો
સત્યટેક, મિત્રનેક, ફેરીની ખુવારી છેક
ચિત તે ધરી જુઓ શાર
દંપતિ પ્રેમ તણો નેમ, સતિ સત્ય ધ્રુવ જેમ
અડગતો રહયો અહંકારી
વ્યભિચારી અવિચારી શાર પસ્તાણો
ચિત્ત તે લહો સાર.

(પાત્ર વર્ગ પડદામાં જાયછે.)

સૂત્રધાર મિત્ર તું હાસ્યરશ ઉપજાવવામાં પુર્ણ પ્રવીણ જણાય છે તો મારે આજે એક સત્યવાદી વીરકુમાર અને તેની સતી પત્નીનું આખ્યાન આ સભા બિરાજીત સદગ્રહસ્થોની સમક્ષ નાટક રૂપે ભજવી બતાવવાની ઇચ્છા છે તો તેમાં યોગ્ય અવસરે મનરંજન વચનો ઉચ્ચારી શ્રોતાજનોનામન રંજન કરીસ તેવીતારીઆશાછે

**વિદૂષક**--મુર્ખ આશાતો સ્ત્રીને હોય શું તારો વીરકુમાર મારા જેવો ફક્કડ છે?

**સૂત્રધાર**--તારા જેવો તો નહીજ પણ ઇંદ્ર તુલ્ય દીવ્ય દેહિવાળો પારથ⁴ સમ પ્રરાક્રમિ અને હરીચંદ્ર જેવો સત્યવાદી છે તેમ તેની સતિ પત્ની સીતા જેવી સતિ છે.

---

દુધ. ૩ અર્જુન ૪

વિદૂષક—જોઇ જોઇ તારી સીતા જેવી સતિ, શુમારી રંગલી જેવી એને કુમાર પણ શું મારા જેવો!

સુત્રધાર—જંગલી તારી રંગીલી તો તેના શા હીશાબમાં અને વીરકુમાર પાશે તું પણ શા હીશાબમાં

વિદૂષક—ભલેભાઈ તારા મનને અમો કંઇ હીસાબમાં નથી પણ (અચકેછે)

સુત્રધાર—અચકે છે શું

વિદૂષક—મારે તો રંગલી એકજ છે અને રંગલીને હું પણ એક જ્યું કેમ હીસાબમાં ન હોય, હું તો આ ચાલ્યો, મારી વાલીનું મુખ જોવા.

સુત્રધાર—શું રોવા.

વિદૂષક—મિત્ર જોવા કે રોવા (ચાલતાં સ્યો મિત્ર રામ રામ)

સુત્રધાર—(હસ્તો) વહેલા ઊઠજો પરોડીએ.

વિદૂષક—મિત્ર હું તો વહેલો ઊઠેલોજછું, મારે ત્યાં તો સંધ્યા એ વાહાણું વાય છે,

સુત્રધાર—એમ કે વારૂ.

વિદૂષક—સાંભળ

રાગ

સાંભળ સાંભળ સુત્રધાર, ઘરમાં નારી બહુ હુશીયાર;
ખરેખરી ચોથા નંબરની પદમણી નિરધાર:
ફુવડ કહો કે કુહો સંખણી બલા ખરેખર સાર. સાંભળ.
સુર્વ સંજ્યાએ ઊઠે બપોરે, દાતણની નહી વાત;
ખાતી ખાતી અડધું ઢોળે, બડબડતી કુજાત. સાંભળ.
રૂપ રાંડનું કાજળ કડકો કપી મુખ નિરધાર.
ફૂકડ બંદો હાય ફસ્યા છે, ભવ ફંદા મોઝાર; સાંભળ.
આજુષણમાં ઘર કરી રે'તાં, માકણ ચાંચણ સાર;
ભીમ શકુની જેવો મારો, ઘરમાં છે વેપાર. સાંભળ.
સુદ્ધિ બુદ્ધિ મળે ના જરીએ, માથાફોડો કરીએ;
નાર દુઃખ એ ભવ દુઃખીયારા, કેમ કરીને ઠરીએ, સાંભળ.
રંગભૂમિમાં ગુજારવાને, ધાર્યું જેથી રાત;
મરો નાર ઘર બળો માહરૂં, તેની નહી દરકાર સાંભળ.

સુત્રધાર—મિત્ર તું તો મહા દુઃખીઆરોછે ખુશીથી આજે રંગતં ગમતમાં અહીંજ રાત ગુજાર.

**વિદુષક**—મિત્ર આજે તો રહું પણ પછી કાલે.

**સુત્રધાર**—કાલની વાત કાલ

**વિદુષક**—નાના યાર ખાવી પડે માર તે વખતે તુ શું કામ આવે, હુંતો જઈશ.

**સુત્રધાર**—(તેને અટકાવી) જંગલી કયાં ચાલ્યો વળી શું ભુત ભરાયુ [જવા માંડે છે)

**વિદુષક**—યાર શું કહું ભુખનું ભુત મારા પેટમાં પેસી ગયું છે. તે જપી બેશવા દેતું નથી ઘેરે જઇ ખાઉં નહીતો કુરરકુરર કરી મારા અંતરડાં ખાઇ જાયછે ભાઇ ભુખનું દુખ મહા વસમુ છે ખાવા આપીશ તો તારૂં કામ બજાવીશ. નહી તો રામ રામ

**સુત્રધાર**—મિત્ર તુ ગભરાઈશ નહી મેં તારા માટે મનગમતા મોદક કરાવી રાખ્યા છે તે હુ તને આપીશ.

**વિદુષક**—વાહ વાહ ત્યારે તો આનંદ ભુખનું દુઃખ ઘેર મુકી આવ્યો પણ મારા આવ્યા વિના મારા કામની ક્રીયા કરીશ નહી હોકે જરૂર

**સુત્રધાર**—ના નહી કરૂં પણ તું ત્વરીત આવજે

**વિદુષક**—મિત્ર આ આવ્યો જાણે ખોટો રૂપીઓ

**સુત્રધાર**—વારૂ (વિદુષક જાયછે સુત્રધાર પડદામાં જાયછે)



# અંક ૧ પહેલો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ સુવર્ણ પુરીની રાજ્ય સભા

**પાત્ર**—સુર્યસેન, વિવેક સાગર, પ્રતિહાર, પાછળથી એક દ્વિજ બાદ એક અનુચર.

**પ્રતિહાર**—ગુણનિધાન, રૂપવિશાળ, દીનદયાળ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, દયા, શૂર, ઐાદાર્યતા, વીગેરે શ્રેષ્ટ ગુણ સંપન્ન અવનિ પતિ મહારાજાધિરાજ શુર્યસેન મહારાજને ઘણી ખમા.

**સુર્યસેન**—(સિંહાસને બીરાજી,) સચિવાર્ રાજ્ય વ્યવસ્થા કેવી ચાલેછે? પ્રજા જનો કેવી ખુશાલીમાં દીવસો નિર્ગમન કરે છે. તેમજ આપણી ભુમિમાં વ્યાપારાદી ઉદ્યમ કેવો પ્રવર્ત્તે છે? અને પ્રજામાં સંપ. સત્ય વીગેરે કેવાં છે? તેમ વળી આપણી સરહદમાં દંભીજનોનો ભય કેવો છે? વીગેરે બાબતોનું તાત્પર્ય આજે મારી પાસે નીવેદંન કરો.

**વિવેક સાગર**—કરૂણાનિધાન ? જ્યાં આપ સમો વડ ન્યાયી ભુપતિ સિંહાસને બીરાજમાંન થાય છે ત્યાં, અન્યાય અને વ્યાધિ ની તો વાતજ શી! રાજ્ય વ્યવસ્થામાં ઉપજથી ખર્ચ અર્ધ ભાગ તો છે. સેનામાં સુભટોનો દિનપ્રતિદિન વધારો કરવામાં આવે છે. પ્રજાને પુત્ર સમગણી બરાબર ન્યાય તોળવા ન્યાયાધીશોના હસ્તમાં ધર્મ રૂપી કાંટા આપેલાછે. તેમ દંભીજનોને[1] સરહદ પાર કરવામાં આવેછે. વળી આપના રવી[2] સમ પ્રકાશથી સરિતા તીરે સીંહ અજા[3] સાથે રહી જળ પાન કરે છે. તો પ્રજામાં કુસંપનું નામ હોયજ કયાંથી. સ્વદેશમાં, વ્યાપારાદી ઉધમમાં, વૃદ્ધિજ થતી આવે છે. તેથી પ્રજાદિન પ્રતિદિન પરમ આનંદમાં દિવસોવ્યતિત કરેછે. જેથી માહારાજ રામ રાજની તુલ્ય આપના પુન્ય પ્રતાપથી પ્રભાસ્કરના[4] પ્રકાશસમ આરાજ્ય પ્રકાશી રહ્યુંછે. તેમાં કાંઇ ન્યુનતા નથી.

**સુર્યસેન**—પ્રધાન ? ઉપરની હકીકત શ્રવણ કરતાં હું ઘણોજ આનંદીત થાઉં છું, પ્રજાના દુઃખે દુઃખી, અને પ્રજાના સુખે સુખી

---

૧ લુચ્ચા. ૨ સુરજ. ૩ બકરો. ૪ સુરજ.

રહી. પ્રજાનું કષ્ટ હરી, પ્રજાનું પાલન કરવું, તેજ સર્વ નૃપતિઓનો ધર્મ છે; તનના તનુજ કરતાં પણ પ્રજાને વિશેષમાંને તેજ રાજા માટે હે પ્રધાન ? જેમ બને તેમ પ્રજાને સુખી કરવામાં કસર કરશો નહીં.

**વિવેક સાગર**—દયાળુ આપનું કહેવું સત્યછે, પ્રજાને સુખ દેવામાં આ રાજ્યમાં કોઇ વખતે કસર કરવામાં આવી નથી, અને આવશે પણ નહી. તે વિશે આપે નિશ્ચિત રહેવાની મારી પ્રાર્થનાછે.

**પ્રતિહાર**—( પ્રવેશ કરી નમનથી ) મહારાજ બહાર કોઇ વિદેશી વિપ્ર આવેલો છે. તે કચેરીમાં પ્રવેશ કરવા માગે છે.

**સુર્યસેન**—તેને સુખેથી પ્રવેશ કરાવ.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (કહીજાયછે અને આનંદરામ પ્રવેશકરેછે)

**આનંદરામ**—( પ્રવેશ કરી નમ્રતાથી ) ચોખંડ પ્રતાપી ભુપ આ ભુતલમાં ઘણું જીવો અને તમારો જય થાઓ

**દોહરો**-વીક્રમ સમ છો શોભીતા: ભોજ સમા ભુપાળ.

રામ તુલ્ય રાજેશ્વરી, જુગ જીવો મહીપાળ; ૧

હરીશ્ચંદ્ર સમસત્યતા, ધર્મરાય સમ ન્યાય

બળી સમાદાનેશ્વરી, સુખમાં રહો સદાય; ૨

**વિવેક સાગર**—મહારાજ તમારૂં શું નામછે? તમો ક્યા નગરથી અને શા અર્થે અત્રે આવેલા છો તે વિદિત્ત કરો.

**આનંદરામ**—કૃપાળુ રાજેંદ્ર હું પદમાવતી નગરીના રાજા પદમસેનનો રાજ્ય ગોર છું. મારૂં નામ આનંદરામ છે. તે રાજાને સચી,[1] સમા સ્વરૂપવાંન, રૂપ, ગુણ, યૌવન, શીળ, વીગેરે શ્રેષ્ટ ગુણોમાં કુશળ થએલી પદમાવતી નામે એક પુત્રીછે, તેને એવું પણછે કે જે કોઇ રાજ્યકુમારની છબી મારી છબીથી મળતી તેમજ. સૌંદર્યવાંન,[2] અને વીરત્વથી ભરેલી હોય, તેને મારે વરવું, ઉપરની હકીકતથી પદ્મસેન રાજાએ મને તે કુમારીકાની છબી આપી. તેના સુચવ્યા મુજબ કોઈ સકળ ગુણ સંપન્ન રાજ્યકુમારની છબી શોધી લાવવા આજ્ઞા કરી છે. કુમારીકાના કહ્યા પ્રમાણે છબો હાલ સુધી કોઇ સ્થળે નીહાળવામાં આવી નથી પણ મેં, દેશાવરોમાં રટન કરતાં આપના કુમાર શ્રી ઈંદ્રસેનજીનાં પરીપુર્ણ રીતે શ્રેષ્ટ વખાંણ શ્રવણ કર્યાછે. તેથી અત્રે આવ્યોછું. માટે કૃપા કરી આપના કુમારશ્રીની છબી અપાવશો. કે જેથી મારી ભ્રાંન્તિ ટળે.

---

૧ ઈંદ્રાણી. ૨ રૂપવાંન.

સુર્યસેન—ભલે મહારાજ અમારા યુવરાજની છબી તમોને ની રખવાની ઇચ્છા છે તો તે હું તમોને અપાવું છું (પ્રધાન પ્રત્યે) પ્રધાનો? કુમાર ઈંદ્રસેનની છબી મારા આનંદગૃહની અંદર છે ત્યાંથી મંગાવી આ મહારાજને આપો.

વિવેક સાગર—નૃપેંદ્ર, જેવી આજ્ઞા, (પ્રતિહારને છબી લાવવા આજ્ઞા કરેછે. પ્રતિહાર જાય છે)

પ્રતિહાર—(છબી લાવી નમનથી) આ કુમાર શ્રીની છબી.

સુર્યસેન—(તે છબી લઇ) લ્યો મહારાજા આ છબી.

આનંદરામ—(હસ્તમાં છબી લઈ અવલોકી) અહાહા, કેવી સાૈંદર્ય અને વીરત્વથી ભરેલી આછબી છે? ખરેખર કુમારીકાના સુચવ્યા મુજબ આ દીવ્ય[1] આકૃતિ મને મળી આવી છે. ધારૂં છું કે આ છબીથીજ મારી અને કુમારીકાની મનો કામના ફળી ભુત થશે. કૃપાનિધાન? હું આ કુમારીકાની છબી, અત્રે મુકી આ છબી લઇ પદમાવતી નગરી તરફ વીદાય થવા ઇચ્છુંછું. અને આશા છે કે કુમારીકા આ છબી પસંદ કરશે. કે તુરતજ સગપણનું શ્રીફળ લઇ આપના હજુરમાં હાજર થઇશ. માટે હવે સેવકને વીદાય થવા આજ્ઞા આપો.

સુર્યસેન—ભલે તે છબી ખુશીથી લઈ જાઓ; અને તરત શુભ સમાચાર લઈ આ તરફ વેલા આવજો. અમો પણ અત્રે વિચાર કરી રાખીશું.

આનંદરામ—કૃપાળુ? તેમાં કિંચિત્ માત્ર પણ ફેર પડશે નહી

સુર્યસેન--સચિવો? આ મહારાજને, કડા, કંઠી, પોષાક વીગરે અપાવો કે તેઓ તરત વીદાય થાય.

વિવેકસાગર—જેવી આજ્ઞા! (ભંડારમાંથી સીરપાવ મંગાવી મહારાજને આપે છે તે લઇને)

આનંદરામ—(નમનથી) દયાળુ નરેશ આપનો જય થાઓ. વિશ્વેશ્વર આપને રિદ્ધિસિદ્ધિ અને આનંદમાં ભરપુર રાખો.

ગીતી

અચળ રહો સ્રષ્ટિમાંઃ જશ આ જગમાં આપ તણો જામો
ભર્યા રેહો ભંડારો, ને તનમનનું દુઃખ હરી વાંમો. ૧

---

[1] શોભીતી.

**આનંદરામ**—દયાબ્ધિ[1] હું રજા લઊં છું.

**સુર્યસેન** –ભલે ( આનંદરામ નમન કરી વીદાય થાય છે, ( પ્રધાન પ્રત્યે ) પ્રધાના? પદમપુરી નગરીના પદ્દમસેન નરેશની પુત્રીથી કુમાર ઈંદ્રસેનનું સગપણુ કરવામાં તમારો શો મત છે?

**વિવેકસાગર**– અન્નદાતા? આપની ઇચ્છા તે મારી ઇચ્છા, પદમસેન રાજાનું કુળ તો આપણી તુલ્ય છે, તેથી ત્યાં સગપણુ કરવામાં કંઇ બાદ આવે તેમ નથી.

**સુર્યસેન**—સચીવા? મારી પણુ એજ ધારણા છે.

**વિવેકસાગર**—કૃપાનિધાંન? અત્યંત દીવસોથી કુમાર ઈંદ્રસેન તેમના મામાને ત્યાં છે, માટે તેઓને હવે અત્રે બોલાવી રાજ્યકાર્યમાં પ્રવીણુ કરીએ તો સારૂં.

**સુર્યસેન**—હા ? મારો પણુ એજ વિચાર છે. (અનુચર પ્રત્યે) અરે કોઇ હાજર છે?

**અનુચર**—(પ્રવેશ કરી) મહારાજા શી આજ્ઞા છે? હું હાજર છું.

**સુર્યસેન**—તમો રત્નપુરી જાઓ, અને રત્નસેન રાજાને અત્રેની કુશળતા કહી ત્યાંની કુશળતા પુછજો. અને કુમાર ઇંદ્રસેનને અત્રે તેડે છે તેવું વિદિત કરજો, કુમારને વીદાય કરે કે તુરત તમો તેની સાથે રહી કુમારને સાવચેતીથી તેડી વેલા આવજો.

**અનુચર**—દીનદયાળ? જેવી આજ્ઞા. ( કહી જાય છે ).

**સુર્યસેન**—પ્રતિહાર ? કચેરી બરખાસ કર.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા, કચેરી બરખાસપે નીગાકીજીએ મહેરબાન સલામ. (સરવે જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ રત્નવતીનો દરબાર.

પાત્ર રત્નસેન, સૂમતિ, પંડીતજી, ઇંદ્રસેન, પ્રતિહાર
વિદૂષક, બાદ સુવર્ણુ પુરીથી આવેલ અનુચર, વીગરે.

**પ્રતિહાર**—સોનેકી છડી, રૂપેકી મસાલ, મોતીયંનકીમાલા; ઝમરૂખકેતારે, આજુસેં બાજુસેં કદમપે દિનદયાળ પ્રજાપાળ મ-

---

૧ દયાના સમુદ્ર,

હારાજ રાજેંદ્ર રત્નસેન મહારાજને ઘણી ખંમા. ( સર્વે દરબારીઓ ઊભા થઇ વંદન કરે છે).

**રત્નસેન**—(સિંહાસને બીરાજી) સચીવા હાલમાં વિધાશાળાના શા વર્તમાન છે તેમજ ભાણેજ ઇંદ્રસેન વિધામાં કેવા પ્રવીણ થયા છે. વળી શાળાના વિધાર્થીઓ વિધામાં કેવા કુશળ છે? વીગરે બાબત માટે આજે પંડીતજીને અત્રે બોલાવો કે તેઓ સરવે નીવેદન કરે.

**સૂમતિ**—કૃપાવન્ત જેવી આજ્ઞા, ( પ્રતિહાર પ્રત્યે ) પંડીતજીને સત્વર બોલાવ.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા,(જાયછે અને થોડીવારે પંડીતજીપધારેછે.)

**રત્નસેન**—પધારો પંડીતજી? બીરાજો આ આસને.

**પંડીતજી**—( આસને બેસી ) દીનદયાળ પરમકૃપાળ અનેક મુગટબંધ રાજાઓના રાજાધિરાજ ચુડામણી તારી સંપત્તિ સતત[1] વૃદ્ધિ પામો, અને ચાતુર્ય, ઔદાર્ય, શૌર્યાદી ગુણોએ યૂક્ત રાજેન્દ્ર અમર રહો, કૃપાનિધાંન મને શી આજ્ઞા છે?

**વિદૂષક**—મહારાજ મોદક જમવાની.

**રત્નસેન**—પંડીતજી હાલમાં વિધાશાળાના શા વર્તમાન છે? ભાણેજ ઇંદ્રસેનનો વિધાભ્યાસ કેવો છે. તેમજ શાળાના વિધાર્થીઓ વિધામાં કેવા કુશળ છે? વીગરે નીવેદન કરો.

**વિદૂષક**—મહારાજ, મારા સૂર્યપુત્રનું પણ થોડું ઘણું વાટીનાંખજો.

**પંડીતજી**—નૃપેન્દ્ર, વિધાશાળાનું કામ, દિનપ્રતિદિન દિનકર,[2] તુલ્ય ઉદય પામતું ચાલે છે. સર્વ વિધાર્થીઓ વિધામાં કુશળ છે. તેમાં પણ કુમાર ઇંદ્રસેન સર્વમાં સરવોપરી છે. કુમારની તિવ્ર બુદ્ધિનાં શા અધિક વખાણ કરૂં? કે જેની તીવ્ર બુદ્ધિનો ઉદધિ[3] તેની કીશોર વયમાંજ પ્રકાશ પામી રહ્યો છે. સરવે કઠીન શાસ્ત્રો શીખવવામાં જેને એકથી અધીક વખત કહેવું પડયું નથી. વળી સામૂદ્રીક શાસ્ત્રમાં પુરૂષના બત્રીસ લક્ષણ કહયાં છે. તે બત્રીસ લક્ષણ યુક્ત આ કુમાર બાવનવીર છે. જેમાં સંદેહ નથી. જેની વિભુકૃપાએ અત્યારથીજ સિંહજેવી બળવાન વૃતિ છે. તેની શસ્ત્ર ફેરવવાની ચાતુર્યતા નીરખી પ્રસંગોપાત હું પણ દીંગ થઇ જાઊં છું. જેમાં શૌર્ય સાથે ધૈર્ય, ઔદાર્યતા દયા, સત્યતા નેકવીગરે ગુણોસંપૂર્ણ છે તેઓને હવે

૧ હમેશાં. ૨ સુરજ. ૩ સમુદ્ર.

એકપણ વિશય શીખવવો બાકી નથી. તેઓ હવે સકળગુણ સંપન્ન છે.

**રત્નસેન**—ધન્ય છે. પંડીતજી આપને, આપ સમ સદગુરૂ પાસે વિધ્યાર્થીઓ સંપૂર્ણ કેળવાય તેમાં આશ્ચર્ય નથી. તેમજ ભાણેજ ઇંદ્રસેન સર્વે શાસ્ત્રોમાં યોગ્ય રીતે પ્રવીણ થયાના અધિક વખાણ આપના મોઢે સાંભળી હું ઘણોજ આનંદીત થાઊં છું.

**પંડીતજી**—કૃપાળુ ? તે સહુ આપની કૃપાથીજ થયું છે.

**વિદૂષક**—પંડીતજી બધા વિધ્યાર્થીઓનાં વર્ણન કર્યા પણ મારા પુત્ર રત્નને કયાચીથરે બાંધી રાખ્યો.

**પંડીતજી**—ખરૂપતિ જરા ધ્યાનધર, કહું તે શ્રવણકર, તારા સૂર્યપુત્રના પ્રકાશના સમાચારતો દીવસે યા રાત્રિએ કહેવાય તેમ નથી. પણ કાળીચઊદશ ને આદિત્યવારના દીવસે સંધ્યાનું ગ્રહણ છે તે પ્રસંગે આવજે એટલે કહીશ.

**વિદુષક**— પંડીતજી સૂર્યકંઇ છાપરે ઢાંકયો રહેતો નથી. તે પુત્રતો મારા જેવોજ તેજસ્વી છે, તેમાં કંઈ ન્યુનતા નથી. કહ્યું છે. કે? બાપ જેવા બેટા. અને વડ જેવા ટેટા.

**પંડીતજી**—હા.! તે ખરેખર છે. તેમાં કંઈ શક નથી ઉપર સુચવેલા દીવસે આવજે એટલે તેનાં વખાણ કહી સંભળાવીશ.

**વિદુષક**—આપજી? તેમાં કંઇ પુછયા જેવું છે નહી. તેમ વળી આપે દરશાવ્યો તે દીવસ તોએની જન્મગાંઠ છે. માટે અવાયજ નહી.

**રત્નસેન**—પ્રધાંના ? પંડીતજીને કડા કંઠી પોપાક સાથે એક સહસ્ત્રસોના મહોર ઇનામ આપો.

**સુમતિ**—કૃપાસાગર ? જેવીઆજ્ઞા (તે સરવે મંગાવી પંડીતજીને અપાવે છે તે લઇને )

**પંડીતજી**— **ગીતી.**

ધરે ધરાશિર શેષ[૧] તપે સુધી જ્યાં ઇંદુ[૨] રવી[૩] તારા
ત્યાં સુધી હે ભુપાળ, અચળ સુખમાં રહો નૃપ[૪] મારા.

**પંડીતજી**—કૃપાનિધાંન હવે મને રજા છે?

**રત્નસેન**—ભલે પધારો. ( પંડીતજી જાય છે )

**ઇંદ્રસેન**—(પ્રવેશ કરી નમ્રતાથી.) મામાજી અભિવંદન કરૂં

**રત્નસેન**—બાઇ દીર્ઘાયુષ્યમાન થાઓ. પંડીતજીના મોઢેથી

૧ નાગ. ૨ ચંદ્ર. ૩ સુર્ય. ૪ રાજા.

તમોએ સર્વ શાસ્ત્રોમાંથી પ્રીય કુશળતા સંપાદન કરી છે. તેમજ તમારૂં અગાધ વીરત્વ, ધૈર્ય, અને ચાતુર્ય, સાંભળી હું પરમ આનંદીત થયો છું.

**ઇંદ્રસેન**—મામા શ્રી તે સરવે આપના ઉપકારથીજ થયું છે.

(મારા ભાગ્ય તણો નહી પાર, મહીલા થાની મારી પ્યારી) (એ રાહ)

મામા કર્યો અતી ઉપકાર, મુજને બાળ તમારો ધારી;
કીશોર વયથી પાળી મુજને, સુખી કરયો શિરતાજ;
લાડ લડાવી જાત ભાતનાં, સાર્યાં સરવે કાજ. એ ટેક
કુશળ વિદ્યામાં થયો અહી હું, શુરપુર વળી સાર;
વિવિધ પ્રકારે સુખ ભોગવ્યું, મેંતો અપરમપાર. મામા.
આભારી હું થયો આપનો, જન્મ સુધી નીરધાર;
આનંદમાં નિત્ય રાખે તમોને, કૃપાળુ કીરતાર. મામા.

**રત્નસેન**—ભાઇ એમાં ઉપકાર શાનો ? તમારા મોઢાના આવા મિષ્ટ વચનો શ્રવણ કરી હું તમારી તરફથી પુર્ણ સંતુષ્ટ થયો છું. જેથી આ મારી રત્ન જડીત તરવાર તમોને બક્ષીસ આપું છું.

**ઇંદ્રસેન**—મામા શ્રી ? તે હું ઘણી ખુશી સાથે સ્વીકારૂં છું. વાહ! આ કેવી મજાની છે?

**પ્રતિહાર**—( પ્રવેશ કરી નમનથી ) કૃપાનિધાન બહાર સુવર્ણપુરથી એક અનુચર આવેલો છે. અને તે અંદર આવવા માગેછે.

**રત્નસેન**—તેને સુખેથી પ્રવેશ કરાવ.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા ! (જાયછે.)

**અનુચર**—( પ્રવેશ કરી નમ્રતાથી ) ગૌદ્વિજ પ્રતિપાળ તમારો જય થાઓ.

**સુમતી**—તમો શા અર્થે અત્રે આવેલા છો તે વીદિત કરો.

**અનુચર**—કરૂણાનિધાન, મને સુવર્ણપુરીથી સુર્યસેન મહારાજે કુમારશ્રી ઇંદ્રસેનજીને ત્યાં બોલાવવા અર્થે અત્રે મોકલ્યો છે. મહારાજા કુટંબસહ આનંદ વૃત્તિમાં છે, અને તેમણે આપની કુશળ વૃત્તિ પુછી છે. કૃપા કરી ઇંદ્રભાઇને ત્વરીત વીદાય કરો કે, અમો શુભ શુકન જોઇ સુવર્ણપુરી તરફ પ્રયાણ કરીએ

**ઇંદ્રસેન** ( હર્ષપૂર્વક ) મામાજી ? મને પણ હવે સ્વદેશ જવાની તેમજ મારા પિતા વીગેરેને નીરખવાની ઘણી ઉત્કંઠા છે. માટે હવે કૃપા કરી મુને વિદાય કરવામાં વિલંબ કરશો નહીં.

**રત્નસેન**—ભાઇ? એવીજ તમારી ઇચ્છા છે તો રાણીવાસમાં ચાલો, ત્યાં તમારી મામી વીગેરેને મળો ત્યાર પછી વિદાય કરીશું.

**ઈંદ્રસેન**—જેવી આજ્ઞા.

**રત્નસેન**—પ્રધાન, ? આ અનુચરના માટે ખાનપાનનો બંદોબસ્ત કરજો. હું રાણીવાસમાં જાઊં છું. ત્યાં ઇંદ્રસેનની સંગાથે મોકલવા વિશ્વાસુ દશ સ્વારોને તરત મોકલજો.

**સુમતિ**—જેવી નૃપવર્યની આજ્ઞા.

**રત્નસેન**—પ્રતિહાર ? કચેરી બરખાસ કર.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા, કચેરી ખરખાસપે નીગાહ કીજીએ મહેરબાન સલામ.

( સર્વે જાય છે. પડદા પડે છે )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ રત્નસેન રાજાની રાંણીનો રાણીવાસ.

પાત્ર ચંદ્રપ્રભા, લક્ષ્મી પછી

રત્નસેન, અને ઇંદ્રસેન, બાદ સ્વારો, અનુચરો વીગેરે.

**ચંદ્રપ્રભા**—લક્ષ્મી ? મહારાજા હજુ સુધી કેમ પધાર્યા નહી ?

**લક્ષ્મી**—મહારાંણી? હમણાં પધારશે, નિત્યનો આવવાનો સમય વહી ગયો છે. ( એટલામાં પ્રતિહાર નેકી પોકારે છે. )

**નેપથ્થમાં**—મહારાજાધિરાજ રત્નસેન મહારાજને ધણી ખંમા.'

**રત્નસેન** —(પ્રવેશ કરી) પ્રિયા આજે સુવર્ણ પુરીથી એક અનુચર ભાઈ ઇંદ્રસેનને બોલાવવા આવેલો છે. તેમ તેનું મન પણ તે તરફ ખેંચાઇ રહ્યું છે. માટે ચાલો તેમને વીદાય કરીએ.

**ચંદ્રપ્રભા**—(અધીરાઇથી) નાથ શું ઇંદ્રસેનને આજે સુવર્ણ પુરી વીદાય કરવા છે. પ્રાણવલ્લભ? તેના વીના ક્ષણ પણ આપણને કેમ ગમશે? ( દીલગીર થઇ જાય છે. )

**ઈંદ્રસેન**—મામા, મામી, દીલગીર થશો નહી. નિશ્ચિંત રહો. હું થોડા દીવસમાંજ મારા પીતા વીગેરેને મળી અત્રે પાછો આવીશ. પણ હાલતો રજા આપો.

**લક્ષ્મી**—(પ્રવેશ કરી) અન્નદાતા ? બહાર ઇંદ્રભાઇને ચડવા અશ્વ તથા સ્વારો તેમ સુવર્ણ પુરીથી આવેલ અનુચર વીગરે તૈયાર થઇ આવેલ છે.

**રત્નસેન**—પ્રીય રાણી ? હવે દીલગીરીનો ત્યાગ કરી પ્રફુલીત વદને કુમારને વિદાયગીરી આપો. શુભ ચોઘડીયું વ્યતિત થાય છે.

**ચંદ્રપ્રભા**—સ્વાંમિની જેવી, આજ્ઞા.

### ગીતી.

**ઇંદ્રસેન**—આજ્ઞા મુજને આપો, મામા મામી સ્વદેશ સંચરવા;
ચીન્તા નવકાંઇ કરશો, બાળસિંહના હોય સિંહજેવા.

### સદર.

**રાજા,રાણી**—શાણા પુત્ર સિધાવો, ભલેખુશીથી અમો શીખ દઇએ.
સાચવીને રસ્તામાં, તમો ચાલજો એજ અમે કહીએ.

**રત્નસેન**—સ્વારો ? ભાઇને રસ્તામાં સાચવીને લઇ જજો.

**સ્વારો**—કૃપાનિધાંન ? આપ તે વિશે નિશ્ચિંત રહેશો.

**ઇંદ્રસેન**—મામા, મામી, આપ મારી તરફની લેશ માત્ર ચીન્તા કરશો નહીં. વખત જાય છે. માટે હવે મને આજ્ઞા આપો.

**રાજા રાણી**—ભાઇ સુખેથી પધારો, માર્ગમાં તમારાં સર્વ કષ્ટો દુર થાઓ. ( સ્વારો સાથે વીદાય થાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ પદમાવતી, નગરીની સરહદમાં સરિતા[1] ત્રટ

પાત્ર પદમાવતી, અને તેની સખીયો, પછીથી
ઇંદ્રસેન તથા તેના સ્વારો, મગર વગેરે.

**પદમાવતી**—પ્રીય સખીઓ ? આ ગ્રીષ્મ રતુતો પ્રેમી જનને તેમજ કંથ વીનાની કામનીઓને મહા તાપકારી છે, એક તો કુમારીકાઓના અંગમાં, અનંગની,[2] જ્વાળા લાગી રહી હોય તેમાં પોતાની ઉષ્ણતા[3] ઉમ્બ્રાવી લલનાઓના[4] સકોમળ હૃદયને દુઃખીત બનાવે છે. તેમ મને પણ આજે આ ગ્રીષ્મ રતુ એતો લાચાર બનાવી દીધી છે. તેથીજ આજે મને સરીતાત્રટે સ્નાન કરવાની ઇચ્છા થઇ.

**૧ લી સખી**—વાહાલી ગ્રીષ્મ રૂત હોય કે વર્ષા રતુ હોય તોપણ મદન[5] તો માનુંનીઓના[6] દેહને અતી ઉષ્ણતા વાપરી દુમ્યાજ કરે છે. તેમાં ગ્રીષ્મ શું કરે! પણ જ્યારે અંગનો અનંગ શાન્ત

---

૧ નદી, ૨ કાંમદેવની, ૩ ગરમાસ ૪ સ્ત્રીઓના ૫ કાંમદેવ ૬ સ્ત્રીઓના.

કરનાર સ્વામીરૂપ શીતળતાનો ભેટો થશે. ત્યારેજ વિરહાગ્ની અને કામાગ્ની શાન્ત થશે.

**૨ જી સખી**—સખીઓ, હુંતો હમણાંજ મારા આવાસથી ચાલી આવું છું ત્યાંતો મારા પ્રીય પ્રેમી પોપટે મને પોતાના અધરરસમાં[1] તલ્લીન કરી મુકી હતી. કે જેની શીતળતા હજુ પર્યંત મારા, વપુમાં[2] છવાઇ રહી છે.

**૩ જી સખી**—વાહા વાહ ? સખી વાહ વાહ ? તમારા પોપટે તમોને ખુબ તલ્લીન કર્યા ? પણ શેમાં, તેમની આંખોમાં કે તેમની પાંખોમાં કે, તેમની ચાંચમાં તેતો જરા સમજાવો.

**૨ જી સખી**—શ્યો. તેમાં હું શું સમજાવું. તેતો તમોને તમારો પ્રીય મધુ[3] સમજાવસે.

**૩ જી સખી**—સખી! મારા મન મોહન મધુનીતો વાતજ શી? તે તો પુર્ણ રંગીલા છે. અહરનીશ મુજસમ કુસુમલતા[4] પર પ્રેમ ઘેલાજ બની રહે છે, અને પોતાના પ્રેમમા મને પણ રેલછેલ કરી નાંખે છે, કે જેથી મને તો તેમનાથી ક્ષણ પણ અળગું થવું ગમતું નથી.

**૧ લી સખી**—સાહેલીઓ, સહુ સહુની વાત વિદિત કરો છો. પણ જુવોને પેલી પદમાવતીતો શુન્ય મુન્ય બેસીજ રહી છે.

**૨ જી સખી**—સખીઓ પદમાવતીના હૃદય પિંજરમાં હજી સુધી પતી રૂપ પોપટ પુરાયો નથી, ત્યાંસુધી શાની વાત કરે? તેતો પક્ષી છે નથી બોલતી તેનું કારણ કોઇ સમજો છો.?

**૩ જી સખી**—હા. હા. સમજ્યાં, તેતો પ્રાય પોપટને શોધી પોતાના હૃદય પિંજરમાં પુરવાની હાલ ભ્રમણામાં ભમ્યા કરે છે. તેથીજ નથી બોલતી.

**૧ લી સખી**—ખરેખરૂં જેવું હતું તેવુંજ તેંતો કહી નાંખ્યું.

**પદ્માવતી**—ભલે સખીઓ ભલે. મારી મજાક કરવાનો આજે તમારો દાવછે. તમો તો કોઇ શુકનાં છો, કોઇ મધુનાં છો, અને હુંતો એક પતિ વિનાની પથ્થર તુલ્યછું. માટે જેમ ફાવે તેમ હસો, અને બળતાને બાળો.

**૨ જી સખી**—એતો જાણી આપની ચાતુર્યતા. હાલતો આમ બોલોછો. પણ જ્યારે તમોને પ્રીયહંસનો સમાગમ થશે ત્યારે ઉ

૧ ઓઠના ભીનાસમાં ૨ શરીરમાં ૩ ભમરો ૪ ફુલની ડાળી.

લઈ અમારી મશ્કરી કરશો. અને પ્રીયના રસ રંગમાં આ સખી-ઓને પણ વીસરી જશો. અને પ્રેમીનું જ રટન કર્યા કરશો. હાલતો અમારો દાવ છે.

**પદ્માવતી**—ભલે દાવ ખેલો? તમો જીત્યાં અને અમો હાર્યા, એતો જેને વીતે તે જાણે.

### સોરઠો.

પીડા થાએ પેટમાં; આંખે કેમ જણાય
વીતે તે જાણે સહી, અન્યથી શું સમજાય ?

**૩ જી સખી**—બેન એતો જાણીએ છીએ કે આ બધી પતિ વિનાની પીડાછે. પણ કહ્યું છે કે હસ્યા તેના વસ્યા અને રોયા તેના ખોયા અમેતો હસીશું.

### સોરઠો

**પદ્માવતી**—ભલે? બળતાને બાળી સખી, હૈયે શું હરખાઓ.

**૧ લી સખી**—અજો સખી શા કારણે, આસરિતામાં નાઓ.

**પદ્માવતી**—સખીઓ. તે જ્વાળા પાણીથી પણ શીતળતા પામે તેમ નથી. હાય હાય હું કયાં સુધી વાલમ વીનાની રહીશ.

**દક્ષણી લાવણી કાંન્તા કેમ થશે. ( એ રાહ )**

મદન[1] હે સખી, તનને અમુઝાવેરે.
કરે અનંગ[2] પ્રેમીજંગ[3], મારે અંગ, જેમ ભૃંગ[4]
પુષ્પ પુઠે ધાવેરે; મ.
મકર ધ્વજતો[5], દેહી મારી તાવેરે.
અરર હાય, દિનન જાય, પતિ વીનાય; નહી જરાય.
મુજને સખી ફાવેરે, મ.
સ્વામિ વિના સખી, વ્યર્થ જન્મ જાવેરે.
સત્વરનાથ, નીસંગાથ, મેળવ હાથ, આઅનાથ.
વીનવે વિભુ ભાવેરે. મ.

( પદ્માવતી રડી જાય છે તે નીરખી )

**૨ જી સખી**—પ્રીય સખી ધૈર્યધર, રડ નહી. પરમકૃપાળુ વિભુ તુજ સમ સકળ ગુણ સંપન્ન સ્વામીનો સત્વર. સમાગમ કરાવી; તારી મનો કામના પુર્ણ કરશે.

---

૧ કામદેવ, ૨ કામદેવ; ૩ તોફાન, ૪ ભમરો. ૫ કામદેવ

**નવશોચ કરો મનમાંહી, જગદીશ્વર કરશે સૌ સારૂં (એ રાહ)**

નવ દેહી દમો પ્રીય પ્યારી, વિશ્વેશ્વર હરશે દુખ તારૂં;
સખુરીનું ફળ સતિ, મળશે સમાંન પતિ, સતિ પતિ કામરતિ
સમ અતિ, શોભશો જગમાંહી; નવદેહિ.

હરીને, વરીને; હરીને, ફરીને. શાન્તિધર, સુખકર; દુખહર, હરહર. દેશેવર, કાલે મળશે સતિ પતિ; થશો દંપતિ સુખદાઇ; નવ.

**૩ જી સખી**—પખીઓ ચાલો હવે સ્નાન કરી લઇએ, વખત વ્યતિત થતો જાયછે.

**પદ્માવતી**—હા. ચાલો મારો પણ એજ વીચાર છે.

(સરવે સખીઓ આસપાસ નાવા મંડી પડે છે. પદ્માવતી કીનારા નજીક ઉભી ઉભી નાહાય છે. તેવામાં તેની પાસે એક ભયંકર મગર બહાર નીકળી આવે છે તેથી ભય ભીત થઇને)

**પદ્માવતી**—સખીઓ આવો આવો, ખાધી ખાધી. આ દુષ્ટ મગર મને હમણાંજ ગળી જશે, હે દીનાનાથ દીનની રક્ષા કરો આધાર આપનો છે. હે તેત્રીશ કોટિ દેવતાઓ કીંકરીને સ્હાય થાઓ. કોઇ વીરપુરૂષ દોડો દોડો. આ દુષ્ટનો સંહાર કરો. અને મને બચાવો. અરે ઓ ખાધી, માતા. પિતા, દોડો દોડો (પદ્માવતી અચેત બની જાયછે

**ઇંદ્રસેન**—(ભય બીતતાના સ્વરથી દોડતો આવી ) કુમારીકા શાન્તિધર. પર્મ કૃપાળુ ઇશ્વરે તારી મદદે મને મોકલી આપ્યો છે. હું તારા અને તે દુષ્ટના વચમાંજછું. અને તેને હમણાંજ યમપુરીમાં પોચાડું છુ. તું નિર્ભય રહે નિર્ભય રહે.

**પદ્માવતી**—(જરાક શુદ્ધિમાં આવી ) વીરપુરૂષ? આપનો આભાર માંનું છું. (તેવામાં ઈંદ્રનેજ ગળી મગર પાણીમાં ચાલતો થાયછે)

**પદ્માવતી**—( પુર્ણ શુદ્ધિમાં આવી) હાયહાય ધર્મને ત્યાં ધાડ મને બચાવનાર વીરપુરૂષનેજ તે દુષ્ટ ગળી ગયો. હરીહર તેમની રક્ષા કરો.

**૧ સ્વાર**—ભાઇ શુ તે યુવાનનેજ મગર ગળી ગયો. હાય અમારાં મોઢાં શ્યાંમ થયા. અમો તેમના પિતાજીને તથા મામા મામીને શુ જવાબ દઇશું. ( રડે છે )

**૨ સ્વાર**—અરેરે હાય તેમના માંમાને સોંપ્યો સ્વદેશ સીધાવતાં રસ્તામાં કાળો નાગ આડો ક્યાં ન ઉતર્યો કે આ સંકટ શિર પર આવ્યું હે પરમ કૃપાળુ દીનાનાથ તેમની રૂક્ષા કરી અમારા મૃ મુખોને શ્વેત કરો. (નદીમાં પડે છે.)

૩ સ્વાર—ભાઈઓ જોઇ શું રહ્યા છો? આપણે શાં મોઢાં બતાવી શું? ચાલો નદીમાં શોધીએ. (એક પછી એક એમ ત્રણ જણ નદીમાં પડેછે)

૧ સખી—(આ નીરખી એક સ્વારપ્રત્યે) ભાઇઓ તે કોણ હતા?

૧ સ્વાર—એતો તે સુવર્ણપુરીના પાટવી રાજ્યકુમાર છે. દશ વર્ષ મામાના રાજ્યમાં રહી, પુર્ણ કુશળતાને પામી, આજે સ્વદેશ સી ધાવતા હતા, તેમાં આ ભયંકર વિઘ્ન વિધિએ ઉત્પન્ન કર્યું.

પદ્માવતી—અરેરે જુલમ થયો. હું અભાગણીના કાજેજ આ ટલું થયું છે. તે દુષ્ટ જો મનેજ ગળી ગયો હોત તો ઘણું સારૂં થાત. હે મહેશ્વર આપ દીન દયાળ. પરમ કૃપાળ અને રંકની રક્ષા કરનાર છો. માટે આ દીન દાસીની અરજ સ્વીકારી તે યૂવાન કુમારને બચાવશો? નહીં તો હું મારો પણ દેહ ત્યાગ કરીશ (મનમાં કુળદેવીનું સ્મરણ કરે છે.)

સ્વાર—(નદીથી બહાર આવી) અરેરે હાય નદીમાં તો કાંઇ નથી (નદીમાં પડેલા સર્વે બહાર નીકળી આવે છે. બધા ગભરાયછે અને રડારોળ કરી મુકે છે. એટલામાં નદીથી બહાર આવી)

ઇંદ્રસેન—(સર્વેને ગભરાએલાં નીરખી) ગભરાઓ નહી. તે દુષ્ટ મગરને મેં પરીપુર્ણ શીક્ષા આપી છે. મને ગળી ગયા બાદ આ મારા તીવ્ર જમૈઆથી હું તેનું ઉદર‡ ચીરી બહાર નીકળી આવ્યોછું.

સર્વે—ઓહો પરમકૃપાળુ ઇશનો જય જય જય.

પદ્માવતી—(નમ્રતાથી) યૂવાન કુમાર હું આપની અતિશય આભારી થઇ છું. મુજ અભાગણીના કાજે આપને જે કષ્ટ વેઠવું પડયું તેની હું ક્ષમા માગું છું.

ઈંદ્રસેન—હે નૃપ નંદની? તેમાં મને કંઇ કષ્ટ થયું નથી. તેમાં મેં કંઇ વિશેષ કર્યું નથી, ફક્ત ક્ષત્રીનો ધર્મ બજાવ્યો છે. તેમાં મારો આભાર નહીમાનતાં શ્રી જગદીશ્વરનો આભાર માનો કે જેથી આપણા સર્વનું દુઃખ વાદળ દુર થયું.

પદ્માવતી—ચાલો ત્યારે સર્વે ઇશ્વરની સ્તુતી કરીએ.

આનંદના તરંગ આજે, અંગમાં ન માય. (એ રાહ)

સર્વે—હરિને સમરીએ ચાલો, જે છે સુખદાય; (એ ટેક)

વ્યાધિનાં વાદળ દૂર વિદાર્યા, સેવકોને થઇ સ્હાય;

‡ પેટ.

વદન કમળ સૌનાં હસાવ્યાં, પ્રગટી વહૂરાય† હરીને.
શ્રી હરી સાચાછો ભક્ત વત્સલ, ભક્તજનોના સહાય;
ઊભય* બાળક અહીં બચાવ્યાં, જે ગુણ તારા ગાય. હરીને.
આનંદતા અતી છવાઇ સઘળે, હર્ષ નહી મન માય;
જય જય શબ્દ ઉચ્ચારીએ પ્રીતે, પરમકૃપાળુ કૃપાય. હરીને

**સ્વાર**--ઇંદ્રભાઈ ચાલો હવે વખત વ્યતિત થતો જાય છે.

**ઇંદ્રસેન**—હા ચાલો. (કુમારીકા પ્રત્યે) કુમારીકા હવે અમો રજા લઇએ છીએ.

**પદ્મમાવતી**--ના એમ ના બને એક દીવસ અત્રે રહી કાલે ખુશીથી સીધાવજો.

**ઇંદ્રસેન**--ના, ના, તેમ તો બને તેમ નથી. મારા પિતાજી મને નીરખવા આતુર થઇ બેઠા હશે, માટે રજા આપો.

**પદ્મમાવતી**—ભલે ત્યારે વીશેષ આગ્રહ કરી શકતિ નથી. (મુખ મલકાવી) પણ પાછા ક્યારે મળીશું ?

**ઇંદ્રસેન**--જગદીશ્વર મેળવશે ત્યારેજ તો, લ્યો ત્યારે રજા લઇએ છીએ (ચાલો ભાઇઓ.)

**પદ્મમાવતી**—કુમારશ્રી સાચવીને પધારશો ? આપનું વીરત્વ મારા અંતઃકરણમાંથી કદી ખસનાર નથી (ઇંદ્રસેન વીદાય થાયછે. બાદ જ્યાં સુધી નજર પોચે ત્યાં સુધી કુમારીકાએ અને કુમારે એક એકના સામું ફરી ફરી નીહાળ્યું, બાદ તેઓ દેખાતા બંધ થયા.)

**૧ લી સખી**--પદમાવતી બેન ચાલો હવે માતાપિતા વઢશે, વખત ઘણો ગયો છે.

**પદ્મમાવતી**—હા, બેન ચાલો. (સરવે જાય છે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ સુવર્ણપુરીમાં રાણી મનમોહનાનું શયન ગૃહ.

**પાત્રો**— રાણી મનમોહના, લક્ષ્મી તેની દાસી પાછળથી સુર્યસેન રાજા પછીથી ઇંદ્રસેન બાદ વિવેકસાગર વિગેરે.

**મનમોહના**—(અધીરાઇથી) લક્ષ્મી આજે અત્યંત વખત વ્યતિત થયા છતાં પણ હજુ સુધી મહારાજા કેમ પધાર્યા નહી ?

† કક્ષ. * બે.

**લક્ષ્મી**—બાઈ શ્રી? મહારાજા હમણાં પધારશે, રાજ્યકાર્યની ખટપટના લીધે વખતે વિલંબ પણ થાય, માટે ધૈર્ય ધરો આજ્ઞા હોય તો ખબર કરૂં. ( એટલામાં પ્રતિહારી નેકી પોકારે છે )

**નેપથ્યમાં**—મહારાજાધિરાજ સુર્યસેન મહારાજને ઘણી ખંમા.

**સુર્યસેન**—( પ્રવેશ કરી ) પ્રીયે આટલા બધા અધીરા કેમ જણાઓ છો. ?

**મનમોહના**—સ્વામિન્? કંઇ નહી સહેજ આપને પધારતાં વીલંબ થયો તેથીજ.

**સુર્યસેન**—પ્રાણવલ્લભા ? આજે દશ દીવસ થયાં કુમાર ઇંદ્રસેનને બોલાવવા અનુચરને મોકલ્યો છે છતાં તેઓ કેમ ન આવ્યા? માર્ગમાં કંઇ વિઘ્ન તો નહી નડયું હોય, ?

**મનમોહના**---પ્રાણેશ? માર્ગમાં શા વિઘ્નો નડવાનાં હતાં? જગદીશ્વર તેમની રક્ષા કરશે, તેમ તે આજકાલ આવી પહોંચશે.

**લક્ષ્મી**—( પ્રવેશ કરી ) અંનદાતા બહાર ઇંદ્રભાઇ વીગરે આવી પહોંચ્યા છે.

**સુર્યસેન**—લક્ષ્મી? તેમને સત્વર પ્રવેશ કરાવ. ( જેવી આજ્ઞા કહી જાય છે અને ઇંદ્રસેન પ્રવેશ કરે છે. )

**ઇંદ્રસેન**—(વિનયપુર્વક) શિરછત્ર તીર્થરૂપ જનુની પિતા અભિવંદન કરૂં છું.

**સુર્યસેન**—(હસીતવદને) ચીરંજીવી ? દિર્ધાયુષ્યમાન થાઓ, અને તમારી કીર્તિ આ સૃષ્ટિમાં રવિસમાન પ્રકાશને પામો.

**ઇંદ્રસેન**—( સુર્યસેનના ખોળામાં બેસી ) પીતાજી મારા મામા મામીએ આપને તેમજ મારી માતુશ્રીને કુશળ વર્તમાન પુછ્યા છે.

**સુર્યસેન**—વાહાલા કુમાર? અત્રે સર્વે ખુશીમાં છે, તેઓ ત્યાં ખુશીમાં છેની ?

**ઈંદ્રશેન**—હા.

**સુર્યસેન**—ઇંદ્રસેન ત્યાં કંઇ વિદ્યાભ્યાસ કીધો હતો કે નહી ?

**ઈંદ્રસેન**—શિરછત્ર મારા મામાના ત્યાં મેં સરવે શાસ્ત્રોમાંથી યોગ્ય કુશળતા સંપાદન કરી છે. તેમજ અત્યંત વૈભુવમાં આનંદ સાથે દિવસો નિર્ગમન કર્યા છે.

**સુર્યસેન**—વાહાલા પુત્ર વિદેશથી આવ્યા આવો છો? થાકયા હશો, માટે શયનગ્રહમાં જઇ શયન કરો.

**ઇંદ્રસેન**—પીતાજી જેવી આગ્નાં, (કહી ઇંદ્રસેન શયનગ્રહમાં જાયછે)

**લક્ષ્મી**--(પ્રવેશ કરી) અંનદાતા? બહાર પ્રધાનજી પધારેલા છે.

**સુર્યસેન**—તેમને પ્રવેશ કરાવ, ( જેવી આગ્નાં કહી જાય છે, અને વિવેકસાગર પ્રવેશ કરે છે )

**વિવેકસાગર**—(આવી નમન કરી) મહારાજનો જય થાઓ. (યોગ્ય આસને બેસે છે.)

**સુર્યસેન**—પ્રધાના? કુમાર ઇંદ્રસેન સર્વ કળામાં પ્રવીણ થઇનેજ મામાના ત્યાંથી અત્રે આવેલા છે.

**વિવેકસાગર**--કરૂણા નિધાન? સિંહના તનુજ[1] શિંહસમ નીવડે તેમાં આશ્ચર્ય નથી, કુમાર વીરસીંહ પણ અત્રે તેવીજ કુશળતા પામેલા છે.

**મંનમોહના**--પ્રધાંનજી? તેના શું વખાણ કરૂં. તે ઇંદ્રથી પણ એક ચંદો ચડે તેવો છે, તેમ સર્વે રાજ્ય ચીન્હ તેનામાં પ્રગટતા પામેલાં છે, તેની બુદ્ધિ મહા વિચિક્ષણ છે. તેમજ તેના નામ પ્રમાણે વીરત્વ પણ તેનામાં પરી પુર્ણ આવી વસ્યું છે.

**વિવેકસાગર**—માહારાણી? આપનું કહેનું યથાર્થ છે; હરીહર, તેમને અમર રાખો, તેમ તેમનો વિજય ધ્વજ દશ દીશામાં ફરકો?

**સુર્યસેન**—પ્રધાંના? પરમકૃપાળુ જગત નિયંતાનો એ માલ છે, આપણે તો ફકત સંસાર સમુદ્રમાં મોહમાયાના વિષયથી પુત્ર પુરીવારમાં લુબ્ધ રહી મારા, તારા, સારા, રૂપાળા, વિચિક્ષણ, શુરવીર, વીગેરેનું મીથ્યાભિમાન ધારણ કરીએ છીએ. પણ આખરે તે સર્વે વ્યર્થ છે.

**વિવેકસાગર**—નૃપ વર્ય?સત્યછે, સંસાર અસાર છે. નામનો ક્ષય છે, એવું સમજી શ્રેષ્ટ પુરૂષો સંસારની કૃત્રિમ મોહમાયાથી વિરકત રહેવું. તેજ ઉચિત ગણે છે?

**સુર્યસેન**—સચિવા? અત્યંત દીવસો થયાં સંસારની મોહમાયાથી વિરકત થઇ શ્રી હરીનું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરવા ધારૂંછું.

[1] છોકરા.

પણ કર્મોદય વિના મારી મનોકામના ફળીભુત થતી નથી, મારો વિચાર હવે કુમારોની પ્રવીણતા તપાસી યોગ્યને રાજ્યાભિષેક કરી મારે એક ચિત્તથી શ્રી વિશ્વેશ્વરનું ધ્યાન ધરવું.

**વિવેકસાગર**—દિન દયાળ? તેજ સર્વોત્તમ છે, કે જે જન્મનું સાર્થક છે, અનદાતા હું હવે રજા લઉંછું.

**સુર્યસેન**—ભલે જાઓ, (વિવેકસાગર નમન કરી જાયછે.)

**મનમોહના**—પ્રાણજીવન? નીશા અતિશય વ્યતિત થઇ છે. માટે હવે આપ શયન કરો તો ઠીક, મારા નેત્રોને નિંદ્રા દેવીએ ઘેરી લીધાં છે. તેથી હું હવે બેસી શક્તિ નથી.

**સુર્યસેન**—પ્રીયાની જેવી ઇચ્છા (બંને સુઇ જાયછે પડદો પડેછે)

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ ઇંદ્રસેનનું મનહર ઉપવન[1]

### પાત્ર—ઇંદ્રસેન પછીથી ચકોરસિંહ

**ઇંદ્રસેન**—(આસપાસ નીહાળી) અહો નિરંજન નિરાકાર દયાળુ કૃપાસિંધુ વિશ્વેશ્વર આપની ગતિ અકળ છે, જેનો પાર દેવ, દાનવ, યા મનુષ્ય કોઇ પણ પામી શકતુ નથી, ઓ પુજ્ય પિતા! તારા સૃષ્ટિ ભુવનરૂપી સુંદર બગીચામાં વિવિધ પ્રકારના રંગ ક્ષણ માત્રમાં થયાજ કરે છે. ધર્મી ધર્મથી તરે છે, પાપી પાપમાં ડુબે છે, સુખી સુખને ચહાય છે. દુઃખી દુઃખમાં પીડાય છે, દર્પવાન[2] ના દર્પ છેદાય છે, જેમાં કસોટી રૂપ વિભુ તમોજ કંચન, કથીરના પરીક્ષક છો, અન્ય કોઇ નથી, તેથીજ આપે, જેવી કરણી તેવી પાર ઉતરણી નિયમાનુસારે સર્વના માટે નીરમાંણ કરી રાખી છે. વાહ? વાહ? શ્રી યદુરાયના[3] બધુ શા રંગ વર્ણવુ.

### ત્રોટક છંદ.

વિભુ આપ કળા, નકળાય જરી, નકળાય જરી, ગતિ તારી હરી;
નિરખી જનને, કૃતિ તારી પતિ, ચગડોળ ચડે, મમચિત્ત વૃતિ. વિ
ભુમિ આભ રચ્યું, તુમે વિશ્વ પતિ, રવિ સોમ રચ્યાં, નક્ષત્રોજ અતિ;
કરીઆં ઘન, વા, વળી વીજ ખરે, સહુ સાગર, પાંડ કર્યાં તેં હરે. વિ
ઘડિઆં જનને, ખગ[4] વિધવિધે, કરીઆં ફુલ વૃક્ષ, અનેક તરેહ. વિ

૧ બગીચો. ૨ અભીમાંનીઓ. ૩ કૃશ્ન. ૪ પક્ષી.

અતિ રંગ વિચિત્રજ સૃષ્ટિ તણા, કથતું ગુણ શું, નહિછેજ મણા. વિ
અપ્રતિમ[1] કર્યાં નવરંગ પતિ, કથનીય નથી પ્રભુ મારી મતિ. વિ
બલિહારી ધરા, પતિ તારી અતિ, દુઃખ નાશ કરી, સુખ આપ પતિ. વિ

ઇંદ્રસેન—અરે કેટલા રંગ વર્ણવું? જે કૃતિઓ વર્ણવાને બ્રહ્મા સુતા સરસ્વતિ શક્તિમાંન થયાં નથી, તો મનુષ્યની શીમતિ આલ હવે આરામમાં[2] ઈશ્વર લીલાથી ઉપજેલી વિચિત્ર વેલીઓ રંગ બેરંગી કુસૂમો,[3] તથા તરેહ તરેહના પક્ષીઓ નિહાળું (કમળાકુર[4] નીરખતાં ) આશ્ચર્ય પામી વિભુ તારી સરવે કૃતિ કરતાં પ્રેમ કૃતિની વિશેષ બલિહારી છે.

ગીતિ.

પરસ્પરના પ્રેમે, આ જળ મીન આનંદ કરે ભાવે;
શું ગાઢ[5] પ્રેમ તેઓનો, નીરખી મુજને હર્ષ ઘણો આવે.

ઇંદ્રસેન—( આગળ ચાલી ) અહા શું પ્રેમી પ્રેમીથી વિનોદ કરી રહ્યાં છે, ગુંજાર કરતાં અલીનો[6] સુગંધીમય દ્રુમોના[7] મારકંદમાં તલ્લીન થયા થકા પ્રફુલીત શાખાઓપર આમ તેમ હીચકા રૂપી ઝુમી કલ્લોલ કરી રહ્યાછે, તેમ મોગરો અને તેની પ્રીયા માલતી પણ પ્રેમી દંપતિના પ્રેમને લજિત કરતાં થકાં સુંદર મંદમંદ વાયુના સપાટામાં પરસ્પર પ્રેમાલીંગન આપી રહ્યાં છે, તેમજ સુંદર દ્રુમા સાથે પ્રેમીનો આબેહુબ ચીતાર દેખાડતી કોમળ પ્રફુલીત વેલીઓ ( હાડ પીંજરની નસોની પેઠે વીટાઈ) ચંદન અને પન્નગ[8] ના ગર્વને પણ ઉતારે છે. અહાહા. પ્રેમ, પ્રેમ, પ્રેમ, તારાથી અવર વસ્તુ સૃષ્ટિ ભુવનરૂપી સુંદર બગીચા વીષે હું વધારે કળી શકતો નથી, જે કુમહીપ પ્રાંણી પ્રેમી વિનાનો તેમજ પ્રતાપી પ્રેમનો અરિ[9] હશે, તેનો આ ભુતલ[10] વિષે વૃથા જન્મ છે.(કોઇને તે તરફ આવતુંનીહાળી)

ઇંદ્રસેન—અરે કોઇ મનુષ્ય આ તરફ આવતું જણાય છે, આલ જોઉં. ( તે તરફ જાય છે )

ચકોરસિંહ—(નજીક આવી નમનથી) યૂવરાજ વંદન કરૂંછું.

---

૧ અદભુત ૨ બગીચામાં, ૩ ફુલો. ૪ તળાવ. ૫ મજબુત. ૬ ભમરાઓ. ૭ ઝાડોના. ૮ નાગ ૯ શત્રુ. ૧૦ પૃથ્વી

**ઈંદ્રસેન**—બંધુ સુખી રહો ! તમો કોણ છો ! તે કૃપા કરી નિવેદન કરો. તેમ તમારૂં શું નામ છે ?

**ચકોરસિંહ**—કુમાર શ્રી, હું આપના પિતાશ્રીના સચીવનો પુત્ર છું તેમ આ વિશ્વને વિષે હું ચકોરસિંહ એવે નામે જનોમાં ઓળખાઉં છું.

**ઈંદ્રસેન**—વારૂ આપનું આવા ગમન આ સ્થળે કેમ થયું ?

## ત્રીતાળી ચોપાઇ.

**ચકોરસિંહ**—ઇશ્વર લીલા નીરખવા કુમાર, આજે નીકળ્યો હતો હું તો બાર.
આવ્યો કુદરત જોતાં અહીં આજ, થયા સફળ સરવ મમકાજ
થયાં આપ તણા દર્શન, જેથી આનંદ માય ન મંન.
કરવા સેવા ઇચ્છુ હું રાજન, અર્પી આપને તન મન ધન.

**ઈંદ્રસેન**—(સ્વગત) વાહ ! આજે આશાપુર્ણા ભવાનીએ મારી આશા પુર્ણ કરી પ્રેમીરૂપ ઇચ્છીત ફળ આપ્યું (પ્રકાશ) ચકોરસિંહ આજે સુવર્ણ અને સુગંધ મળ્યાં. જેના માટે મારી પુર્ણ આકાંક્ષા હતી, તેજ પ્રમાણે પ્રેમીની ઇચ્છા વાળા મારા પિતાના પ્રધાન પુત્ર પ્રીયમિત્ર ચકોરસિંહનો મેળાપ થયો. અહા? આજનો દીવસ મહા, મોદકારી[1] નીવડયો.

**દોહરો**— ઇશ્વરની કૃપા થકી, પ્રેમી મળ્યા સુજાણ;
(ચકોરનો હસ્ત ઝાલી) સ્નેહની સાંકળ તમ થકી, જોડું આજ પ્રમાણ.

**ચકોરસિંહ**—કૃપાવંત આજે મારો પણ ભાગ્યોદય થયો, હું પણ પ્રેમીની ઇચ્છા ધરાવતો હતો, તેમાં આપનો સમાગમ થયો, જેથી હું મારા જન્મને ધન્ય માનું છું. જેમ

**દોહરો**—વંઝા પામે પુત્રને, નીર્ધન પામે ધન;
તેમ મીત્ર મને મળ્યા, મહારાયના તન.

**ઈંદ્રસેન**—પ્રીય મીત્ર? તમારા મેળાપથી મને પણ અલ્હાનંદ ઉપજ્યો છે. જેમ.

**દોહરો**—ભુખ્યાને ભોજન મળે, કાંમીને મળે, વામ,[2]
અંધાને ચક્ષુ મળે, તેમજ પુત્ર પ્રધાન.

**ચકોરસિંહ**—પ્રીય સખા.[3] પ્રેમ વૃતિ સર્વદા અન્યો અન્ય રહે છે. પ્રેમી પ્રેમનેજ ચાહાય છે.

---

૧ આનંદકારી. ૨ સ્ત્રી. ૩ મીત્ર.

દોહરો—ચહું મીત્ર હું પ્રેમને, અવર ન ચાહુ કાંઇ,
પ્રેમ તણા બંધન થકી, રહ્યો આપપર મોહ.

ઇંદ્રિસેન—પ્રીય ધન્ય છે, તમારી ચાતુર્યતાને, નામ સમાન ગુણ તમારામાં છે મીત્ર મળો તો આવાજ મળજો.

દેખી તોરી વફાદારી. એ રાહ

મીત્રા ચારી થઇ ભારી, જે આ યોગ્ય હતી મારી;
ખરે હા. રેહા. રેહા. રેહા..........................મીત્રા.
જોડી જોડી જગતને તાત, ખરે સાક્ષાત, રાખીએ સાખ.
તારી સૂર્ય મોરારી..........................મીત્રા.
મારા યોગ પુત્ર પ્રધાન, પુરો ગુણવાન, મારો જીવજાન.
ચયો વદુ એ વિચારી..........................મીત્રા.
એસું ગાદીએ જે ધરી જાણ. તને પ્રધાન, કરૂં પ્રમાણ.
લે વેણુ તેનું આવારી..........................મીત્રા.
તેની નીશાની આ એવાર, હૈયાના હાર, દેઉં કટાર.
અરપું તે લે સ્વીકારી..........................મીત્રા.

ચકોરસિંહ—પ્યારા મીત્ર જુજ સમયમાં શેવકને કલ્પતરૂ સમ મનવાંછિત ફળ આપી અતીશય ઉપકારી કર્યો, આપની આપેલી કટાર હું હર્ષ પુર્વક સ્વીકારૂં છું.

ઇંદ્રિસેન—મીત્ર વર્ય? અવનિ તલમાં પ્રમાણીક મીત્રથી કંઇ અધીક હોતું નથી.

ચકોરસિંહ—પ્રીય પ્યારા મીત્ર અહીં આવે મને અધીકવાર થઇ માટે હવે મને આજ્ઞા હોય તો હું રજા લેઉં.

ઇંદ્રસેન—પણ મીત્ર ફરી આપનો સમાગમ ક્યારે થશે?

ગીત.

મીત્ર કહો હવે ક્યારે; મળશો મુજને પ્રેમ સહીત પ્યારા.
ચેનક્ષણ ભર મુજને, પડશે નહીરે મીત્ર વિના તારા.

ચકોરસિંહ—પ્રીય સ્નેહી? જેમ આપને ચેન નહી પડે; તેમ મને પણ આપના વિના ક્ષણ પણ ચેન પડનાર નથી, માટે કાલેજ મળીશ, હાલ રજા લઉંછું.

ઇંદ્રસેન—વારૂં પધારો, મિત્ર કાલે વેહેલા મળજો. (ચકોર જાયછે) બાદ ઇંદ્ર પણ જાય છે.)

# પ્રવેશ ૭ મો

## સ્થળ. સુવર્ણ પુરીની રાજ્ય સભા.

પાત્રો, સુર્યસેન, વિવેકસાગર, સેનાધિપતિ વિદુષક, એક અનુચર, પછી નગરજનો પ્રતિહાર, બાદ વીરસિંહ અને છદ્રસેન.

**પ્રતિહાર**—દિનદયાળ, પરમ કૃપાળ, પ્રજાપ્રતિપાળ, રાજરાજેશ્વર, વીરતા, ધીરતા, સભ્યતા વીગેરે શ્રેષ્ટ ગુણો યુક્ત અનેક, રાજ્યોના મુગટમણી મહારાજાધિરાજ સુર્યસેન મહારાજને ઘણી ખંમા (દરબારીઓ વંદન કરી સ્વ સ્થાનકે બેસે છે)

**સુર્યસેન**--( સિંહાસને બીરાજી શોકાગ્રહ વૃતિએ ) સચિવા! આજે મારૂં વામં[1] અંગ અસંત ફરકયા કરેછે. જેથી ચીતને ચેન પડતું નથી, તેમ મને દશે દીશાઓ તિમીરતામય[2] ભાસેછે. માટે ધારૂંછું કે આજે કોઇ ઉપદ્રવ[3] મને અથવા રાજ્યવાસી જનોને થાય.

**વિવેકસાગર**--કરૂણાસાગર ? તે સર્વે વેહેમ છે. તે વેહેમનો ત્યાગ કરો. આપના પુન્ય પ્રતાપથી આવતી સરવે ઉપાધિનો નાશ થશે.

**સુર્યસેન**--પ્રધાન ? ઘણી વખતે તે વેહેમ સાચા પડેછે.

**પ્રતિહાર**--( પ્રવેશ કરી ) અંનદાતા ? બહાર એક અનુચર આવેલ છે. તે કચેરીમાં પ્રવેશ કરવા માગે છે.

**સુર્યસેન**--તેને પ્રવેશ કરાવ. (જેવી આજ્ઞા કહી જાય છે )

**અનુચર**--(પ્રવેશ કરી ભયભીત પણે ) મહારાજ ? પ્રજાનું રક્ષણ કરો. રક્ષણ કરો.

**સુર્યસેન**--ત્વરીત નીવેદંન કર કે પ્રજા શી વ્યાધિમાં[4] છે.

**અનુચર**--દીનદયાળ? નગ્રમાં સર્વ સ્થળે જંન સમૂહમાં હા હાકાર વરતાઇ રહયો છે. સર્વે જનો પોતપોતાના આવાસ બંધ કરી તેમાં ભરાઇ ગયા છે.

**સુર્યસેન**--( ભ્રકુટી ચડાવી ) પણ શા સંબંધથી આટલો ઉપદ્રવ થયો છે તે પ્રથમ નીવેદન કર.

**અનુચર**--(નમનથી) પ્રજા પાલક નગ્રની ઉગમણી બાજોળેથી ગઈ, રાત્રીએ, એક દુષ્ટ વનચર નગ્રમાં દાખલ થયો છે. તે અસરે અત્યાર પર્યંત (૧૫) પંદર જનોને યમપુરીમાં પહોંચાડયા છે

---

૧ ડાબુ ૨ અંધારી ૩ ચિન્તા ૪ દુઃખ.

તેમ તે કયી જાતિનો પશુ છે. તે પણ હજી નકીપણે કહી શકાતું નથી.

સુર્યસેન—સેનાધિપતિ? ત્વરીત શોધ કરો કે તે દુષ્ટ કયાં ભરાઇ ગયો છે? તથાપી તે કયી જાતનો પશુ છે?

સેનાધિપતિ—દયાબ્ધિ[1] જેવી આજ્ઞા.

વિદુષક—બાપુ સેનાધિપતિ ધાઓ હવે ઘણા દિનથી બેઠા બગાસાં ખાઓ છો.

સેનાધિપતિ—બહુ થયું જંગલી ? સર્વ સૃષ્ટિ તો અંન ખાઇને જીવે છે. પરંતુ તું અને તારો પરીવાર તો હરઘડી બગાસાંથી જ જીવો છો કે શું ?

વિદૂષક—હાજી? અમારે તો અંન અને બગાસાં એ બેઉ. ખાધા વીના ચાલેજ નહી તેમ તમે તો એકલા અંનનેજ ખાઓ છો. પણ આ કાકો તો, મને, તમને, સર્વ જનને, બગાસાં અને અંનને ખાય તેવો છે. એટલે આતો યમ દુત પાસે જવું છે. માટે વિચારી ડગ ભરજો. નહી તો ખાધું પીધું બધું નીકળી જશે.

સેનાધિપતિ—બેસરે ચીબરી, અપશકન શું કરેછે?

વિદૂષક—જોઇશું જોઇશું હવે વીરત્વ તમારૂં, સિંહના પુત્રો સિંહનેજ મારે, શ્વાનથી તે ના મરે.

સુર્યસેન—સેનાધિપતિ વિલંબ કેમ કરોછો? ત્વરીત આયુદ્ધ શાળામાંથી જોઇ તો સાહીત સંગ્રહ કરી તે દુષ્ટની શોધમાં, સત્વર[2] સંચરો.

સેનાધિપતિ—રાજેન્દ્ર જેવી આજ્ઞા. (જાય છે)

સુર્યસેન— પ્રધાંના! મારા વામ અંગ ફરકવા માટે તમો વહેમ બતાવતા હતા, પણ મને ખાત્રી હતી કે આજે કંઇ ઉપદ્રવ ઉપજે

વિવેક સાગર—હાજી. તે પ્રત્યક્ષ જોયું.

સુર્યસેન—પ્રધાંના? સેનાધિપતિના હસ્તે તે દુષ્ટ ચડેતો સારૂં

પ્રાતિહાર—(પ્રવેશ કરી નમનથી) દીનદયાળ પ્રજાપાળ મહારાજ બહાર નગ્રજનોનું એક યુથ[3] આવ્યું છે. તે સભામાં પ્રવેશ કરવા માગે છે.

સુર્યસેન—તેમને ત્વરીત પ્રવેશ કરાવ. (જેવી આજ્ઞા કહી જાયછે)

નગ્રજનો—(નમન યુક્ત ભયભીત ચિત્તે પ્રવેશ કરી) મહારા

૧ દયાના સાગર ૨. તરત ૩ ટોળું.

જનો જય થાઓ. કૃપાનિધાન પ્રજાનું રક્ષણ કરો, પ્રજા, ઉપાધિ[1] ના ઉદધિ[2] માં ડુબેલી છે.

સુર્યસેન— પ્રજાજનો નિર્ભય રહો, તે દુષ્ટની શોધ માટે મેં સેનાધિપતિને ઘણા વખતથી મોકલ્યા છે. તેઓ તેને શોધી સંહાર્યા વિના છોડશે નહી.

પ્રજાજનો—અંનદાતા? સેનાધિપતિ તો અમોને માર્ગમાંજ મળ્યા?

સુર્યસેન—ત્યારે શુ તે દુષ્ટનો કંઇ પત્તો નહિ મળ્યો ?

નગ્રજનો—કૃપાનિધાંન? તે મહા ગંજાવર, સાર્દૂલ[3] છે. એમ ઘણા લોકો સુચવે છે ?

સુર્યસેન—ફીકર નહીં. જરૂર તે સેનાધિપતિના હસ્તે માર્યો જશે.

વિદુષક—મા બાપ ! તેમના હાથે ના ચડે. કે ના પડે. કદી તેમના હાથે ચડે તો તે ના લડે ને લડે તો ડોક લડઅડે. માટે કદાપિ સંહારો તો, આપ, યા, બંને કુમારો અથવા કોઇ વિરલ, નહી તો તે નહી મારી જાણે.

નગ્રજનો—દયાળુ ? વિદુષકનું કહેવું યથાર્થ છે.

સુર્યસેન—વારૂ ત્યારે પાંનનું બીડું અને સોનાનો ટકો ફેરવાતું તો કેમ?

નગ્રજનો—કૃપાળુ તે સહુથી સરસ, ઇનામ અને યશની આકાંક્ષાએ નગ્રમાંથી ઘણા વીર પુરૂષો ચડશે તેમાંથી હરકોઇ તે દુષ્ટને સંહારશે તેમાં સંદેહ નહી.

સુર્યસેન—(પ્રધાન પ્રત્યે ) પ્રધાનો ! પાનનું બીડું અને સોનાનો ટકો નગ્રમાં ફેરવો. અને લોકોને જણાવો કે આ દુષ્ટને જે સંહારશે. તેને રૂ ૧૦૦૦ ઈનામ આપવામાં આવશે. નહી સંહારે તેને દશ વર્ષ વિદેશ જાવું પડશે.

વિવેકસાગર—દયાળુ ? જેવી આજ્ઞા (તે સર્વે તૈયાર કરાવી એક અનુચરને આપે છે )

વીરસિંહ—( નીશામાં ચકચુર પણે પ્રવેશ કરી ) પિતાજી વંદન કરૂં છું.

ઈંદ્રસેન—( થોડીવારે પ્રવેશ કરી) શિરછત્ર તિર્થ રૂપ પિતાજી અભિવંદન કરૂં છું.

સુર્યસેન—પુત્રો ? દીર્ઘાયુષ્માન થાઓ,

---

૧ ચિન્તા ૨ સમુદ્ર ૩ વાઘ.

(અનુચરને પાનનું બીડું ફેરવતો નીહાળી ઈંદ્રસેન તે લેવા જાય છે, તેને અટકાવી )

**વીરસિંહ**--વડીલ ભ્રાતા! સબુર કરો તે બીડું મને ગ્રહણ કરવાદો.

**ઈંદ્રસેન**--વીરસિંહ આ કામ વિરત્વ સિવાય થશે નહી માટે રહેવા દો.

**વીરસિંહ**--શું હું વીરનો પુત્ર નથી કે વીરત્વવાન નથી ?

**ઈંદ્રસેન**--વીરત્વવાન અને વીરના તનુંજ[1] ખરા પરંતુ કેટલી તમારી દેહ કૃશ[2] થએલી છે. માટે તમો તે અધમ પશુને સંહારી શકશો નહી જેથી મારૂં કહ્યું સ્વીકારી મમત્વનો ત્યાગ કરો તો સારૂં.

**વીરસિંહ**--શું કીર્તિ અને ઇનામ મેળવી વિજયી થવું તમોને પ્રીયછે અને મને નથી ?

**ઇંદ્રશેન**--ભાઇ યશ અને ઇનામની ખાતર આ કાર્ય કરવાનું નથી. પરંતુ પ્રાણ સમરપી શત્રુને હણી પ્રજાના વ્યાધિનું[3] વિદારણે કરવા સજ થવુંછે. જેમાં પ્રાણ દેવો કે લેવો તેમાં વિજય કેવો ! જેથી મેં તો તમારા હીતાર્થે કહ્યું હતું.

**વીરસિંહ**--વારૂ યશ ઇનામની દરકાર નથી, ત્યારે તે મને જ ગ્રહણ કરવા દો.

**ઇંદ્રસેન**--લો, તમેજ ગ્રહો. પાનના બીડામાં શું વિશેષતા રહેલીછે?

**વીરસિંહ**--કંઇજ નહીં તેની કશી અગત્ય નથી. પણ એટલુંજ કે તે બીડું આપણ ઉભયના[4] મસ્તકે ફેરવી પવીત્ર રાજ્ય સિંહાસને મુકી એવી પ્રતિજ્ઞા ધરો કે આપણે સ્વમતિ અનુસારે તે દુષ્ટની શોધમાં ગમન કરવું. જેમાં આપણા વીરત્વની કસોટી થશે. તેમજ જે તે દુષ્ટને નહીં સંહારી આવશે તે દશ વર્ષ વિદેશ ગમન કરશે.

**ઇંદ્રસેન**--બરાબર એ સત્યવાત.

**સુર્યસેન**--પ્યારા, ઇંદ્રસેન આમ ચડા ચડી કરી આશું કર્યું?

**ઇંદ્રસેન**--પીતાશ્રી અમો વીરપિતાના પુત્રો છીએ. વળી શુદ્ધ ક્ષત્રાંણી રૂપ સિંહણનું પય[5] પાંન[6] કરેલું છે તો અમારી પાસે તે જંગલી, શ્વાન શા હીસાબમાં છે? માટે હવે તે નીચને સંહારવા અમને તરીત આજ્ઞા દો.

૧ છોકરો. ૨ દુરબળ. ૩ દુઃખનું. ૪ બેના ૫ દુધ ૬ પીવું.

નગરજનો--(કરૂણાસ્વરથી) દયાળુ ? તે દુષ્ટની પુઠે કુમારો ને કયાં મુકો છો! તેમના કોમળ વપુ[1] પર તે વનચરના પ્રહાર કેમ સહન થશે? તેમ તેમનાથી વિકટ અરણ્યમાં કેમ રખડાશે. ભલે? પ્રજાનું સુઝે તે થાય. પણ આપ કુમારોને તો ના મોકલો.

સુર્યસેન--પ્રજા જનો કુમારો હઠીલા છે. મમત્વ મુકશે નહીં માટે હવે ઉદ્વેગનો[2] ત્યાગ કરો, શ્રી ઉમાકાન્ત[3] તેઓનું રક્ષણ કરશે. લખીત વાત મિથ્યા થતી નથી.

ઇંદ્રસેન--(સર્વેને ચિંત્તાતુર નીરખી) મહાન પિતાજી તેમજ પ્રજાજનો અમોને નાંના નીરખી ફીકર નહીં કરતાં મનન[4] કરો કે દીપક નાનો છતાં એક મોટા પ્રાસાદમાં[5] કેવો પ્રકાશ કરેછે.

સર્વે--સાબાશ વીર પુત્રોને ?

ઇંદ્રસેન--વળી શું અમારી વયમાં, શ્રી રઘુવિરે[6] દુષ્ટ, અસુરોનો[7] સંહાર નહોતો કર્યો ! તેમજ વિજયી કુમાર અભિમન્યુએ વિના અભ્યાશે, ખટ[8] કોઠા નહોતા વિંધ્યા? તો આમાં તો શું છે, તમો સર્વે નિશ્ચિંત રહો. અમો પણ તેજ કુળના વીર પુત્રો છીએ, તો અમોને તે દુષ્ટનો શો ભય છે ? હવે અમોને ત્વરીત આજ્ઞા આપો.

નગરજનો--ત્યારે શું નકી તમારી હઠ તમો નહી પરહરો ?

ઇંદ્રસેન--નહી નહી જે કહ્યું તે ખરૂં. પિતાજી તેમજ પ્રજાજનો હવે અમોને વિલંબ ના કરાવતાં તે દુષ્ટની શોધમાં સંચરવા ત્વરીત આપો.

નગરજનો--તેત્રીશ કરોડ દેવતાઓ તમારાં સર્વે વિઘ્નો હરી તમોને જય આપો: રણવાસ છે. માટે સાવધ રહેજો. અને વિજયી થઇ વેલા આવજો.

ઇંદ્રસેન--પિતાજી આજ્ઞા છે.?

સુર્યસેન--ભલે સિધાવો. (ઇંદ્રસેન અને વિરસિંહ સુર્યસેનને નમન કરી જાય છે. વિરસિંહ નીશામાં ચક્ચુર હોવાથી તેના મહેલમાં જઇ નિદ્રાધિન થાયછે.) (અને ઇંદ્રસેન રણમાં જાય છે.)

સુર્યસેન--પ્રતિહાર કચેરી બરખાસ કર

---

૧ શરીર. ૨ ચીંતા. ૩ મહાદેવ. ૪ વીચાર. ૫ મહેલમાં. ૬ રામચંદ્રજીએ. ૭ રાક્ષસોનો. ૮--૬ ૭

પ્રતિહાર—દયાળુ જેવી આજ્ઞા. કચેરી બરખાસ્તપે નીમાઝી જીએ મહેરબાન સલામ ( સરવે જાય છે )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ સુવર્ણ પુરી નજીક એક અરણ્ય.

**પાત્ર** ઇંદ્રસેન, પછી બે ભીલ, બાદ ચકોરસિંહ, અને એક ગુફામાં એક જોરાવર સાર્દુલ[1]

**ઇંદ્રસેન**—(સર્વથી વિખુટો પડવાથી) અહો ? સ્વભુમિ તેમજ સ્વારો કયાં રહ્યા! તેમ દુષ્ટ દયા હીન ક્રૂર તે વ્યાઘ્ર પણ કયાં ભરાઇ રહયો? તે નીચ અધમ પશુને પરલોક ગમન કરાવવા મારૂં તન અને તરવાર ઉસ્કેરાઇ રહયાં છે, સર્વે પશુ પ્રાણીનો પ્રાણઘાતક હવે મારા હસ્તમાં રહેલી અસીનો[2] ભોગ થાય તો સારૂં. હું તે દુષ્ટના પગલે પગલે આવ્યોછું. પરંતુ તે નીચ કયી ગીરિ ગુફામાં[3] ગમ ભરાઇ રહયો છે કે માલુમ પડતો નથી. (વિચારી) ચાલ હમણાં જે હશે તે તાત્પર્ય નીકળશે. પાપીષ્ટનું પાપ ઉજ્વળીવા પામ્યા વિના રહેશે નહી ? (અશ્વને બાંધી એક ગુંજાવર[4] દ્રુમ[5] નીચે બેસેછે. તેવામાં બે ભીલ પ્રવેશ કરેછે)

**રામલો**—અલ્યા પ્રેમલા જોયું ?

**પ્રેમલો**—શું અલ્યા રામલા ?

**રામલો**—જો પેલા કોતરામાં ઓલ્યો હરામખોર કેવાં નાહકોરાં નરભય થકો બોલાવી રહયો સે ?

**પ્રેમલો**—( તે તરફ નીહાળી થરથરતાં ) નાહરે રામલા ના હ, હેરમાં તો તે હરામીએ કાળો કેર કર્યો સે. વાસ્તે જો આપણે છેડહું તો આપણું પણ બેડું પાર કરી દેહે !

**રામલો**—બેહરે કાયરના પેટના, રણહંગરામમાં જઇ હત્રુને ચીમ હણી હકે, જો આપણે તેને જગાડી મારહું, પસે તેના નાક કાન રાજાજીને ભેટ દેહું તો રાજા ઇનામ દેહે.

**પ્રેમલો**—ચેટલું દેહે !

**રામલો**—હજાર રૂપીઆ ?

---

1 વાઘ. 2 તરવારનો. 3 પરવતની ગુફામાં. 4 મોટું. 5 ઝાડ.

**પ્રેમલો**—(ખુશી થતો) હાલ ત્યારે તો હાલ, થઇ જાહું નાલ, પણ તું મારજે હો?

**રામલો**—બહુ હારૂં હાલ થા વેલો! (તે તરફ જાવા માંડેછે)

(ભીલોની વાતથી વાકેબ થઇ શસ્ત્ર સજી અશ્વારૂઢ થઇ ભીલો સમીપ જઇ)

**ઇંદ્રસેન**—અરે લોકો તમે કોણ છો! જરા થોભો! અને બતાવો કે તે દુષ્ટ ક્યાં ભરાણો છે?

**બંને ભીલો**—(કુમારને નીહાળી] અંનદાતા ઘણું જીવો! તે હરામ જાદો આ પાહેના કોતરામાં શે!

**ઇંદ્રસેન**—ચાલો બતાવો [

**બંને ભીલો**—ચાલો બાપજી! (બધા તે તરફ જાયછે.)

**ઇંદ્રસેન**—(તે વાઘની સમીપ જઇ) જુવો દુષ્ટ ઘણા જનોનું રૂધીર પાન કરી થએલો પુષ્ટ મદાંધ અવસ્થાએ નિંદ્રાને સ્વાધિન થઇ નિર્ભયતાથી તેનાં નસકોરાં રૂપી નોબત વગાડી રહયો છે. પણ જાણતો નથી કે તેનો કાળ તેની સમીપમાંજ ઉભો છે (તેવામાં કોઈ ઘોડેસ્વાર આવતો જણાય છે. તે નજીકથી ઓળખાતાં)

**ઇંદ્રસેન**—કોણ મીત્ર ચકોરસિંહ! તમો આ વિકટ અરણ્યમાં કેમ આવ્યા છો?

**ચકોરસિંહ**—હા મીત્ર વર્ય! હું ચકોરસિંહ! નગ્રમાં તમો તે દુષ્ટને સંહારવા રાનમાં ગયા છો. તેવી ભાળ મળવાથી હું આ તરફ આવ્યો છું!

**ઇંદ્રસેન**—ધન્ય છે તમને, પ્રીય મીત્ર? મારી ખાતર આવી આ સમયે મને તમોએ ઉપકારના ઊદધિમાં[1] નાખ્યો, સાચા સ્નેહિની બલિહારી છે.

**ચકોરસિંહ**—પણ હવે શું વિચારના વમળમાં[2] વખત વ્યતિત કરો છો!

**ઇંદ્રસેન**—મીત્ર કંઇ નહીં? પણ શત્રુને સાવધ કર્યા સિવાય શત્રુપર શસ્ત્રનો પ્રહાર કરવો તે નીતિ વિરૂદ્ધ છે, એમ જાણી તેને ચેતન કરવા માટે મન મનનમાં[3] પડયુંછે.

**ચકોરસિંહ**—પ્રીય મીત્ર? તે દુષ્ટાત્મા સાવધજ છે! ત્વરીત હ

૧ સમુદ્ર ૨ તરંગમાં ૩ વીચારમાં

ણો! અમુલ્ય વખત વહી જાયછે. કહ્યું છે કે ! વ્યાધિ, વિષ, અને દુષ્ટાત્માનો શીઘ્રે નાશ કરવો.

**માર માર તલવાર, ઉભો જુવે છે શું (એરાહ)**

માર માર અરિ[1] ઠાર, યાર દેખેછે શું! દેખે છે શું યાર દેખેછે, શું? મા.
વ્યાધિ[2] રીપુને[3] હણીએ નિશ્ચે; પ્રજાનું તું કષ્ટ ચુકેછે શું ? માર.
નીરખી રહ્યો શું, નિર્ભયતાથી, હેવાનને દયા હોશેજ શું ?માર.
હણી પાપીને, થાતું વિજયી, મીત્ર વિલંબ શું કરેછે તું? માર.
પ્રમાદ[4] કીધે, ઉભય[5] મરશું લાવ મીત્ર ઠાર એને મારૂંજ હું. ?માર

**ઈંદ્રસેન**—ના મીત્ર! તું તેને સંહારતો નહી, હું તે દુષ્ટ અધર્મિને પલકમાં પરલોક ગમન કરાવું છું. તું નિશ્ચિંત રહે!

**ચકોરસિંહ**—ત્યારે લે હું તને સાવધ કરૂં! (તેમ કહી ચકોરસિંહ તે દુષ્ટ પર પીસતોલ ફોડે છે. પીસતોલ ફુટતાં તે દુષ્ટ એક તલપથી ચકોરસિંહની સમીપ પડે છે! સામેથી ઇંદ્રસેનની બંદુક તેની ટીલીના મધ્ય ભાગે આવવાથી ચકરી ખાઇ મોરછીત થાયછે! વળી સચેત થઇ ઉભાં થતાં પાછળથી ઇંદ્રસેનનો ભાલો તે અધર્મિનું હૃદય કમળ છેદી નાખે છે! તેથી તે દુષ્ટ મરણને શરણ થઇ ધરાપર પડે છે.)

**ચકોરસિંહ**—(વાઘને મરણ પામેલો અવલોકિ) મીત્ર વર્ય! સાબાશ! ધન્ય છે આપના વીરત્વને,

**ઈંદ્રસેન**—(છેટે ઉભેલા ભીલો પ્રત્યે) અરે લોકો અહી આવો!

**બંને ભીલો**—(ડરથી ધ્રૂજતા) ના બાપજી ખાઇ જાય.

**ઇંદ્રસેન**—હવે તો તે ખાઇ ધરાઇ રહયો, તેને તો સંહારી નાખ્યો

**બને ભીલો**—સાબાશ! બાપુ શાબાશ! બઉ હારૂં કર્યૂં (બંને નજીક આવે છે.)

**ઇંદ્રસેન**—જાઓ હવે તે દુષ્ટના નાક, કાન, જીભ, આંખો વીગેરે અવયવો કાઢી લાવો.

**બંને ભીલો**—વારૂં બાપજી (જાય છે અને તે પ્રમાણે લાવી ઇંદ્રસેનને આપેછે) (તે સરવે લઇ રૂમાલમાં વીંટી દશ સોના મહોર તે ભીલોને આપી બંને મિત્રો નગર તરફ જાય છે) (ભીલો પણ ખુશી થતા જાયછે)

---

૧ તરવાર. ૨ દુઃખ. ૩ શત્રુને. ૪ આળસ. ૫ બે.

## પ્રવેશ ૯ મો.

### સ્થળ રાણી મનમોહનાનું શયન ગૃહ.

**પાત્ર** મનમોહના રાણી, લીલા તેની દાસી, પછીથી વિરસિંહ,

**મનમોહના**—(શોકાગ્રવૃત્તિએ) લીલા?વિધિ અંક સિવાય પ્રથક[1] જનથી ઇચ્છિત વૈભવનો ભોગ ભોગવી શકાતો નથી, લલાટના લેખ અનુસારે સર્વત્ર પ્રાણીને સુખ દુઃખ હોય છે. હાય ! મેં નિર્ભાગીણીએ પુર્વે અપૂર્વ દુષ્કૃત્ય[2] કર્યા હશે જેથી આ ભવમાં મને શ્રી ઊમાકાન્તે[3] સંપૂર્ણ સુખરૂપી સુવર્ણ થાળમાં વ્યશનિ, દુર્ગુણી પુત્રરૂપી લોહમેખ બેસારી મારા હૃદયમાં નીરંતરને માટે ચિંતા, અગ્નિ પ્રગટ કરી રાખી છે !

**લીલા**—મહારાણી ! હરઘડી ઊદ્વેગનું[4] સેવન કરી દેહકૃશ કરવાથી શું તે દુઃખ ટળી જવાનું છે ? આપ જાણોછો કે સંતાપથી દુઃખ ખસતું નથી, છતાં વિના અર્થે વૃથાશોક કેમ કરો છો ! તેમ નીર્માણ થએલું લક્ષવાતે મિથ્યા થતું નથી. એમ જાણી શોકનોત્યાગ કરો.

**મનમોહના**—દાસી? તારૂં કહેવું સત્ય છે! પરન્તુ આ અવનિમાં પુત્રનો મોહ સાર્વત્ર જનને વિશેષ હોય છે ! રાય રંક સર્વને પુત્રરત્ન સિવાય સ્વ[7] આવાસ શોભતું નથી ! જેથી સર્વે સદગુણી પુત્રની વાંછના કરે છે. જેમાં ઘણાકને સદગુણી ન પાકતાં ઊલટા દુર્ગુણી પુત્ર પાકી કુળને ન દીપાવતાં કલંકીત કરે છે.

**ગીતિ.**

કુળ પ્રતિષ્ટા દાસી, વધે સદા સુપુત્ર થકી સારી;
પણ મુજ સુત[7] આ દેખી, હૃદય મર્મમાં વરસે દુઃખવારી.[8]

**લીલા**—બાઇ સાહેબ ફીકર પરહરો ! હરીહર[9] તેમને સારા કરશે.

**મનમોહના**—દાસી ! તે કેફનો પરીત્યાગ કરે તો બીજી કશી જરૂર નથી; મહારાજા પાસે તેના ગુણનો પ્રકાશ હું પ્રસંગોપાત કરૂં છું ? પણ તેના વ્યસનરૂપિ અંધકાર પાસે કોટિ યત્ને પણ તેના સદગુણ પ્રકાશી શકતા નથી. મને ખાત્રી છે કે આ કાર્યમાં પણ તે ફતેહમંદ નીવડશે નહી !

---

૧ દરેક. ૨ પાપ. ૩ મહાદેવ. ૪ ચીંતાનું. ૫ દુનીઆમાં. ૬ પોતાનું ૭ પુત્ર. ૮ પાણી. ૯ પરમેશ્વર.

**લીલા**—બાઇ? ફતેહમંદ ક્યાંથી નીવડે! તે તો ક્યારનાએ તેમના મીત્રો સાથે મધુપાન કરી તેમના શયનગૃહમાં સુતા છે. ( તેવામાં વિરસિંહ ડોલાં ખાતો પ્રવેશ કરે છે )

**વિરસિંહ**—માજી વંદન કરૂંછું.

**મનમોહના**—( ભ્રકુટી ચડાવી ). કેમ તમે તે દુષ્ટના સંહાર કરી ફતેહમંદ નિવડ્યા કે?

**વિરસિંહ**—( મ્લાંન વદનથી ધ્રૂજતો ) માતુશ્રી; તે દુષ્ટને શોધવા હું રાન, ગુફા, ગીરિ[1] સર્વત્ર સ્થળે ભટક્યો, પણ ક્યાંઇ તેનો પતો લાગ્યો નહી.

**મનમોહના**—( નીરાશ થઇ ) તમો જ્યારથી મધુપાન કરી સુતા હતા, ત્યારથીજ મને તો ખાત્રી હતી કે તમારા વ્યસનિઓથી શું લીલું વળવાનું હતું? અહોનીશ મધુપાન સિવાય કશું સુજતું નથી કે શું! વિરસિંહ! વ્યસનમાં ને વ્યસનમાં તમો તમારી સર્વે પ્રિતષ્ટાનો નાશ કરો છો તેમજ નામર્દ ગણાઓ છો. તે કાર્ય કરવાની શક્તિ નહતી તો વડીલભાઇને અટકાવી વચ્ચે પડવાની શી અગત્ય હતી શું રાજ્યવૈભવ તજી વિરૂ[2] વેશે વિદેશ ગમન કરવું તમને પ્રીય હતું? આ ન થયું તો રાજ્ય કેમ કરી શકશો?

**વિરસિંહ**—( નીચું નીહાળી જરા સચેત થઇ. ) પ્રીયજનેતા! મારા લલાટપત્રે જે જે નીરમાણ થએલું હશે તે કોણ મિથ્યા કરે? ભાવી પ્રબળ છે, હું ખુશી પૂર્વક વિદેશ જઇશ; અન્ય[3] શો ઊપાય છે! (સ્વગત) પણ મારા મિત્રો ત્યાં નહી આવે; ખેર, થાય તે ખરૂં!

**મનમોહના**—શા વીચારમાં પડ્યા?. સાંભળો....કેફથી કેવા અવગુણ થાય છે.

ગીતિ.

કેફ કદી નવ કરીએ, પડે પરાધિન રે'વું પુત્ર જેથી;
યશ કીર્તિની હાની; ભાન તજી નાદાન થવું તેથી,

**વિરસિંહ**—માજી! બરાબર છે!

**મનમોહના**—બરાબર ખરૂં! પરન્તુ તમે હવે મધુપાન કરવાની પ્રતિજ્ઞા લ્યો તો એક યૂક્તિથી તમને રાજ્ય અપાવું.

**વિરસિંહ**—( મનમાં ખુશી થઇ ) ઠીક માજી! ત્યારે હવે નહી કરૂં, મને રાજ્ય અપાવો; તેમ મારે જંગલમાં મારા મિત્રો

---

૧ પરવત. ૨ ભીખારી. ૩ બીજો.

વીના રઝળવું પડે તે બંધ કરી આપો.

**મનમોહના**—મુવા તારા મીત્રો! તે તાલી મિત્રોનો ત્યાગ કરી કેફ કરવો નહી! અને અહરનિશ મારી આજ્ઞાનુસારે વર્તવું હોય તો તે યુક્તિ કરૂં! નહી તો નહી!

**વિરસિંહ**—નકી; નકી; નકી હવે નહી કરૂં! (તેમ કહી પોતાના શયન ભુવનમાં જાય છે)

**મનમોહના**—(દીલગીરીથી) લીલા? આ કાર્યમાં વિરસિંહની મુર્ખાઇથી મારા અતઃકરણમાં ઉદ્વેગનો પાર રહ્યો નથી. કશું સુજતું નથી. હું શું કરૂં. ગાંડોઘેલો પુત્ર છે. તે પણ વિદેશે જશે તે આ ચક્ષુથી કેમ જોવાશે! માટે ચાલ એક યુક્તિ છે તે પાર પાડું. જેથી તેનું વિદેશ ગમન બંધ થાય (દાસી પ્રત્યે) જા તું તપાસ કરકે ઇંદ્રસેન આવ્યા છે?

**લીલા**—જેવી આજ્ઞા. (જાય છે અને પાછી આવે છે.)

**લીલા**—મહારાણી? ઇંદ્રભાઇ તે દુષ્ટને સંહારી આવી હમણાંજ મેહેલમાં દાખલ થયા.

**મનમોહના**—લીલા! ચાલ ત્યારે આપણે ત્યાં જઇએ!(બંને જાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ ઇંદ્રસેનનું આનંદ ભુવન.

**પાત્ર** ઇંદ્રસેન પછી મનમોહના અને તેની દાસી પછીથી વિરસિંહ, બાદ ચકોરસિંહ

(અર્કોદયં[3] નિતવાથી શ્રી વિશ્વેશ્વરીનં[4] ધ્યાન ધરી હર્ષિત વદને બેઠો છે. તેવામાં રાણી મનમોહનાને દાસી સાથે તે તરફ આવતાં નીહાળી બે કદમ સામા જઇ

**ઇંદ્રસેન**—(વિનય પૂર્વક) પધારો પુજ્ય માતુશ્રી અભિવંદન કરૂં છું!

**મનમોહના**—પ્રતાપિ પુત્ર દિર્ધાયુષ્યમાન થાઓ.?

**ઇંદ્રસેન**—માતુશ્રી, આજે આપે અત્રે પધારી મારા આનંદ ભુવનને પાવન કીધું!

**મનમોહના**—હા ભાઇ! આજે તમારી પાસે હુ એક યાચના અર્થે આવલી છે.

---

૧ પ્રભાત. ૨ અંબાજીનું.

**ઇંદ્રસેન**— માજી શી ! આકાંક્ષાએ[1] અત્રે આપનું આગમન થયું છે તે કૃપા કરી ત્વરીત કહો. ?

**મનમોહના**—પણ પુત્ર કદાપી તમો ના કહો ત્યારે. !

**ઇંદ્રસેન**—માતુશ્રી ? એમ બનેજ નહી ! અવર જનને મારા નિત્યેના નિયમાનુંસારે અર્કોદયમાં[2] હું ઇચ્છીત વસ્તુ આપું છું. તો આપનાથી શુ વિશેષ છે?

**મનમોહના**—પ્યારા પુત્ર તે સત્ય છે, હું જાણું છુ કે તમે કર્ણ[3] તુલ્ય દાનેશ્રી છો? પરન્તુ વચન આપો ત્યારે માનું !

**ઇંદ્રિસેન**—લ્યો ! ( વચન આપી ) માતુશ્રી તમો જે વસ્તુની યાચના કરો તે મારે આપવી. !

**મનમોહના**—( શોકાગ્રવૃતિએ ) પ્યારા તનુજ[4] ? મારી એજ યાચના છે કે તમો વડીલ છો, સર્વ શાસ્ત્રે નિપૂર્ણ છો ! અર્જુન સમા શુરવીર છો. માટે હરેક પ્રયાસે રાજ્ય રિદ્ધિ સંપાદન કરી શકશો, પરન્તુ વિરસીંહ વ્યશનિ છે, તેમ મધુપાનાદિ, કેફની કુટેવમાં તેણે તેનો દેહ કૃશ[5] કરી નાંખ્યો છે. જેથી તેનાથી વિદેશ ગમન થશે નહીં; કદાચીત તે વિદેશ જશે તો ફરી આ સ્થળે ન આવતાં રાનમાં રખડી રખડી, કાળને સ્વાધિન થશે, તેથી તેની તે અવસ્થા મારાથી સહન થશે નહી. અને જેથી મારો આત્મઘાત થશે, માટે દયાળુ પુત્ર દયાની ખાતર તે વ્યાઘ્રના[6] અવયવની સર્વે નિશાનીઓ વિરસિંહના દર્પ[7] ભરેલા શબ્દો ધારણામાં ન લેતાં તેને આપી તમારા પિતાની સમક્ષ તેને વિજયી ઠરાવી તેનું વિદેશ જવું બંધ કરી આપો.

**ઇંદ્રસેન**—(સ્વગત) અરે આ શું માગ્યું ? (વિચારી) ખેર થવાનું હતું તે થયું (પ્રગટ) ભલે માજી તે પ્રમાણે હું સર્વે આપુંછું બોલાવો વિરસિંહને.

**મનમોહના**—(પ્રફુલીત વદને દાસી પ્રત્યે) લીલા ? જા વિરસિંહને બોલાવી લાવી.

**લીલા**—મહારાણી! જેવી આજ્ઞા (જાય છે)

**વિરસિંહ**—(પ્રવેશ કરી વડીલ ભ્રાતા વંદન કરૂંછું.

---

૧ ઇચ્છાએ. ૨ પ્રભાતમાં. ૩ પાંડવોનો મોટો ભાઇ. ૪ છોકરો. ૫ દૂર્બળ. ૬ વાઘ. ૭ અભીમાન.

**ઇંદ્રસેન**—ભાઇ સુખી રહો (તે વ્યાઘ્રના અવયવની નિશાનીઓ બતાવી) વિરસિંહ તે સર્વ નિશાનીઓ લઇ લ્યો. સભા સમક્ષ બતાવજ્યે; કદાપી પિતાજી પુછે તો વીદિત કરજો કે તે હરામખોર નગરની પાસેના અરણ્યમાં એક ગુફામાં ભરાએલો હતો.

**વિરસિંહ**—(તે સર્વે લઇ) વારૂ આપે ફરમાવ્યું તે મુજબ વિદિત કરીશ (સ્વગત) વાહ! વાહ! વીના શ્રમે કાર્ય ફતેહ થયું, હું કેવો ભાગ્યવાન? (પ્રગટ) ભ્રાતા હું આપનો અતિશય ઉપકારી થયોછું!

**મનમોહના**—(કરૂણાસ્વરે) વિજયી પુત્ર તારો વિજય દશો દીશામાં પ્રભાસ્કરના[1] પ્રકાશ સમ પ્રકાસો, તું બળીતુલ્ય દાનેશ્રી કહેવાઓ, તને આ રાજ્ય રિદ્ધિથી સહસ્ત્ર ધણી રાજ્ય રિદ્ધિ સંપાદન થાઓ ? જગદીશ્વર અહોનિશ તને સુખ શાન્તિમાં રાખો બાઇ હું હવે રજા લઉશું. પણ આ વાત આપણ ત્રણના સીવાય, અન્યના[2] કર્ણગોચર થાય નહી એવી મારી વિજ્ઞાપના[3] છે.

**ઇંદ્રસેન**—માતુશ્રી નિસંદેહ ગમન કરો, મનમોહના અને વિરસિંહ જાય છે. બાદ થોડીવારે ચકોરસિંહ પ્રવેશ કરે છે.

**ઇંદ્રસેન**—(કિંચિત સ્મિતવદને[4]) પધારો સ્નેહિ પધારો ! બીરાજો આ આસને !

**ચકોરસિંહ**—(આસને બીરાજી) મીત્ર આજે આપનો મુખરૂપી ચંદ્ર ચિન્તારૂપી વાદળીમાં છવાએલો કેમ ભાસે છે!

**ઇંદ્રસેન**—મીત્ર સહેજ કંઇ નહી;

**ચકોરસિંહ**—કંઇ નહી કેમ! જે હોય તે સાચે સાચું વિદિત કરો; તેમ રાણી મનમોહના શા હેતુએ અત્રે પધાર્યા હતાં તે કહો!

**ઇંદ્રસેન**—(વીચારી) મીત્ર પેલા વ્યાઘ્રના અવયવની નિશાનીઓ માટે.

**ચકોરસિંહ**—તેની તેમને શી અગત્ય હતી ?

**ઇંદ્રસેન**—સભામાં પીતાજીની સમક્ષ અમો બંને ભાઇઓએ એવી પ્રતિજ્ઞા ગ્રહિ હતી કે જે તે દુષ્ટને નહી સંહારી આવશે. તે દશ વર્ષ વિદેશ જશે. વિરસિંહ તે નિશાનીઓ ન લાવી શકવાથી વિદેશ જશે એમ ધારી રાણી મનમોહનાએ અર્કોદયનો[5] વખત જાણી મારી પાસે તેની યાચના કરી તે સર્વે નિશાનીઓ વિરસિંહને અપાવી.

---

૧ સૂર્યના. ૨ બીજાના. ૩ વીનંતી. ૪ જરા ઉદાશી મોંઢે ૫ સૂર્યોદયનો.

**ચકોરસિંહ**—(ક્રોધાતુર થઈ) મીત્ર ગરજવાનને અક્કલ હોતી નથી! પણ તમારૂં ચિત સ્થીર હતું કે નહી?

**ઇંદ્રસેન**—મીત્ર મારા નિશ્ચમાનુંસારે કદાપી તેઓએ મારા અમુલ્ય પ્રાણની યાચના કરી હોત તો તે પણ મારી જીંવ્હાએમા કહેવાત નહી.

**ચકોરસિંહ**—તે બધું ખરૂં; દાન દેવા લેવાને અનંત વસ્તુઓ હતી; પરન્તુ તેઓએ કપટ પ્રાશ રચ્યો તો તમો તે પાછી મંગાવી લેવાને દોષિત નથી. માટે મંગાવી લ્યો! નહી તો આ વાત હું કચેરીમાં પ્રગટ કરીશ.

**ઇંદ્રિસેન**—મીત્ર એમ બનેજ કેમ! થુકેલું થુક ગળાય કેમ! તું કચેરીમાં કહે યા ગમે તેમ કરે પરન્તુ મારા રામબાણ સમ શબ્દો પૃથ્વિ રસાતાળ થયા છતાં પણ મિથ્યા થનાર નથી મેં આપ્યુ છે અને તેઓએ લીધું છે તેમાં તેમનો દોષ નથી. તું આ જાહેર કરીશતોએ હું આ રાજ્યાસન કદી ભોગવવાનો નથી.

**ચકોસિંહ**—મીત્ર વીના પ્રયોજને રાજ્ય રિદ્ધિનો ત્યાગ કરી રાનમાં શા અર્થે રખડવું પડે?

**ઇંદ્રસેન**—મીત્ર સત્યતા માટે, સત્યના અર્થેજ સત્યવાદી રાજા હરીશ્ચંદ્રે, તથા પ્રતાપી બળી રાજાએ, તથા નળ રાજાએ, અને પરાક્રમી પાન્ડુ પુત્રે વિકટ વનવાસ વેઠેલા છે તે યાદ કર!

**ચકોરસિંહ**—તે ખરૂં; પણ તમો તમારી હઠનો ત્યાગ કરી તે સરવે પાછું મંગાવો.

**ઇંદ્રસેન**—નહી નહીં, આકાશ પાતાળ એક થયે પણ તે કદી બનનાર નથી.

**ચકોરસિંહ**—મારૂં કહેવું માનો, નહીતો પસ્તાશો.

ઇંદ્રસેન—ભલે સુઝે તેમ થાય.

**માલીની છંદ**

શશિ[1] રવી[2] નભ[3] અવનિ,[4] એક થાએ કદાપી
ટેક નહિ તજું મારી, કોટિ કષ્ટે તથાપી
તન ધન સહુ જાએ, લેશ ચિન્તા ન ધારૂં.
સત્ય વચન સિદ્ધિ; સર્વદા મન વિચારૂં.

---

૧ ચંદ્રમા, ૨ સુરજ. ૩ આકાશ. ૪ પૃથ્વિ.

ઇંદ્રસેન—વળી પ્રીય મીત્ર, જેમ સત્યતામાં દ્રઢતાવાન સજ્જનો ગમે તો નિંદા કરો, અથવા સ્તુતિ કરો, સંપતિ પ્રાપ્ત થાઓ, અર્થાત જતી રહો, આજેજ મર્ણ હો, અથવા કાળાન્તરે હો, ગમે તો સુખ આવો, ગમે તો દુઃખ આવો એવો વીચાર લાવીને સત્યવાન સજ્જનો સ્વ* નેક ટેકથી એક ડગલું પણ ન ખસતાં સદા ધ્રૂવની† પેઠે અચળજ રહે છે! તેમ મીત્ર મને પણ સત્યતામાં અચળજ સમજજે!

દોહરો— ધ્રૂવ ચળે મેરૂ¶ ડગે, ડગે કદાપિ ગગનઃ
મિથ્યા નહી મન લેખવું, ક્વચિત મારૂં વચન.

ચકોરસિંહ—(સ્વગત) હાય હવે શો ઉપાય કરૂં? મીત્રના વચને છેક નિરૂપાય કર્યો (વીચારી) વેળુ પીલે શું તેલ નીકળવાનું હતું? નહીજ. તેમ મીત્ર પણ સ્વટેક છોડવાનો તથા (પ્રગટ) મિત્ર ધન્ય છે તારી ધૈર્યતાને, ધન્ય છે તારી સત્યતાને, ખેર, થવાનું હતું તે થયું પણ હવે પછી સાવચેતી રાખશો.

ઇંદ્રસેન—મીત્ર? ભાવી પ્રબળ છે, ભાવી પાસે મનુષ્ય માત્રની ચાતુર્યતા ચાલતી નથી, જેવું મારા ભાગ્યમાં હશે તેવું ઉદય થશે તું ચિંતાનો ત્યાગ કર, મારે હવે સભામાં જવું છે?

ચકોરસિંહ—હું પણ હવે રજા લઇશ?

ઇંદ્રસેન—ભલે પધારો? પણ આ સબંધી કિંચિત માત્ર પણ વદો તો તમોને મારા સમ છે?

ચકોરસિંહ—મીત્ર હવે શું વદું? જે થવાનુ હતું તે થઇ ગયું ચાલો હવે?

ઇંદ્રસેન—હા ચાલો? (બંને જાય છે)

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ સુવર્ણ પુરીની રાજ્ય સભા

**પાત્ર** સુર્યસેન વિવેકસાગર સેનાધિપતિ વિદુષક ઇંદ્રસેન, વિરસિંહ અનુચર વીગેરે.

પ્રતિહાર—ધર્મ ધુરંધર, ધીરવીર, મહારાજાધિરાજ સુર્યસેન મહારાજ ને ઘણી ખંમા?

* પોતાની. † અચળ રહેનાર તારો. ¶ પરવત.

સુર્યસેન—( સિંહાસને બેસી ) સચીવા ? કુમારોએ તે દુષ્ટને સંહારી પ્રજાવ્યાધિનું વિદારણ કર્યું છે કે નહીં?

વિવેકસાગર—નૃપેંદ્ર હજુ પર્યંત તે તરફના કંઇ સમાચાર મળ્યા નથી.

સુર્યસેન—વારૂ? ( પ્રતિહાર પ્રત્યે ) પ્રતિહાર? સત્વર કુમારોને પ્રવેશ કરાવ ?

પ્રતિહાર—જેવી આજ્ઞા ? ( જાય છે )

વિદુષક—કરૂણાનિધાન ? તે દુષ્ટને સંહારવા સેનાધિપતિ ગયા હતા તે વિલા મોઢે પાછા આવ્યા શું? મેં ભવીષ્ય ભાખ્યું હતું કે તેમનાથી તે નહી મરે.

સેનાધિપતિ—ના ભાઈ ના તે તો તારાથી મરે, અમારાથી ના મરે.

વિદુષક—સેનાધિપતિ ઝાઝી શીસીઆરી રહેવા દો ? અમે શું ખોટું કહ્યું હતું ? નહી મારી આવ્યા હો ? છાનામાના બેઠા મલીદા માર્યા કરો. ( તેવામાં વિરસિંહ પ્રવેશ કરે છે )

વિરસિંહ—શીરછત્ર તિર્થરૂપ પીતાજી અભિવંદન કરૂં છું.

સુર્યસેન—ભાઈ સુખી રહો અને દિર્ઘાયુષ્યમાન થાઓ ?

વિરસિંહ—( તે વ્યાઘ્રના અવયવની નિશાનીઓ તખ્ત પર મુકી, પિતાજી આ તે દુષ્ટના અવયવની નિશાનીઓ. મેં તે દુષ્ટને સંહાર્યો છે ?

ઇંદ્રસેન—( પ્રવેશ કરી નમન યુક્ત ) પિતાજી અભિવંદન કરૂંછું ?

સુર્યસેન—પુત્ર દિર્ઘાયુષ્યમાન થાઓ ( વિરસિંહ પ્રત્યે ) વિરસિંહ ? તે દુષ્ટ કયા સ્થળે ભરાયો હતો ?

વિરસિંહ—પીતા શ્રી? તે નગરની પાસેનાજ રાનમાં એક ગીરિ ગુહામાં,‡ ભરાએલો હતો,

ઇંદ્રસેન—પુજ્ય પિતા ? હવે મને વિદેશ ગમન કરવા સદ્ય અનુમોદના આપો. કારણ કે અમો બંને બાંધવની પ્રતિજ્ઞામાં હું નારીપાસ થએલો છું.

સુર્યસેન—( આ વાકય શ્રવણ કરી ઉદાસ વૃતિએ) પ્યારા પુત્ર આ શું ઉચરેછે? તું પણ મુજરૂપ દશરથ ને માટે વિયોગી રામ

‡ પરવતની ગુફામાં.

રામરૂપ થઈ દુઃખાબ્ધિમાં[1] ડુબાવવા ધારે છે કે શું! નહી, નહી, આ જીવ્હાએતો વિદેશના વિકટ કષ્ટ વેઠવા મારાથી તમને આજ્ઞા નહી અપાય.

ગીતિ.

ઇંદ્રસેન—આજ્ઞા મુજને આપો, વિદેશ જાવા પિતાજી આવારે;
હરીની આજ્ઞા થાશે, ત્વરીત અત્રે આવીશ હું ત્યારે.

ઇંદ્રસેન—પિતાશ્રી! આપની પ્રસિદ્ધ થએલી આજ્ઞા સત્ય થાય; મારી નેક ટેક સચવાય, વળી મારી વિદેશ ગમન કરવાની અભિલાષા પુર્ણ થય, જેથી દયાળુ પિતા મને સુખે રજા આપો.

સુર્યસેન—વહાલા દીલદાર પુત્ર આ શું વદો છો? તમો વિદેશ જસો તે મારાથી કેમ જોવાશે? અર્થાત કેમ સહન થશે? અરેરે હવે કેમ કરૂં? કશું સુજતું નથી (સ્વગત) હરીહરા, મારી આજ્ઞાનો ભંગ પણ કેમ થાય તેમ પ્રતાપિ પરાક્રમિ કુમારને વિદેશ પણ કેમ મોકલાય? ના નજ મોકલાય (પ્રગટ) પ્યારા પુત્ર તમોને વિદેશનાં વિકટ કષ્ટ વેઠવાને મારી જીવ્હા અનુમોદના આપી શક્તિ નથી.

ઇંદ્રસેન—પિતાજી? તેમાં કશું કષ્ટ નથી? વિદેશ ગમનથી દેશવિદેશની રીતભાત, ચાલચલગત, વ્યવહાર, ધર્મ, ભાષા, વીગરે સમજાય છે. તેમજ વિચાર શક્તિ ખીલાવવાનું મુખ્ય સાધન પણ દેશાટનજ છે. જેને દેશાટન કર્યું નથી તે જન પુર્ણ કુશળતા પામી શકતો નથી? માટે મને તુર્ત આજ્ઞા આપો?

સુર્યસેન—પ્યારા પુત્ર કષ્ટ કેમ નહીં? તમો સેજ પલંગમાં શયન કરનારા, મીષ્ટ સ્વાદિષ્ટ ભોજન જમનારા, ટાઢ તડકો નહી ખમનારા કોમળ, વપુના,[2] તે તમારાથી વિકટ ટાઢ, તડકા, ક્ષુધા[3] નિદ્રા, કેમ સહન થશે? હું કોટી યત્ને પણ તમોને આજ્ઞા આપી શકતો નથી?

ઇંદ્રસેન— છંદ.

લલાટ પત્રે લખીતં વિધાતા, લખ્યા લેખ જે તે ન મિથ્યાજ થાતા
કરે, દેવ, દાનવ, જો, કોટી ઉપાય, નહી લેખ છઠ્ઠિના વિફળ થાય.
કરણીનુસારે લખાએ છે લેખ, કરે જેવી કરણી પડે તેવી રેખ;
થવાનું હરી જે પળે તેજ થાશે, મિથ્યા વહેમ ત્યાગો પ્રભાભાની આશે.

ઇંદ્રસેન—પિતાશ્રી ચિંતાનો ત્યાગ કરો? સર્વ પ્રાણીને સર્વદા

૧ દુઃખનો સમુદ્ર ૨ શરીરના, ૩ ભુખ.

સુખ, દુઃખ સંગાથેજ રહે છે. તેમ જે જે નીરમાણ થયું હશે તે કોઇ મિથ્યા કરી શકે તેમ નથી, ઉદય, અસ્ત, પ્રકાશ, અંધકાર વિગેરે સાથેને સાથેજ રહે છે, મારા ભાગ્યોદયમાં વિદેશગમન નિરમાણ થયું હશે તે કોણ મિથ્યા કરે? હું હર્ષ પુર્વક વિદેશ જઇશ મને સત્ય આજ્ઞા દો.

સુર્યસેન—( આ શ્રવણકરી દીલગીરી યુક્ત ) પ્યારા પુત્ર હું કશું કહી શકતો નથી. હાય લાચારીનો એકે આચાર નથી હું શું કરૂં ? પ્યારા તમોને ગમે તેમ કરો ?

ઇંદ્રસેન— **નાથ કેસે ગજકો બંધ છોડાયો. ( એ રાહ )**

તજી જન્મભૂમિ હવે તાત જાઉં, દીઓ આશીષ હું સુખી થાઉં;
ત્યાગિ ચિન્તા અનુમોદના આપો, સંચરવા પિતુ આવારે;
લેશ ફીકર નહી કરશોજ મારી, સુખ દુઃખ કર્મ આધારે. તજી.
વિદેશ ગમન કરૂં પિતાજી પ્રિતે, ડરૂં નહી મન લગાર;
અવધિ પુરે તુર્ત અત્રે હું આવું, ચિંતા તજો નિરધાર. તજી.

ઇંદ્રસેન—(પિતાને નમન કરી ) પિતાજી જાઉં છું ? (સભાજનો પ્રત્યે) સર્વ સભાજનોને મારા દંડવત પ્રણામ છે. ઇંદ્ર જાય છે તે જોતાંજ રાજા મુર્છીત થાય છે તેને પ્રધાન મંડળ મહા પ્રયાસે સચેત કરે છે અને સભા બરખાસ થાય છે. ( સરવે જાય છે)

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ મનહર ઉપવન.*

### પાત્ર ઇંદ્રશેન બાદ ચકોરસિંહ.

( વિદેશનો સર્વ સાજ સજી શ્યામ આભુષણો અંગે ધરી એક બાજુએ અંબિકાના દેવાલયમાં શ્રી આરાસુરીની સ્તુતિ કરે છે.

**ઇંદ્રસેન— શાર્દૂલવિક્રિડિત છંદ.**

જાવું છું તજી દેશવિદેશ આજે. આરાસુરી અંબિકા;
પામી માતા મર્ણ શર્ણ તારૂં, ચિત્તેજ ધારૂં સદા.
થાજો મુજને સ્હાય સદાય દેવી, સેવા હું તારી ચહું;
આજ્ઞા જ્યારે માત તારી થાશે, અત્રેજ આવીશ હું.

* બગીચો.

**નેપથ્યમાં—** રાગ સદર

જા તું પુત્ર વિદેશ લેશ ચિન્તા, ધરતો ન ધ્યાને જરી;
થાશે સર્વે કષ્ટ નષ્ટ તારા, સ્હાયજ હોશે હરી.
આપું છું આશીષ બાળ તુજને, અંબે હું આરાસુરી;
વેઠીને વિદેશ દશ વરસે. આવીશ વિજય કરી.

**ઇંદ્રસેન**—(સ્વભૂમિકા પ્રતે) હે મારી પ્રીય જન્મભૂમિ આજે તારો પરીત્યાગ કરી હું પર ભૂમિમાં ગમન કરૂંછું. હરીહર[1] જ્યારે તારો દેદાર કરાવશે ત્યારે કરીશ.

(એમ કહી અશ્વ સજ કરે છે તેવામાં ચકોરસિંહ પ્રવેશ કરે છે.)

(ચકોરસિંહ પ્રત્યે) હે પ્રીય મિત્ર હવે હું પ્રદેશ તરફ પ્રયાણ કરવા આજ્ઞા માગું છું. માટે હે વાલા? આનંદપુર્વક મને આજ્ઞા આપી તું નગ્ર તરફ ગમન કર.

**ચકોરસિંહ**—પ્રીય મીત્ર તમો વિદેશ ગમન કરો અને હું નગ્રમાં જાઉં તે કેમ બને, પ્યારા તારાથી વિખુટો કેમ રહેવાય? સ્નેહી તારાથી સ્નેહ સાંકળના ગાંઢ[2] બંધનમાં બંધાએલો છું. તેમાંથી વિમૂક્ત[3] કેમ થાઉં? નહી નહી થાઉં. ગમે તેમ થાઓ, તદપિ[4] કોટી યત્ને પણ હું તારાથી વિખુટો પડનાર નથી. વારીથી[5] મીન[6] વિખુટું થઇ જીવેજ નહી માટે મને હર્ષપુર્વક સાથે લઇ જા.

**ઇંદ્રસેન**—પ્યારા મિત્ર મારા ભાગ્યથી હું વિદેશ પામ્યો. તેમાં તમને સાથે શા સારૂ લઇ જઇ દુઃખી કરૂં? સ્નેહી તમો જાણો છો કે વિદેશમાં વિવિધ પ્રકારનાં વિકટ કષ્ટ વેઠવાં પડે છે. તો ત્યાં શું ઠરવાનું અર્થાત સુખી થવાનું હતું કે તમોને સાથે લઇ જાઉં, તમો ખુશીથી મને આજ્ઞા આપી નગ્ર તરફ વિદાય થાઓ.

**ચકોરસિંહ**—પ્યારા મીત્ર મને રઝળતો, કળકળતો, બળબળતો મુકી ચાલ્યા જશો તે શું સારૂં લાગશે? પ્રીય, મનન[7] કરો કે મુજ રૂપ મીનને આપ રૂપવારી વીના અવર ઠરવાનું કયું ઠામ છે?

**રાગ.** શીત સદ્‍ગુણી ઠરવાનું પાત્ર ક્યાં છે.
સ્નેહિ, સખાનો, ખરે વાસ જ્યાં છે.
મન એકને તન, ઊભય[8] ધારો;
ન કાયાથી છાયા વિખુટી વિચારો.

---

૧ પરમેશ્વર. ૨ મજબુત. ૩ જુદો. ૪ તથાપિ. ૫ પાણીથી ૬ માછલું. ૭ વીચાર. ૮ બે.

**ચકોરસિંહ**--વળી શું હું કૃતઘ્ની થઉં, કે સુખમાં સનમુખ રહી દુઃખમાં વિમુખ થાઊં ? નહી નહી, કદી નહી ?

**દોહરો.** વૈભવમાં સાથે રહી; કષ્ટ પડે તજી જાય.
સખા, નહી કહેવાય તે, તાલી મિત્ર ગણાય;
નિત્ય આવીને બેસતાં, તે તરૂ† લાગે લાય.
પક્ષી પણ નવ ઊડતાં, થઇ કૃતઘ્નિ રાય.

માટે મિત્ર શું હું અજ્ઞાન પક્ષીઓથી પણ જાઉં? નહીં નહીં

**ચકોરસિંહ**— ગીતી.

સૂખ તણો હું સાથી, કષ્ટ સમયે કૃતઘ્ન કેમ થાઊં
ત્યાગિ પ્યારા તુજને, નહી જાવું હું સાથ તારે આવું.

હે મિત્ર તુજરૂપ ચેતન મુજરૂપ દેહમાંથી ગમન કરશે ત્યારે. આ ક્ષણભંગુર દેહ શા અર્થનો છે? સ્વાર્થીઆ સ્નેહિઓ ફક્ત સ્વાર્થ સાધવાનાજ હેતુ રાખે છે, પરંતુ હું આપના પ્રેમ સિવાય, અન્ય* આકાંક્ષા રાખતો નથી, પ્રેમી પ્રેમનેજ ચાહાય છે. માટે હે પ્રેમી મિત્ર હું તારાથી કોટિ યત્ને પણ અળગો થનાર નથી.

**ઇંદ્રસેન**--હે મિત્ર તું હઠનો ત્યાગ કર, હું હરેક પ્રકારે મારા દુઃખમાં તને દુઃખી કરીશ નહી.

**શીખરણી છંદ.**

અરે બંધુ મારા, પરહરી હઠને' અહિં રહે;
કહું હું જે તેતો, મનન, કરિ વાલા ચિત લહે.
અહીં તું રે'વાથી, દુઃખજ પ્રિય મારૂં સહુ જશે;
દુઃખિ પેખી પ્યારા, દુખીત તન રાને, બેઉ થશે.

**ચકોરસિંહ**--તે ખરૂં, પણ વારી વિના મિન જીવત નથી. તો તુજ રૂપવારી વહીજવાથી મુજરૂપમિન કેમ જીવશે? અથવા કેમ સુખી થશે, માટે મીત્રના ન કહે.

**ગજલ ? નારીના કટાક્ષ પાસે એ રાહ.**

રાખ રાખ સાથ સદા ભ્રાત તાહરો;
અંતરે ઊતાર પ્રીય બોલ માહરો. રાખ.
બિનવી વારંવાર મિત્ર શું કહું તને;
અળગો કર ના પ્રાણ પ્રીય પ્યારા તું મને. રાખ.
વિખુટો પ્યારા તુજથી નહી પડું જરી;

† ઝાડ. * બીજી.

સંગ રહી સેવા કરૂં વાત એ ખરી.　　　રાખ.
સમ્તે[1] મારા તુજને જો નારે તું કહે
મિત્ર હવે વિનતી આ લક્ષમાં લહે.　　　રાખ.

**ઈંદ્રસેન**—( શોકાગ્રહવૃત્તિએ ) પ્રીયસખા, હું તને મારા સમ દઇ કહુ છું કે તું હઠનો ત્યાગકર સ્નેહી, સ્નેહના સાગર મારૂં કહેવું સ્વિકારી મને આજ્ઞા આપી વિશેષ આનાકાની નહી કરતાં તું નગ્ર તરફ વિદાય થા, હું તને મારી સાથે કદી લઇ જઇશ નહી.

**ચકોરસિંહ**—તું નહી લઇ જાય, પણ મારાથી તને નહી તજાય હુ મારો પ્રાણઘાત થતાં સુધી પણ પ્યારા તારાથી વિખુટો થનાર નથી. માટે રકઝક મુકી આનંદપુર્વક મને સાથે લેઇ જા. નહી લઇ જાય તો શુ? તજી જઇશ? હું મરી જઇશ તે શુ સહી રહીશ ? નહી સાથે આવીશ તો અહીં દેહ ત્યાગીશ માટે હા કહે. ના કહેવો હોય તો (સમશેર બતાવી ] આ સમશેરથી મારો સહાર કરી તે પર ચર્ણ દઇ ચાલ્યો જા.

**જફાવો સીતમકુ સજાવાર હુ. એ રાહ.**

પ્રિય પ્યારો મિત્ર ન જા મુકી તું, વિના તારા નગ્રે નહી જાવું હું
ભલે માર ઠાર અરે વાર આ; નહીતો મને સંગ લેઇ તું જા;
વિખુટો થઇ હાય હું શું કરૂં? તારા વિયોગે હું ઝુરી મરૂં.

( નિરાસ થઇ ઈંદ્રની કોટે વળગી પડે છે. )

**ઈંદ્રસેન**—( સ્વગત ) આ હવે તેની હઠ તજશે નહી. માટે તેને સાથે લઇ જવો પડશે ( ચાલન ) વાલા દીલગીર થઇ દીલગીર ના કર. તારી પાસે હું હવે નિરૂપાય છું. ભલે તારી તેમજ ઇચ્છા છે તો ચાલ.

**ચકોરસિંહ**—( કીંચિત હાસ્ય વદને ) પ્યારા મિત્ર પ્રેમી મિત્રોએ કષ્ટ સમયે પ્રેમની કેવી કસોટીઓ કસી છે તે શ્રવણ કરો.

**ગજલ નારીના કટાક્ષ પાસે એ રાહ**

ચાંપરાજ પાડશીંગ ચિતમાં ધરો, કેદારસિંગ દીપચંદ યાદ તો કરો
મનુંને[2] કીશોર મીત્ર દીલ લ્યો ધરી ચંદ્રને[3] શોભાગ્યચંદ જે મીત્રવરી
સુખ દુખમાં સદાય ભાગ લે બહુ; મિત્ર તેતો મિત્ર અવર તાલીઆ સહુ
તેમ મિત્ર તારો હુ વિયોગ નહી સહું, સુખ દુઃખનો હું સદા સાથી થઇ રહું

૧ શોગન. ૨ ત્રીયારાજમાં ૩ ત્રીવીક્રમમાં.

**ઈંદ્રસેન**— મિત્ર ધન્ય છે તને, ધન્યછે તારી દ્રઢતાને, ધન્ય છે તારા પ્રેમને. પ્યારા જેમ વ્યોમ, મંડળના અસંખ્ય, નક્ષત્રોમાં[1] એકજ, ઇંદુ[2] બળવાન અર્થાત પ્રકાશવાન છે તેમ તારા જેવા સાચા પ્રેમી જગત મંડળમાં વીરલજ હશે. જગતમાં સાચા સ્નેહાની બલિહારી છે. પ્રેમી તેં પ્રેમની કસોટી પુરેપુરી કસી આજે મને ઉપકારના, ઉદધિમાં[3] બુડાવી દીધો છે તેનો કયારે બદલો વાળીશ? (થોડીવાર મૌન રહી) મિત્ર હવે આપણે પ્રયાણ કરીએ તો સારૂં.

ચકોરસિંહ —હા મિત્ર ચાલો.

(બંને અશ્વા રૂઢ થઇ એક દિશા તરફ ગમન કરેછે)

પડદો પડે છે




૧ તારાઓમાં ૨ ચંદ્ર ૩ સમુદ્ર.

## બીજા અંકના પાત્ર

પદ્મસેન..................પદ્માવતી નગરીનો રાજા

પદ્માવળી..............................તેની રાણી

પદ્માવતી.....................તેની પુત્રી. ઈંદ્રની સ્ત્રી

આનંદરામ...........પદ્માવતી નગરીનો રાજ્ય ગોર

કુસુમાવળી
ચંદ્રપ્રભા } ..............પદ્માવતીની સાહેલીઓ
સુનંદા

ચપળા...........................પદ્માવતીની દાસી.

નાગેંદ્ર,..................પન્નગ વંનનો અધીપતિ નાગ

નાગકન્યા..............................તેની પુત્રી

રનાદે...........એક નાગની પુત્રી. નાગકન્યાની સખી

ઈંદ્રસેન..................સુવર્ણ પુરીનો પાટવી કુમાર

ચકોરસિંહ.......................ઈંદ્રસેનનો મિત્ર

યોગેશ્વર.........................એક તપસ્વી યોગિ

૧ દ્વિજ...................................આનંદરામ

વિરાયજટી.........................એક વિધ્યાધર

બાદ અનુચરો દાસીઓ વીગેરે.

મુખ્યસ્થળ, પદમાવતી નગરી; પન્નગ, વંન. પાતાળ ભુવન વીગેરે

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ પદ્માવતી નગરીના રાજા પદ્મસેનનું શયન ભુવન.**

પાત્ર—પદ્મસેન રાજા, પદ્માવળી રાણી, પાછળથી આનંદરામ ગોર એક અનુચર વીગેરે.

**પદ્માવળી**—પ્રાણવલ્લભ? આપણી પદ્માવતી હવે કામદેવ રૂપી હસ્તિના યોવન રૂપી ક્રિડા વનમાં પહોંચી ચુકી છે. અર્થાત વિનય, વિવેક, શાસ્ત્ર, વિચાર, ચાતુર્યાદી સદ્ગુણોએ સંપન્ન થઇ યોવને પહોંચી ચુકી છે. માટે તેના તુલ્ય સ્વામિની તજવીજ સત્વર કરવી જોઇએ. કેમકે પન્નગનો[1] ભારો ઉચકવો, અને યોવને પહોચેલી કુમારી કન્યા ગ્રહવાસમાં રાખવી તે બંને સરખાંજ છે.

**પદ્મસેન**—હરીવદની[2]? તારૂં વદવું સત્ય છે. તેના માટે મેં પ્રથમથી આનંદરામને પદ્માવતીની છબી આપી વિદેશના રાજ્ય વંશીઓમાંથી તેના યોગ ભરથારની છબી શોધી લાવવા ક્યારના રવાને કર્યા છે. આનંદરામને આજે ઘણા દીવસ થયા પરંતુ તેઓ તરફના કંઈ સમાચાર આવ્યા નહી.

**પદ્માવળી**—સ્વામીન્ તે તો હું જાણું છું, પણ તે તો ગયા તે ગયાજ તેમને ગયાને આજે ત્રણ માસ થશે.

( એક અનુચર પ્રવેશ કરી )

**અનુચર**—કૃપાનિધાન? બહાર આનંદરામ આવી પહોચ્યા છે, અને તેઓ અંદર પ્રવેશ કરવા માગે છે.

**પદ્મસેન**—તેમને સત્વર પ્રવેશ કરાવ. ( અનુચર જાયછે. અને આનંદરામ પ્રવેશ કરે છે.

**આનંદરામ**—(પ્રવેશકરી નમનથી) રાજ રાજેશ્વર આપનો જય થાઓ. ઘણું જીવો.

(ઇંદ્રસેનની છબી કાઢી રાજાને આપે છે તે બરાબર નીરખી)

**પદ્મસેન**—વાહ! વાહ! શું અનોપમ, છબીછે! શ્રી જગદીશ્વરે

---

૧ નાગ. ૨ ચંદ્રવદની.

કામદેવનો ગર્વ હરણ કરવા સારૂજ આ અલૌકિક દીવ્ય[1] મૂર્તિ ઘડેલી જણાયછે ( પદ્માવતી પ્રત્યે ) પ્રીયા છબીતો પદ્માવતીની છબીથી મળતી છે.

**પદ્માવતી**—(ઇંદ્રસેનની છબી પોતાના હસ્તમાં રહી ) હા પ્રાણેશ! પદ્માવતીની આકૃતિથી આ છબી મળતીજ છે, તેમ આ છબીજ તે રાજ્યકુમારના વિરત્વ, ધૈર્ય, ગાંભીર્ય, અને ચાતુર્ય આદિ ગુણો પ્રગટ કરી આપેછે. વાહ શું? સૌંદર્યવાન[2] છબીછે?

**પદ્મસેન**—આનંદરામ આ કયા રાજ્યવંશીના યૂવરાજની છબી છે? તેમ પ્રવાસમાં તમોને આટલો વખત કેમ લાગ્યો?

**આનંદરામ**—કૃપાળુ રાજેંદ્ર ? સુવર્ણપુરીના સૂર્યવંશી મહાન રાજરાજેશ્વર સુર્યસેન મહારાજના યુવરાજ શ્રી ઇંદ્રસેનજીની આ આકૃતિ છે. આખી પૃથ્વિના પ્રદેશોમાં ગમન કરી તમામ નૃપોના, નંદન[3] નિરખ્યા. પણ ક્યાંઇ આ કુમારની તુલ્ય સકળ ગુણ સંપન્ન કુમાર, દીઠા નહીં. મેં તમને, નેત્રે નીરખ્યા નથી પણ ભાસ્કર[4] કંઇ અભ્રે[5] ઢંકાતો નથી. તેમ તેમના સદગુણ કંઇ છાના રહ્યાનથી. વિદેશમાં સર્વ સ્થળે ગમન કરતાં મેં તેમના અધીક વખાણ શ્રવણે[6] સાંભળ્યા છતાં ઘણા સ્થળે ભમ્યો. જ્યાં મારી મનોકામના નહી ફળવાથી આખરે ત્યાં ગયો. ત્યાં શ્રી જગદીશ્વરે મારી મુરાદ પાર પાડી.

**પદ્મસેન**—સાબાશ છે તમને, તમને કંઇ કહેવું પડે તેવું ન હોતું. તેથીજ તમને મોકલ્યા હતા.

**પદ્માવળી**—પ્રાણનાથ મહારાજને કડા કંઠી વિગેરે પોશાક અપાવો,

**પદ્મસેન**—હા પ્રિયા ( અનુચર પ્રત્યે) અનુચર ખજાનચી પાશેથી, આનંદરામને કડા કંઠી વીગેરે પોષાક સાથે, સહસ્ત્ર સોના મહોર અપાવ.

**અનુચર**—જેવી આજ્ઞા.

**આનંદરામ**—ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ કૃપાળુ ભુપાળ, આપનો જય થાઓ.

**પદ્મસેન**—આનંદરામ આતસબંર પદમાવતી પાસે લઇ જાઓ અને તેને તે પસંદ આવે તો સત્વર સુવર્ણપુરી જઇ સગપણ ન

૩ શોભાતી. ૪ રૂપવાન. ૧ છોકરા. ૨ સુર્ય. ૩ વાદળે. ૪ કાને.

ફી કરી ખાંડાની માગણી કરજો કે તરત આણુંપણુ આવે. તેવો પાકો બંદોબસ્ત કરી જલદીથી આ તરફ વેલા આવજો. માર્ગમાં કોઇ સ્થળે ઢીલ કરશો નહીં.

આનંદરામ—જેવી આજ્ઞા (જાયછે) (રાજા રાણી આરામ લેછે)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ પદ્માવતીનું આનંદ ભુવન

પાત્ર પદ્માવતી, અને તેની સાહેલીઓ; બાદ ચપળા, પછી થી આનંદરામ ગોર,

**પદ્માવતી**—સખીઓ આજે ગ્રીષ્મ રૂતુ ઉતરી વર્ષારૂતુ એઠી, મયૂર, ચાતક, કોકીલ, દાદુર, બપૈયા, કોયલ વિગેરે પ્રેમી પક્ષીઓ પ્રેમી પ્રેમીં કલોહલ કરી વિરહવેદનામાં પીડાતા પ્રેમીઓને પ્રેમી પ્રેમનું અવલોકન કરાવે છે. પ્રેમીનું અવલોકન થતાં પ્રેમી વિના પ્રેમીને હાય કેટલું કષ્ટ ઉપજતું હશે. પ્રેમી વિના જગતમાં વૃથા જનમ છે તે આ પરથી સિદ્ધ થાયછે. જ્યારે પક્ષીઓ પ્રેમી પ્રેમમાં તલ્લીન થઇ હરઘડી પ્રેમીનોજ પોકાર કર્યા કરે છે. ત્યારે મનુષ્યને પ્રેમી વિના કેમ ચાલે? (નિશ્વાસ નાખી) શ્રી હરી મને પતિ વિનાની પથ્થર તુલ્ય. હાય ક્યાં સુધી રાખશે?

**કુસુમાવળી**—પ્રીય સખી પદ્માવતી, તારી આકૃતિ, લઇ દ્વિજ* વિદેશમાં તારા યોગ વાલ્લમની શોધ માટે ગયોછે. તેના હજુ સુધી કંઇ સમાચાર આવ્યા કે નહીં ?

**પદ્માવતી**—(શોકાગ્રહવૃતિએ) ના, તેના સમાચાર કંઇ આવ્યા નથી.

**ચંદ્રપ્રભા**—લ્યો! હવે સરંસમાચારની શી અગત્ય છે? સનમુખ સ્નેહ સંધાય, અન્યો, અન્ય, ચિત ચોરાયલ્યાં સંદેશાશા અર્થના?

**સુનંદા**—હા ચંદ્રપ્રભા સત્ય વાત છે. હું સમજી જે દીવસ અરસપરસ ચપળ ચક્ષુએ સ્નેહાકર્ષણ થયાં હતાં તે કેમ વીસરાય

**કુસુમાવળી**—સુનંદા ના ના ન, વીસરાય. કોઇએ શુક ગ્રહ્યો હતો કોઇએ મૃંગ ગ્રહ્યો હતો ત્યારે જેને રાજ હંસ ગ્રહ્યો.

* બ્રાહ્મણ.

હશે તે તો કેમ વિસરાય ? ઉપકારના ભારથી આવભાવરૂપ જાળથી પતિરૂપ હંસને, ચંપળનેત્રાકર્ષણે પ્રેમરૂપ કારા-ગ્રહમાં. સખીરૂપ હંસાએ સ્વાધિન કરી લીધો છે. તે મને યાદ છે, તેમ તે હંસસખીના તનમનમાં પણ રમી રહ્યો હશે. ખરો.

**પદ્માવતી**—સાહેલીઓ તમો તમારી ફારસીમાં શી કોસલ કરોછો અમને તો કંઇ સમજાવો.

**ચંદ્રપ્રભા**—હ્યો સમજણાંને શું સમજાવીએ તમોતો સકળ ગુણ સંપન્નછો. સરિતાત્રટની વાત નહી વિસરી ગયાં હો. ઉપકારનો ભાર હેઠો મુકાયજ નહી.

**પદ્માવતી**—(તે વાતનું સ્મરણ થવાથી) નાના ન મુકાય (પદ્માવતીનું વામ[1] અંગ ફરકવાથી) સખી આજે મારૂં વામ, અંગ ફરકે છે. તેનું શું કારણ હશે?

**સુનંદા**—પ્રીય સખી પદ્માવતી તેનું કારણ એજ કે સખી તુજ રૂપ રતીને, પતીરૂપ કામદેવની પ્રાપ્તિ આજે થાય છે. તે શુભ શુકન સતી તારા કોમળ અંગને ચેતવણી આપે છે.

**પદ્માવતી**—શ્રી હરીહરની, ઇચ્છાનુંસારે સર્વ થશે.

( તેવામાં ચપળા આવી. )

**ચપળા**—પદ્માવતી બા ? વધાઇ વધાઈ,

**કુસુમાવળી**—દાશી ? શી વધાઇ ?

**ચપળા**—આનંદરામ આવે આંઇ?

**ચંદ્રપ્રભા**—પ્રીય પદ્માવતી અહી શુકનો ફળ્યા જણાય છે.

( તેવામાં આનંદરામ ગોર પ્રવેશ કરે છે )

**આનંદરામ**—(આશીરવાદ સાથે ) નૃપનંદની[2] ઘણું જીવો? કુમારીકા તારા અર્થે સર્વ ખંડના નૃપતિ વર્ગને નીહાળતો આજ ત્રણ માસે સિદ્ધ કામ કરી આવ્યો છું. માટે હરિહર[3] તારી પાસે મારો શ્રમ સફળ કરાવેતો સારૂં. (છબી કાઢી પદ્માવતીના હસ્તમાં આપે છે.

**પદ્માવતી**—( તે છબી નીહાળી પ્રેમ પુર્વક ) અહાહા ? શુ અનોપમ આકૃતિ છે? સખીઓ. શ્રી તરણ તારણે[4] મકરધ્વજ-

૧ પોપટ ‡ ભમરો ૧ ડાબું, ૨ રાજપુત્રી, ૩ પ્રમેશ્વરે, ૪ પ્રમેશ્વરે,

જનો[1] મદ હરણ કરવા અર્થેજ આ આકૃતિ અતિશ્રમથી ઉત્પન્ન કરી જણાય છે. વાહ ! વાહ ! શું સૌંદર્યતા અને વિરત્વથી ભરપુર આ મનહર મૂર્તિ છે. જેનુંદ હાસ્યવદન એવું તો ચિત્તાકર્ષક[2] છે, કે જે હસી હસી સામું ધશી આવે છે. જેથી મારૂં તનમન અને નેત્રો આ દિવ્ય છબી તરફજ આકર્ષાઇ રહ્યા છે. ધન્ય ભાગ્ય મારાં કે મને અર્જુન તુલ્ય સુરવીર કામદેવ સમ દેદિપ્યમાન[3] મન ગમતા ભરથાર મળ્યા. તેથી આજે હુ મારા જન્મને ધન્ય માનું છું. (કાંક આકૃતિ ઓળખાવાથી ઇંદ્રના ચંદ્રવદનપર મોહીત થઈ હર્ષ ઘેલી બની ) ઈંદ્રસેનની છબી હસ્તમાં ગ્રહિ.

**ડરમાં તું દીલ સાથ છોકરા ડરમાં તું દીલ સાથ (એ રાહ)**

**પદ્મા**—આકૃતિ[4] મનહરસાર, સખીરીઆ, આકૃતિ મનહરસાર;
કે શું ખુદ કામ કુમાર, સખીરીઆ, આકૃતિ.
પેખી મનમાં, વ્યાપે તનમાં.
હર્ષ સખીરી મને તો અપાર, ભાગ્ય થકી પામી આ ભરથાર
રૂપ, અનુપમ-છે[5] બહુ સાર, સદ્ગુણના સખી તે છે ભંડાર.
(સખીઓ ઓળખ્યા, મને મગરથી બચાવનાર વિર કુમાર.
ભવોભવ મળજો આ ભરથાર, પ્રભુજી, મળજો આ ભરથાર સ.

**કુસુમાવળી**—( પદ્માવતી પ્રત્યે) એની જોઈ એ છબી ( પોતાના હસ્તમાં ગ્રહિ ) આબેહુબ તેજ, એની પદ્માવતી આનંદરામના કહ્યા વિના તે તેઓને એકદમ કેવી રીતે ઓળખ્યા ?

**પદ્માવતી**--જ્યારે નીરખ્યા હતા ત્યારથી તે પ્યારાના વદન રૂપ, દીપક પર મુજરૂપ પતંગીયું મોહીત થઇ હર્ષ ઘેલું બની વારંવાર તે દીપકની પ્રદક્ષિણા દેઇ રહ્યૂ હતું. તો આજે પ્રત્યક્ષ જોતાં કેમ ન ઓળખું.

**કુસુમાવળી**—( આનંદરામ પ્રત્યે) આનંદરામ આ? કયા રાજ્યકુમારીની છબી છે.

**આનંદરામ**--એન એ સુવર્ણ પુરીના પાટવી કુમાર ઈંદ્રસેન જીની આ છબી છે.

**ચંદ્રપ્રભા**—બરાબર સરિતા ત્રટપર પણ તેમના સ્વારે સુવર્ણ પુરીના પાટવી કુમાર કહ્યા હતા. તેમ સખીનું ચિત્ત તે કુમારે ત્યાંજ ચોરી લીધું હતું.

---

૫ કામદેવનો ૬ ચિત્ત. ૧ શોભીતું, ૨ છબી, ૩ બીજું ન હોય તેવું

**પદ્માવતી**—હા સખી જેણે ચિત ચોરી લીધું હતું તેજ મન માન્યા મોહન મળવાથી આજે મારા મનના સર્વે મનોરથો ફળ્યા. હું સમજું છું.

**ગીતિ.**

મન મોહન મન માન્યા, થયા પ્રાપ્ત સખી માધવ[1] કૃપાથી;
પોત[2] પતિરૂપ સાથે, ભવ નિધિને[3] તરવો આનંદથી.

**સુનંદા**—કુસુમાવળી ? તારા કહ્યા મુજબ પદ્માવતીને વાલમ પ્રાપ્ત થયા.

**ચંદ્રપ્રભા**—હા! તે દીવસેજ પદ્માવતીએ જે મનમોહનને ચિતમાં ધારી લીધા હતા તેજ પ્રીયતમ, શ્રી હરીએ પદ્માવતીને મેળવ્યા ( ઇંદ્રસેનની છબી તેના હસ્તમાં ગ્રહી ) વાહ ? વાહ ? જેવી સખી પદ્માવતી સર્વાંગે સ્વરૂપમાં ફુટડી છે તેવા યૂવરાજ પણ છે. દીન દયાળની કૃતિ ન્યારી છે. કે જે યુવાન યૂવરાજનાં દર્શન થયાં. જેને સખી ઉપર ઉપકારનો ભાર મુકયો, તેજ સ્વામિન્ સખીને મળ્યા ? અહા આજનો દીવસ મહામોદકારી[4] છે,

**પદમાવતી**—( આનંદપુર્વક પોતાનો નવસર હાર કાઢી ) લ્યો મહારાજ આ તમને તમારા શ્રમ બદલ આપુંછું. પિતાજીને વિદિત કરજો કે પદમાવતી બાઇને તે છબી ઘણીજ પસંદ પડી છે. તેમ હવે તમો તે તરફ જલદી વિદાય થઇ ( એક પત્રિકા આપી ) આ એક પત્રકિા કુમારશ્રીના હાથોહાથ આપજો. અને લગ્ન દીવસ નજીક નકી કરી ખાંડુ લઇ આ તરફ સત્વર આવજો.

**આનંદરામ**—બાઇ આપ તે વિષે નિશ્ચિંત રહેશો, દીવસ ૧૫ માંજ ખાંડા સાથે આણાને પણ તેડી આવું છું. (હવે હું રજા લઉછું.)

**પદમાવતી**—ભલે જાઓ ! સત્વર આવજો. (આનંદરામ જાયછે.)

**કુસુમાવળી**—સખી પદમાવતી આજે સોનાનો સુર્ય ઉગ્યો, મોતીનો મેહ વરસ્યો, આપણા સર્વના શરીરમાં મોદ, માતો નથી. માટે ચાલો આજે રાસ રમીએ.

**પદમાવતી**—હા ! મારા મનમાં પણ તેજ હતું. ચાલો સર્વે સખીઓ વસ્ત્રાલંકાર સજી લ્યો.

---

૧ પરમેશ્વર. ૨ વાણ. ૩ સમુદ્રને. ૪ આનંદકારી.

**બધી**—ઠીક ? ( સરવે સાજ સજી તૈયાર થાય છે )

**ચંદ્રપ્રભા**—વાલી સખી પદમાવતી આજે તું એક મનોરંજક રાસ નવીન પ્રકારનો ગવરાવે તો સારૂં.

**પદમાવતી**—ભલે તારી મરજી તેમ છે તો લે હું ગવરાવુંછું.

**ગરબો. પુનમચાંદની ખીલી પુરી અહીંરે. (એ રાહ.)**

**પદમાવતી**—કરીએ ગમત સખી જાત ભાતનીરે,

રમીએ રમત છે સુંદર આ ચોક. પુરો પરમ આનંદી દીન છે આજનોરે.

સહુ રંભાને, પદમણી જાત અલીરે,

ઇંદુવદની[1] છો ઇંદ્રાણી અવતાર. પુરો.

સોળે શણગારો સજ્યા, બત્રીસે અલંકાર;

પ્રેમે લળી વળી પાતળી, તાળી દો એકતાર;

પ્રેમે મૃગાક્ષી[2] તારૂણીઓ રાસ રમોરે;

ચાલો કટી[3]વાળી, ગજગામિની[4] ચાલ. પુરો.

કોયલ સમ સ્વર સર્વનો, તાલ મૃદંગનો રંગ

યૌવન રંગ તેમાં મળ્યો, આજે કરો ઉછરંગ;

ઓહે શીરલટ, પન્નગથી,[5] તો ભલા રે;

દીપે મુખચંદ્ર સકોમળ અંગ. પુરો.

કૃપાનિધિ, કૃપા કરી; પુર્ણ કરો અમ કોડ;

સહુને પતિ પ્રેમી મળી, અચળ રહે એ જોડ

કરો પતિ તણી ભકિત એની પ્રીતથીરે;

રહો આનંદમાં નિત્ય નાથ સાથ. પુરો.

**સર્વ સખીઓ**—( રાસ રમી રહ્યા બાદ ] પ્રીય સખી હવે અમોને આજ્ઞા હોય તો અમો જરા અમારા આવાસ તરફ જઇ આવીએ.

**પદમાવતી**—ભલે જાઓ, પણ પાછી સત્વર આવજો.

**બધી**—વારૂ ( તે બધી જાયછે. ] અને પદમાવતી નાથનું સ્મરણ કરતી નિદ્રાને સ્વાધિન થાય છે.



૧ ચંદ્રવદની. ૨ મૃગ જેવા નેત્રો વાળી ૩ કહેડ ૪ હાથીના જેવી. ૫ નાગથી.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ એક નાગનું વાચ્યભુવન.

પાત્ર નાગકન્યા નાગેંદ્રની પુત્રી, રનાદે તેની સખી, પછી નાગેંદ્ર.

**નાગકન્યા**—પ્રીય સખી રનાદે, આજે મારી જન્મગાંઠ છે. આજે મને ૧૪ વર્ષ સંપુર્ણ થઇ ૧૫ મું વર્ષ બેઠું.

**રનાદે**—બેની શું આજે તને ૧૫ મું વર્ષ બેઠું? [ સ્વગત ] યૌવન અવસ્થાએ પહોંચી ચુકી છે. પણ સ્વામિ સમાગમ વિના તેને સંસારનું ભાન નથી. માટે લાવ આજે તેને જરા સચેત કરૂં [ ચાહન ] અહા આજનો દીવસ મહા મોદકારી[1] છે? આજે ગ્રીષ્મ રૂતુ ઉતરી વર્ષાઋતુ બેઠી. જેથી પ્રેમી રતિપતિ અતિતૈભવમાં આજે વિલાસ કરતાં હશે પણ જે કંથ વિનાની કુવારી કુમારીકાઓ હશે તે વારી[2] વિનાના તળાવની માફક કામદેવના તપાવાથી તનાઇ કરી બની હશે તેની હાય શી દશા હશે? ( નિશ્વાસ નાખે છે)

**નાગકન્યા**—( રનાદેને દીલગીર થતી જોઇ ) સખી દીલગીર કેમ થાય છે? અત્રે તને શું દુખ છે?

**રનાદે**—દુઃખ શું યા સુખ શું, જેને સુખ દુઃખનું ભાન નથી. તેને સુખ દુઃખ સમભાવેજ છે.

**નાગકન્યા**—( કંઇ સમજવાથી વ્યાકુળ બની ) સખી મારા દેહમાં આજે કંઈ કંઇ નવીન પ્રકારના રંગ થાયછે. મને કશું સુજતું નથી. તેમ, વપુ[4] આકુળ, વ્યાકુળ થઇ રહ્યું છે વળી ધાતુની તપાવેલી પુતળીની માફક મારૂં સર્વાંગ તપી ગયું છે તેનું શું કારણ હશે?

**રનાદે**—[ સ્વગત ] હા હવે કંઇ સમજી ખરી [ચાહન] પ્રીય સખી તું હવે મોટી થઇ. જેથી તે ઉપદ્રવ, હવે તારા અંગમાં, અનંગ નીસ કર્યાજ કરશે.

**નાગકન્યા**—સખી એ અનંગ કોણ છે?

**રનાદે**—વાલી સખી કહું તે, એકાગ્ર ચિત્તે શ્રવણ કર, અનંગ અર્થાત્ કામદેવ તે રતિ પતિમાં, અન્યોઅન્ય, પ્રેમ ઉત્પન્ન કરનારો દેવ, ઇશ્વર અને માયાનો પુત્ર તેની પ્રિયા રતિ તે બ્રહ્માના દેહમાંથી પ્રથમ ઉત્પન્ન થઈ હતી ને તેથી પોતેજ બ્રહ્મા મોહ

૧. આનંદકારી ૨ પાણી. ૩ દુરંગી. ૪ શરીર.

પામ્યા હતા. પછી પ્રજાપતિએ કહ્યું કે તે તો તમારી, દૂહીતા[1] થાય ત્યારે બ્રહ્મા લજ્જાયુક્ત થયા હતા. પછી કામદેવને શીવે પોતાના ત્રિજા નયનની જ્વાળાથી ભસ્મ કર્યો હતો, પછી કામદેવની સ્ત્રી રતીએ ઘણા વીનવ્યા ત્યારે શીવે કહ્યું કે કામદેવ, કૃષ્ણ અને રૂક્ષ્મણીના પુત્રરૂપે અવતરશે તે તને વરશે. તેનાં પાંચ પુષ્પબાણ છે જેથી તે સકળ સૃષ્ટિના તનમનમાં પ્રવેશ કરી મોહ ઉપજાવે છે.

**નાગકન્યા**--ત્યારે મારા અંગમાં તો અનંગ અતીશય, ઉપદ્રવ, કરી રહ્યોછે તે કેમ શાન્ત થાય?

**રનાદે**—પ્રીય સખી જ્યારે તુજ રૂપ, સરિતા[2] પતિરૂપ સમુદ્રને મળસે ત્યારેજ કામદેવ શાન્ત થશે. પતિવિનાની સ્ત્રી, ચંદ્ર વિનાની રાત જેવી નિસ્તેજ હોય છે. તેવી જાણવી. કુમારી કન્યાઓને જ્યાં સુધી, કાન્ત[3] ન મળ્યો હોય ત્યાં સુધી તેને અનાથ જાણી કામદેવ કષ્ટ દેવામાં કસર કરતો નથી જે યુવતી પ્રેમી વિનાની છે. અર્થાત જેણે પ્રેમીના રસ રંગ ચાખ્યા નથી તેનો વૃથા જન્મછે.

**નાગકન્યા**--એમ કેમ.

**નારીના કટાક્ષ પાસે ( એ રાહ )**

**રનાદે**-તરૂણ યૌવંન વાળી તારૂં, હજી ખીલ્યું નથી?
રૂતુ વિના હે પ્રાણ પ્યારી; ફુલ ખીલ્યું નથી? તરૂણ ૧
પ્રેમી પ્યાર, તણો ભાર, હજુ ઝીલ્યો નથી?
અંગમાં કીશોરી તારે, કામ વ્યાપ્યો નથી? તરૂણ ૨
અન્યોઅન્ય[4] પ્રેમરસ હજી પીધો નથી?
પ્રેમ લાવ પ્રેમીશું, લીધો દીધો નથી? તરૂણ. ૩
પ્રેમ ખાણની સમાન, ચિજ કો નથી
પ્રેમ રસ પીતાં પ્રીતે; પક્ષી પ્રેમથી તરૂણ. ૪
બેસતે ચોમાસે રુતુ, પ્રાપ્ત તો થશે
કળાવંતિ[5] સહુ પ્રેમીરસ, માગી ઝીલશે. તરૂણ. ૫

**નાગકન્યા**--(શોકાગ્રવૃતિએ) પ્રિય રનાદે હવે હું સમજી. સ્વામ વિનાની સુંદરી; પાષાણ[6]સમ છે. તે હવે સ્પષ્ટ માલુમ પડે છે. હું હવે ધૈર્ય ધરા શક્તિ નથી; અનંગના[7] કારી જગે મારા અંગને

---

૧ દીકરી. ૨ નદી ૩ સ્પતી ૪ પરસપર ૫ મોરાણી, સ્ત્રી પુરૂષની વીગેરે. ૬ પથ્થર ૭ કામદેવના;

ભાન રહીત કરી નાખ્યું છે. શ્રીહરી મને ક્યારે વાલમ મેળવશે. ( એમ કહી મોરછીત થાયછે. તેને તેની સખી ચંદનાદિ સુગંધિમાન પદાર્થોછાંટી સાવધ કરેછે.) (શાવધ થઇ ભ્રમિત ચિત્તે)હાય વાલમ રૂપ વૃક્ષ વિના હું રૂપ વેલી કોને વળગી નિર્ભયતાથી સુખ અને વૃદ્ધિ પામીશ. જેમ વૃક્ષ વિના વેલી નિરાધાર રહી સુકાઇ જાય છે. તેમ પ્રીયતમ,[1] વિના હું નિરાધારની શી દશા થશે. (વળી મોરછીત થાય છે તેને સાવધ કરી.)

**રત્નાદે**--સાહેલી. આમ એકદમ અધીરી શું બની જાય છે? શાંન્તિધર. પરમ કૃપાળુ વિભુને સરવની ફીકર હોયછે. તેમ તારી પણ હશે. તે તને તારા યોગ વાલમ જરૂર મેળવશે. માટે ચિન્તાનો ત્યાગ કર.

**નાગકન્યા**--સખી કેવી રીતે શાન્તિ ધરૂં? કંથ વિનાની કામનીનું જીવન વૃથાં છે તે શ્રવણ કર.

**મહેતાજીરે. શુ મહી મુદ્ર બતાવું (એરાહ)**

**નાગ**-સાહેલીરે; જે નાથ વિનાની નારી, તે દુઃખીત નિત્યવિચારી.
કુમારીરે, કામ જગે દુખીઆરી, દુખા મુંગી રહે વિચારી.
ધણી વિનાનાં ઢોર ધારીરે; અપવાદ દીએ સંસારીરે.
માત તાતને ચિંતા કારીરે; વૃક્ષવિનારે, વેલી ક્યાં ચડનારી. તે દુ
રાતલડીરે ઇંદુ[2] વિના અંધારી: તેમ કંથ વિનાની નારી
ન હોએરે; કમળાકર[3] મહીં વારી, તેમ લાજતી નારી કુમારી
તેવી હું છું વિના એ આધારીરે; રહું કેમજ ધૈર્ય ધારીરે
કંથ વિણ સખી દુઃખીઆરીરે, નીશ્ચેરે; વાલમ વિણ મરનારી. તે દુ

( રડી જાય છે )

**રત્નાદે**--વાલી સખી ધૈર્યધર, થોડા દીવસોમાં જગદીશ્વર કૃપાથી તારા યોગ સર્વ ગુણ સંપન્ન છત્રપતિ, પતિ સતિ તને પ્રાપ્ત થશે

( નાગેંદ્ર પ્રવેશ કરે છે. )

**નાગકન્યા**--પિતાજી વંદન કરૂં છું.

**નાગેંદ્ર**--બેટા દીર્ઘાયુષ્માન થાઓ. બેન આજે તારૂં સુંદર મુખારવીંદ અસ્ત પામેલા કુમૂદબાંધવ[4] સમ નિસ્તેજ કેમ દીસે છે. શું કોઇએ તને કંઇ કષ્ટ દીધું?

૧ પતી ૨ ચંદ્ર, ૩ તળાવ, ૪ ચંદ્ર

નાગકન્યા—શીરછત્ર તિર્થરૂપ આપ છતાં મને કોણ દુઃખ દેનાર છે? પણ આપને અત્રે પધારતાં વિલંબ થયો તેથી આપના પધારવાના વિચારમાંજ તલ્લીન થઇ ચિન્તાતુર બેઠી હતી. પિતાશ્રી આપને પધારતાં આજે કેમ વિલંબ થયો ?

નાગેંદ્ર—પ્રીય, તનુજા[1] આજે સર્વ પન્નગોની,[2] સભાસમક્ષ મળી હતી. તેથી વિલંબ થયો. આજે હવે મારે સંસારની સર્વ મોહનીનો ત્યાગ કરી. સંસારથી વિરક્ત[3] થઇ શ્રી હરીની સેવામાં રજુ થવા માટે સમાધિયોગ સાધવોછે. માટે તું હર્ષ પુર્વક મને શીઘ્ર અનુમોદના આપ,

નાગકન્યા—તાત આપ મારો પરીત્યાગ કરી જશો. ત્યારે આ વિકટ રાનમાં મારી સંભાળ કોણ લેશે? માટે હુંતો હા નહી કહું.

નાગેંદ્ર—દુહીતા, તારાં જનમ વખતે મેં આ વિચાર કર્યો હતો. પણ દૈવ ઇચ્છાથી અકાળે તારા જનુની કાળકરી જવાથી તું નાની હોવાથી તે વખતનો વિચાર બદલી તું૧૪ વર્ષની થાય ત્યારે સમાધિ સાધવાનો વિચાર મેં સર્વ ચક્ષુશ્રવાઓને,[4] નિવેદન કર્યો હતો આજે તને ૧૪ વર્ષ પુર્ણ થયાં તેથી જો નજાઉં તો. મારી જ્ઞાતિમાં મારી ટેક તુટી જાય અને હું જુઠો ગણાઉં માટે સધ્ય રજા આપ.

નાગકન્યા—પિતાજી આપ મને એકલી મુકી સિધાવશો ત્યારે મારી શી વલે ?

નાગેંદ્ર—પુત્રી તું ચિંતા કરનહીં, હું આ મણી બહાર ઊધ્યાનમાં મુકી જઇશ જે તે મણી ગ્રહિ વાવમાં પ્રવેશ કરે તેને તારો સ્વામી સમજી તેની સાથે આ રાજ્યરિદ્ધિથી પણ અધિકસંપત્તિ છે તે આનંદથી ભોગવજે.

નાગકન્યા—તાત? લાચાર છું લાચારીનો આચાર હોતો નથી. ના કહું તો આપની ટેક તુટે.

નાગેંદ્ર—રનાદે નાગકન્યાની ખબર રાખજે.

રનાદે—નાગેંદ્ર તેના વિશે આપે ચિન્તાતુર રહેવું નહી. તેને કોઇ રીતે હું ઓછું આવવા દઇશ નહી.

નાગેંદ્ર—બેન તારો ભરૂસો છે. [ બને મળે ] બેટાઓ હવે હું જાઉં છું.

---

[1] દીકરી [2] નાગોની [3] જુદા [4] નાગોને.

**નાગકન્યા**—[ દિલગીરીથી ] ભલે પધારો.

( નાગેંદ્ર જાય છે, નાગકન્યા મોરછીત થાય છે. એને રનાદે તેને સચેત કરે છે.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ એક વિકટ અરણ્ય.

### પાત્ર ઇંદ્રસેન અને ચકોરસિંહ.

**ચકોરસિંહ**—પ્રીયવર્ય, હવે આપણી જન્મભૂમિની હદ ત્યાગિ આંપણે પરભૂમિમાં ગમન કરીએ છીએ, જેથી આપણાં કોમળ, વપુ[1] પ્રથમ પ્રવાસમાં વધારે શ્રમ સહન કરી શકશે નહી. તેમ, તુરંગો[2] અને આપણે અતિશય ક્ષુધાવાન[3] છૈએ જેથી જેમાં મંદ મંદ, શિત[4] શિમીર[5] વહી રહ્યો છે. તેમ મનોહર, દ્રમો[6] પણ પ્રફુલીત પણે તેમની આનંદાયક સુગંધિ આપી રહ્યાં છે. તેવા આ સુંદર વનમાં આપણે વિશ્રાંતિ લઇએ તો સારૂં; કમળાકર[7] પણ પાસે જ છે. જેમાં ભાનુવિકાશી[8] પદમો[9] કેવો પરમ આનંદઆપી રહ્યાછે.

**ઇંદ્રસેન**—પ્રીયે બંધુ તારી ઇચ્છા. (બને અશ્વથી નિચે ઉતરી તેમને વૃક્ષ શાખાએ બાંધી એક ગુલ ઉપર બંને બેસેછે )

**ચકોરસિંહ**—પ્યારા મિત્ર તારા સગપણાર્થે એક દ્વિજ સુરાગનાને સરમાવે તેવી એક મહાન નૃપ કુમારીકાની અનોપમ આકૃતિ લઈ આપણી રાજ્યસભામાં આવ્યો હતો. તેમ તે મનોહર છબી તમારા પિતાજીને સોંપી હતી. તેનું શું થયું વારૂ ?

**ઇંદ્રસેન**—(દીલગીરીથી) પ્રાંણ પ્યારા તેની મને લેશ માત્ર પણ ભાળ મળી નથી.

**ચકોરસિંહ**—(આશ્ચર્ય પામી) શું પિતાજી એ તેમજ તમારી અપરમાતાએ તે સંબંધી તમને કંઇ વાત કરીજ નથી?

**ઇંદ્રસેન**—ના ના.

**ચકોરસિંહ**—તમારી અપરમાતાએ તમને સત્યના બંધને બાંધી વિદેશ મોકલ્યા. તેથી સંતુષ્ટ ન થતાં છબીની વાત પણ ગુપ્ત રાખી.

---

૧ શરીર ૨ ઘોડા ૩ ભુખા ૪ ટાઢો ૫ પવન ૬ ઝાડો ૭ તળાવ ૮ સુર્ય વિકાશી ૯ કમળો ૧૦ ઓની.

**ઈંદ્રસેન**--પ્યારા તેમાં શું આશ્ચર્ય? અપરમાતા કોઇની થઇ છે કે શું? [ કહેવત છે કે ] મા તે મા. અવર કળીયુગના વા. તે કહેવત ખોટી નથી. તેમ માતાના મર્ણ પછી અવર નારીમાં લુબ્ધ બની ઘણાક પિતાઓ મરનારની, સંતતિ, પ્રત્યે કૃતઘ્નતા કરે છે. જેથી ઘણાક યુવાનો મર્ણ ને શરણ થાય છે, તેમ ઘણા વિદેશ જાય છે ખરેખર માતાના મરણ પછી બાળક છેક નિરાધાર થઇ જાય છે. માટે હે જગત નિયંતા હે હેવું યાચું છું કે કોઇ બાળકની માતા ન જશો.

**ચકોરસિંહ**--પ્રીય બધુ તારૂં કહેવું યથાર્થ છે. જો આપની પ્રીય જનેતા જીવતાં હોત તો આપનાથી તે છબીની વાત ગુપ્ત રહી નહોત. તેમ તમારી અપરમાતાએ પ્રપંચ રચી તમને સત્યના બંધને બાંધી તમારી પાસેથી વ્યાઘ્રના અવયવની નિશાનીઓ ખુચાવી લીધી તે લઇ શકત નહી. તેમ પિતાજી એ વિના તપાસે આપને વિદેશ જવા અનુમોદના આપી, તે આપી શકતા નહી પણ ભાવી પ્રબળ છે. તેનાપર મનુષ્ય માત્રનું કશું ચાલતું નથી.

**ઈંદ્રસેન**—[ માનું પુરણ સ્મરણ થવાથી] મિત્ર હાય હું કેવો ભાગ્યહીન કે મને મારી પ્રસુતા, કીશોરવયમાં મુકી ચાલ્યાં ગયાં. હાય મા તારા વિના મારી ચિંતા કોણ કરશે. મારા દુઃખે દુઃખી કોણ થશે, મને દુખમાં ધૈર્ય કોણ આપશે હાય મા, મા, મા, [ મોર-છીત થાય છે ] [ તેને સાવધ કરી ]

**ચકોરસિંહ**—સ્નેહસાગર ધૈર્ય ગ્રહો, આમ એકાએક વિદેશ નિકળી હીમત શુ હારી જાઓ છો !

**ઈંદ્રસેન**—મિત્ર? કીશોરવયમાં મુકી ગઇ ત્યારે કશુ સમજી શ કયો નહોતો પણ સમજ શક્તિમાં આવ્યા બાદ જ્યારે જ્યારે તેનું સ્મરણ થઇ આવેછે ત્યારે મને મર્ણથી પણ અધિક ખેદ થાય છે.

**ચકોરસિંહ**--પ્રીય મિત્ર જેમ વેળુમાંથી હરેક પ્રયાસે તેલ નીકળતું નથી. તેમ દેવગત થએલાં પણ સજીવંન થતાં નથી. માટે દેવગત થએલાં માતુશ્રીનો આ સમયે મિથ્યા વિલાપ કરી દેહને કૃશ, કરવો ઉચિત નથી

**ઈંદ્રસેન**—પ્રેમી તારૂં કહેવું સત્યછે. મિથ્યા વિલાપથી કંઇ વળ વાનું નથી એમ, મનન[1] કરી મનને વારૂં છું પણ

---

૧ વિચાર.

દોહરો—કાજળ તજે ન શ્યામતા, મુકતા, તજે નહી સ્વેત
તેમ મિત્ર છાંડત નહી, હૃદય જનુની હેત

ચકોરસિંહ—મિત્ર માનો પ્રેમ મહા, ગાંઢ[1] હોય છે. તે કેમે ભુલાતો નથી. પરંતુ આયુસ્ય ચપળ છે. સર્વને એક વખત મરણને શરણ થવું છે. સંસારમાં કોઇ અચળ નથી, વૃધિનો ક્ષય થાય છે, ચડતીની પડતી થાય છે, સંયોગથી વિયોગ થાયછે. ઉદયથી અસ્ત થાય છે. ખીલેલું ખરે છે. ચડે છે તે પડે છે. ઘડે છે તે ફુટે છે, તેમ સર્વને નાશવંત પ્રમાણી, નાશવંત વસ્તુ પાછી પ્રાપ્ત થતી નથી એમ જાણી મિત્રવર્ય પ્રીય જનેતાનો શોક ત્યાગ કરો; હરીહર ને જે ગમ્યું તે ખરૂં જેમાં મનુષ્ય માત્રનો યા ગમે તે વસ્તુનો ભોગ આપ્યાં છતાં પણ અનંત ઉપાયે ગએલી વસ્તુ પાછી મળતી નથી. માટે ચિન્તા પરહરો.

ઇંદ્રસેન—(થોડીવાર શાંન્ત રહી) મિત્ર જે દ્વિજ જે આકૃતિ લઇ આવ્યો હતો. તે કયા નૃપની કુવરીની હતી.

ચકોરસિંહ—પ્યારા તે મારી જાણમાં નથી.

ઇંદ્રશેન—(જરા નિશ્વાસ નાખી) મિત્ર આપણે અત્રે આવ્યા ત્યારે તેનું શું થશે?

ચકોરસિંહ—હરીની ઇચ્છા હશે તે થશે. પણ [illegible] કરવા જેવું નથી. સબબ કે તે દ્વિજ તે આકૃતિ મુકી આપની આકૃતિ લઇ ગએલ છે, માટે ચોસઠ કળા યુકત તે યુવતિ રત્ન ચુકી જાય તેમ નથી. પણ સર્વે સ્વાર્થના મતલબી છે. તે આ પરથી સિદ્ધ થયું.

ઇંદ્રશેન—હા! તેમાં શો સંશય ? સાંભળ! પક્ષી ફળ વિના દ્રુમનો[2] કુરંગ[3] દગ્ધ[4] થએલા અરણ્યનો, મધુકર[5] પુષ્પના સત્વનો વિછેદ થવાથી, સારસ, નીજળ, કમળાકરનો, વેસ્યા વસુહીન પુરૂષનો, અને અમાત્યો,[6] રાજ્ય ભ્રષ્ટ થએલા, નૃપવર્યનો,[7] ત્યાગ કરેછે માટે સર્વે સ્વાર્થના મતલબી છે. કોણ માતા, ત્રાતા, ભ્રાતા, ભગની ભાર્યા, પુત્ર અર્થાત સર્વજનો.

ચકોરસિંહ—સ્નેહી! તારૂં કહેવું સત્ય છે. પણ (સત્ય મેવ જયતે) તે પ્રમાણે આખરે સત્યનોજ જય થશે અધર્મિ અધમ કર્મમાં

૧ મજબુત. ૨ ઝાડનો. ૩ હરણ. ૫ ભમરો. ૬ પ્રધાનો ૭ રાજા.

પ્રવૃત થઇ આખરે અધમ ગતિ પામશે, બુરા બુરાઇ કરે તેની સાથે ભલાઓ બુરાઇ કરતા નથી. પરન્તુ બુરાઓને બુરા બદલો દૈવ યોગથી મળી રહે છે.

**ઇંદ્રસેન**—તેમાં શું નવાઇ? મિત્ર? જગતમાં સજ્જનોએ નીતિ પર પ્રીતિધરી અનીતિનો ત્યાગ કરવો. અને સત્ય રૂપ શણગારથી અંગને સજવું એજ આ અસાર સંસારનું સાર્થક છે. અને તેમાંજ સદગતિ છે. જેમ નીતિ વડે નાયક, વિનય વડે શિષ્ય, શીળવડે નારી, શાન્તતાવડે ત્યાગી, અને વિરત્વ વડે સુભટ, નિરંતર શોભે છે, તેમ સત્યવડે સજ્જન પણ સર્વદા શોભતા રહે છે. માટે દુઃખ છતાં પણ સત્ય છોડવું નહી. આખરે તેનોજ જય સમજવો.

**ચકોરસિંહ**—પ્રીય સત્ય છે. હવે રાત્રિ ઘણી વ્યતિત થઈ છે માટે આપ પ્રથમાર ભમાં જઇ શયન કરો તો ઠીક.

**ઇંદ્રસેન**—વારૂ મિત્ર હું શયન કરૂં છું. પણ તું મને સત્વર સચેત કરજે કારણ કે આપણે ઉભય,[1] સમભાગે શ્રમિત છીએ.

**ચકોરસિંહ**—પ્રીય મિત્ર જેવી આજ્ઞા

( ઈંદ્રસેન નિદ્રાધીન થાય છે. )

**ચકોરસિંહ**—( ઇંદ્રતરફ નિહાળી) વિધિ તારી ગતિ ન્યારીછે. આ પુરૂષ સદ્દગુણી મિત્ર એક દીવસ, ભવ્ય[2] ભવને[3] વિવિધ વૈભવ યોગે, ઉર્ધ્વ[4] શુશોભિત શયને સુગંધિમાન પદાર્થોના, મારકંદમાં[5] તલ્લીનતાપણે તેમ મંદમંદ, શિત શિમીરની[6] મનોરંજક લહેરીમાં સુખે શયન કરતો, તે આજે આ એક વૃક્ષ નીચે ધરા,[7] પર ઢંગ વગર શય્યા વિના સુતો છે. અહો કર્મની કૃતિ અતિ ન્યારી છે. તદપિ[8] સત્યતામાં દ્રઢતાવાન જગતમાં સનમાન પામે છે. સત્યરૂપ નાવ, સંસારૂપ, સરિતામાં[9] સહેજે તરે છે. સત્યવાદી સજ્જનો સંસાર સમુદ્રે સત્યરૂપ નાવમાં બેસી જ્યાં પ્રયાણ કરે છે કે ત્યાં કળીયુગરૂપ, શીમિર[10] તેને ડામાડોળ કરી દુઃખીત બનાવે છે. પરંતુ (સત્યમેવ જયતે,) પ્રમાણે આખરે સત્યરૂપ નાવ, સત્વવાન સહીત કળીયુગ રૂપ શીમિરનું છેદન કરી યોગ્ય સ્થાને પહોચે છે. જેમ સુવર્ણને, સોનાકાર, ભઠ્ઠીમાં તાવે છે. હથોડાથી ટીપે છે, અને

---

૧ બે ૨ શોભીતો. ૩ મહોલ. ૪ ઉંચા. ૫ મીઠાશમાં ૬ ઠંડાપવની. ૭ ધરતી ૮ તથાપી ૯ નદીમાં ૧૦ પવન.

કસોટીએ કસે છે. ત્યારેજ તે મિશ્રિત મૃતિકા[૧૦] થી રહીત થઇ શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશીત થાય છે. તેમ સતીઓ પુરૂષો સત્ય માટે કષ્ટ કસોટીએ ચડી કામ, ક્રોધ, મોહ, લોભ, વીગેરે સંસારના સર્વ અંતરાય રૂપ, મૃતિકાનો ત્યાગ કરી સુદ્ધ સુવર્ણના રૂપમાં પ્રકાશીત થાય છે. ધન્ય છે મારા મિત્રને કે જે સત્યાર્થે આવાં વિદેશનાં વિકટ કષ્ટ વેઠે છે..

(તેવામાં ઇંદ્રસેન એકાએક ચમકી જાગે છે.)

ઇંદ્રસેન—(સાવધ થઈ ચકોર પ્રત્યે) પ્રીય મિત્ર? મેં નિદ્રામાં એક અલૌકિક દીવ્ય મૂર્તિ દીઠી તે ચતુર ચંતની મારૂં તન, મન, ધન ચોરી કયાંએ અદ્દશ્ય થઇ ગઇ.

ચકોરસિંહ—મિત્ર? સ્વપ્નના આળ પંપાળ સર્વ જુઠા હેય છે

ઇંદ્રસેન—મીત્ર? આ જુઠો નથી પણ સાચો છે. સાંભળ.

**હા? થયા શા હાલ મારા હાલહે હરી (એ રાહ)**

આકૃતિ, મે દીઠી સ્વપ્ને; અદીઠી થઇ,
રમતી હતી જે રંગમાં, તે કયાંરે ગઇ. આકૃતિ.
દીવ્ય આકૃતિ મનવસી; એ હસીને ખસી,
ચિત ચગડોળે ચઢાવીયુ, તે ઉરમાં વસી. આકૃતિ
રૂપ અનુપ એ નારીનું; ચિતને ચોરી રહયુ,
ક્ષણીક સુખ સ્વપ્નનું, કૃત્રીમ થઇ ગયુ. આકૃતિ
ચતુર ચિત હર સુંદરી; મમ ઊરમાં રમે,
અતિ આતુર હું મળવા પ્યારી, મારી આ સમે. આકૃતિ

ચકોરસિંહ—મિત્ર પ્રથમ કોઇ આકૃતિ અવલોકન કરી હશે અર્થાત શ્રવણ કરી હશે તે સ્વપ્નમાં આવી હશે.

ઇંદ્રસેન—હા તેમજ હશે? મારા મામાના ત્યાંથી સ્વદેશ તરફ આવતાં એક સરિતાટત્રપર એક રાજ્ય કુમારિકાની મનોહર મુર્તિ દીઠામાં આવી હતી તેજ આકૃતિને અનુસરતી આ દીવ્ય આકૃતિ પણ હતી જે મને પ્રેમ ઘેલો બનાવી ચાલતી થઇ.

ચકોરસિંહ—મિત્ર તેમજ હોય, સ્વપ્નમાં કીધેલો આહાર કંઇ ક્ષુધા ભાગતો નથી.

ઇંદ્રસેન—મિત્ર હવે તું શયન કર. હુ હવે નિદ્રાલઇ સાવધ થયો છું.

૧૦ માટી.

**ચકોરસિંહ**—જેવી આજ્ઞા. (ચકોરસિંહ શયન કરે છે)

**ઇંદ્રસેન**—જગતમાં મિત્રરત્ન એ એક અમુલ્ય ચિજછે. સાચા સ્નેહીઓ કવચિતજ પ્રાપ્ત થાયછે.

**દોહરો**—લક્ષ નક્ષત્ર.[1] મહી; એક ઇંદુ[2] બળવાન.
તાહી મિત્ર સહસ્ત્રમાં[3] એકમિત્ર ગુણવાન.

**ઇંદ્રસેન**—દૈવ્ય યોગથી મને સાચો સ્નેહિ પ્રાપ્ત થયોછે. જે મારા અર્થે ગ્રહવાસ ત્યાગી વિકટરાનના વિકટ કષ્ટ વેઠેછે. ધન્યછે સાચા સ્નેહિને.

(તેવામાં પુર્વ દ્વારેથી એક ભયંકર બુમ સંભળાય છે તેથી)

**ઇંદ્રસેન**—હા દૈવ્ય અત્યારે આશી ભયંકર, રાડ[4] થઈ રહીછે. ધારૂંછું કે તે બુમ કોઇ મનુષ્યની છે. માટે લાવ તેને કષ્ટમાંથી મુક્ત કરૂં. (એમ ધારી શસ્ત્ર સજી તે તરફ જાયછે)

(અને થોડીવારે ચકોરસિંહ જાગ્રતથાયછે મિત્રને ન નિરખવાથી)

**ચકોરસિંહ**—અરે હાય મિત્ર ક્યાં ગયો? હું તેને ક્યાં શોધું? મને નિરાધાર નિદ્રાધીન મુકી તે કેણી તરફ વહ્યો? હે ક્રુરદૈવ્ય મિત્ર અને હું વિકટ વનમાં કષ્ટ વેઠી સુખે દુઃખે દીવસો નિર્ગમન કરતા હતા, તે પણ તારાથી સહન ન થયું? કે અમોને વિખુટાકર્યા? હાય હવે મિત્રને ક્યાં શોધું?(મોરછીત થાયછે. થોડીવારે સચેત થઈ દીલગીરી યુક્ત)

ભેરવી ગજલ; ચંદ્ર મુખીને એકલી, (એ રાહ)
ઇંદુ, ગયો ક્યાં આથમી; ચકોરને મુકી અરે,
વ્યાકુળતા વધી પડી, પ્યારા વિના તારા ખરે. (એ ટેક)
નિંદ્રામાં મુકીને મને; એ સંચર્યા કુમાર ક્યાં,
પંથ લેશે જાઓ દામ એ, હોય મિત્ર મારા જ્યાં. ઇંદુ.
તિમિરના[5]ંનધિમાં[6]ભમું; સખા[7]વિના એ તાહરા,
રંચ ના વીદીલમાં શુ. મિત્ર હે મારી દયા. ઇંદુ.
જાણ્યું જસે એ નગ્રમાં; જેથી તજી ગયો મને,
હરામ જાવું નગ્રમાં, ભટકું જવું વિના વને. ઇંદુ.

**ચકોરસિંહ**—અરે હાય હવે કેમ કરૂં? કશું સુજતું નથી.

---

૧. રાત. ૨. ચંદ્ર. ૩ અંધારાનો. ૪. સુર્યોદય. ૫ લાકડી.

**દોહરો**—ચુકી મુકી મિત્રને; કયાં ગયા રાજ કુમાર.
પર હરતાં પ્રીય મને, કાંનવ કીધો ઠાર.

**ચકોરસિંહ**-- હે નિરંજનનિરાકાર નોધારાનાઆધાર.પરમકૃપાળુ જગદિશ્વર તું મુજ દીનદાસની અર્જ સ્વીકારી મારા પ્રીય મિત્રને સદા સહાયકારી થજે અને તેનાથી મને સત્વર મેળવજે.

**ચકોરસિંહ**—રાત્રી વ્યતિત થઇ પ્રભાત થયું, પણ મિત્ર ન આવ્યો. હવે કઇ તરફ પ્રયાણ કરૂં તેની સુજ પડતી નથી.(જરાવિચારી) બેસી રહેવાથી મિત્ર નહી મળે. ચાલ પશ્ચિમ દિશાએ તેની શોધ અર્થે પ્રણાય કરૂં પવિત્ર મિત્રથી જગદિશ્વર ત્વરીત મેળવસે.

( તે તરફ રવાના થાય છે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ એક વિકટ રાન.

### પાત્ર–ઇંદ્રસેન.

**ઇંદ્રસેન**—(ચારે દિશા નિહાળી) ખરે જે દિશા તરફ વિકરાળ રાડ થઈ હતી, તેજ દિશા ભણી હું ત્વરીતપણે ઘણે આઘે આવી ચડયો. પરન્તુ અત્રે તે કંઇ ભાસતું નથી. તેમ મિત્ર પાસે પ્રયાણ કરવાનો માર્ગ પણ સુજતો નથી. હું ખરે ખર વિકટ અરણ્યમાં આવી ફસ્યો છું; નિશા[1] પણ ચંદ્ર રહીત થઇ રહીછે. જેથી છેક નિરૂપાય છું મિત્ર સચેત થશે. મને નહી અવલોકે ત્યારે શું એ સંકલ્પ વિકલ્પ કરશે? હાય હવે શું કરૂં? દીનદયાળ મને મિત્ર પાસે લઇ જવાને આ સમયે તું સ્હાય ભુત થા.

( એમ કહી એક સ્થળે બેસે છે બાદ ઘણા વખતે અર્કોદય થાય છે ત્યારે કંઇ ઘસારો દેખી તે તરફ જઇ )

**ઇંદ્રસેન**—ખરે આ સ્થળેજ કંઇ તોફાન થએલું ભાસે છે. સંભવ કે આ વસ્ત્ર, તેમ પત્રિકા; જોષ્ટિકા વિગેરે મનુષ્યનો સાહીત્ય દ્રષ્ટિગોચર થાય છે. (પત્રીકા હસ્તે ગ્રહિ વાંચે છે,

**દોહરા**—મુજમનાં ઇંદુ[2] આપછો ચકોર મળવા ચાય
વેગે વેલા આવશો, મળવા ઇંદુરાય
હરી[3] થકી, વિભાવરી;[4] પદ્મ,[5] અર્ક[6]થી જેમ.

---

૧ રાત. ૨ ચંદ્ર. ૩ ચંદ્ર. ૪ રાત. ૫ કમળ. ૬ સુર્ય.

તેમ સતિ પતિતમ થકી; અળગી રહી કરૂં કેમ.
ઉભય[1] તન મન એક છે, સારસ જેમ સુજાણ
પદ્મા મન પ્રીતે વસ્યા, ઇંદ્રરાય પ્રમાણ.

**ઇંદ્રસેન**—( વિચારી ) નિશ્ચે આ કોઈ કાસદને અત્રેથી કોઈ વનચર તાણી ગએલ છે. જેથી આ પત્રિકા વિગેરે અત્રે પડેલાં છે. ( પત્રીકા ફરી વાંચી ) અહા આ પત્રિકામાં પદ્મા સાથ મારૂં નામ મેળવેલું છે. સ્વપ્નના અંતરનું છે. તે નકીપણે કહી શકાતું નથી. પણ મેં સ્વપ્નમાં જે આકૃતિ અવલોકી હતી. તેની તો આ પત્રિકા નહી હોય ? આ પત્રિકાને વાંચતાં મારા મનમાં મોદ[2] આવે છે. માટે તેને ફાડવી નહી.

( એમ કહી તેને પોતાના ખીસામાં રાખે છે. ) પછી ભાસ્કરોદય[3] થયો જાણી ત્યાંજ વિશ્વેશ્વરીનું ધ્યાન ધરી )

**ઇંદ્રસેન**—હા, જીવ તેં આ શું કર્યૂં ? પ્રીય ચકોરને વિકટ અરણ્યમાં નિદ્રાધીન છતાં એકલો મુકી તું આટલા સુધી આવ્યો. મિત્ર જાગ્રત થશે, ત્યારે શું એ કરશે? માટે ચાલ ત્વરીત તે તરફ પ્રયાણ કરૂં.

**ગીતી**

મિત્ર પવીત્ર ત્યાગી, હું નિરભાગી ઘણે દુર આવ્યો;
રાન મહી નિદ્રાધીન, મુકી ચાલ્યો યાદ નહી લાવ્યો;
ચાલ તુર્ત ત્યાં જાઉં, નહી પેખતાં નેત્રે નીર, ભરશે;
અન્યોઅંન, ઉભયનું, તન વિયોગે નહીજરે હરશે.

**ઇંદ્રસેન**—( તે સ્થળે પહોંચતાં મિત્રને ન નિરખવાથી ) શ્રી હરી મિત્ર કયાં ગયો ? આજ સ્થળે અમોએ વિશ્રામ લીધો હતો. ( તે તરફ નિહાળી ) આજ તે કમળાકર, (દશે દીશા તરફ નિહાળી શોકાગ્રવૃત્તિએ ) પ્યારા મિત્ર, તું અતિ આગ્રહપુર્વક કષ્ટમાં ભાગ લેવા મારી સાથે રહ્યો. તે પણ ક્રૂર વિધિને સહન થયું નહી. કર્મને શર્મ હોતી નથી. કર્મ અનુકુળ વિના ઇચ્છીત વૈભવનો ભોગ ભોગવી શકાતો નથી. દરેક જનનો કર્મ, પ્રતિકુળ[4] થવાથી સંસારની સર્વ વસ્તુઓ ચળીત થઇ જાય છે. હા દૈવ ! તારી ગતિ ગહન છે. સર્વત્ર છોડ્યા છતાં પ્રેમ મિત્રરૂપ રત્ન જે મારી સાથે પરાણે રહ્યું હતું. તે પણ મુજ નિભાગીનાં કર્મ ફરવાથી પડાવી લીધું, અશ્રુપાત કરતાં મુરછીત થાય છે. પછી થોડીવારે સચેત થઇ )

૧ બે. ૨ આનંદ. ૩ સુર્યોદય ૪ ઉલટાં.

**ઇંદ્રસેન**—( ભ્રમિત ચિત્તે ) કોઇ કહો કે પવિત્ર મિત્ર કેણી તરફ ગયો ? દશે દીશા દેવીઓ દીનદાસની વિજ્ઞાપ્ના લક્ષમાં લઈ વિનવો કે મિત્ર ક્યાં ગયો ? કૃપાળુ પક્ષીઓ, વૃક્ષો, શાખાઓ તમો સુચવો કે મિત્ર કેણી તરફ ગયો ? ( કોઇ ન બોલવાથી ) હા દૈવ આ તો કોઇ બોલતું નથી. ( જરા સાવધ થઇ ) મિત્ર આળસથી નહીં મળે. માટે ચાલ પ્રયાણ કરૂં, ઉદ્યમથી ઇચ્છા પરમાત્મા પુર્ણ કરશે.

( એમ કહી પુર્વદ્વારાએ ગમન કરે છે )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ પદ્દમાવતીનું આનંદભુવન.

**પાત્ર** પદ્દમાવતી અને તેની સાહેલીઓ.

**પદ્દમાવતી**—હે જગતપાલનહાર ? ભક્તવત્સલ શ્રીહરી પુર્વે મેં તાં શાં અપુર્વ[1] દુષ્કર્મ કર્યાં હશે અર્થાત પ્રેમી દંપતિઓને વિરહ વેદનામાં નાખ્યા હશે કે આ ભવે હું મુજ પ્રાણજીવનનો વિરહ વેઠું છું. અત્રેથી પત્રિકા લઇ દ્વિજ તે તરફ ગયો તે ગયોજ. તેના પણ કંઇ સમાચાર આવ્યા નહીં. શ્રીહરી જાણે કે તેનું શું થયું હશે ? કંથ વિના દિનપ્રતિદિન દુષ્ટ મકરધ્વજ[2] પણ મને અનાથ જાણી કષ્ટ દેવામાં કસર કરતો નથી. જેથી પ્રેમી પ્રાણેશનો પલકનો વિરહ મને વર્ષ સમો જણાય છે. માટે હે દીનાનાથ મુજ દીનઅનાથની વિનંતિ સ્વીકારી સત્વર મને સનાથ કર, (દીલગીર થઇ જાયછે તે દેખી)

**કુસુમાવળી**—પ્યારી સખી હરઘડી સ્વામિને સંભારી શોચ શું કરે છે? જરા તો ધૈર્ય ગ્રહણ કર. તું જાણે છે કે ધૈર્યજ કાર્યની સિદ્ધ છે.

**ચંદ્રપ્રભા**—એમાં શું છે ? શ્રી હરી કાલે વાલમ મેળવશે. અને વિરહ ટાળશે, તું ચિન્તાનો ત્યાગ કર. અને આ વર્ષારૂતુનો મનોરંજક દેખાવ સ્વસ્થપણે નિરખ, જો તો ખરી મયૂરદંપતિઓ કેવાં કળા ધરી અરસપરસ કલોલ કરી રહ્યાં છે. વળી ઘન ઘટાની છટા પણ કેવી ન્યારી છે. જેમાં, વિદ્યુતલતા[3] સોળે શણગાર અને બત્રીશ અલંકાર સજી પોતાના પ્રીય પ્રીતમ, ઘનરાજને[4] કેવી રીતે પ્રેમપુર્વક પ્રેમાલીંગન આપી રહ્યાં છે. વાહ ! વાહ ! આવું નિરખતાં કોને આનંદ ન ઉપજે અર્થાત આમાં કોણ લોલુપ[5] ન થાય ?

1 પાપ. 2 મદનદેવ. 3 વીજળી. 4 વરસાદને 5 તલ્લીન.

**સુનંદા**—ચંદ્રપ્રભા હાવા આનંદમય દેખાવમાં સર્વે લોલુપ થાય, તેમ સર્વને આનંદ ઊપજે પણ પ્યારી પદમાવતીને ઉપજતો નથી.

**પદમાવતી**—સખીઓ રૂતુવિલાસી વિના રૂતુના રંગ સમ સતીઓને ના ગમે. તમો સર્વે સ્વામિવાળી હોવાથી તમોને રૂતુવિલાસ પસંદ પડે છે. પણ મને તો તે કડવા ઝેર જેવા લાગે છે. અર્થાત વર્ષારૂતુ છતાં મારા વપુમાં તો વિરહવન્હિ પ્રગટી રહી છે. જેથી અંગ અમુઝાઈ રહ્યું છે. હાય કેમ કરૂં ? ( રડતી )

**માઢ. અરે આવડી શું અકળાયરે. (એ રાહ)**

સખા દેહ મારો અમુઝાયરે, યૌવનના જંગે[1] કરી;
વિરહાગ્નિએ વન્હિ[2] પ્રગટયો, કામ દમે છે અંગ.
મદન[3] મારી પુઠે પડયો જેમ, પુષ્પની પાછળ ભૃંગરે.[4] યૌવન.
અનંગ[5] રીપુ[6] છાયો સખી સઘળે, મારે અંગે અંગ
કામઘેલી થઇ કાન્તને[7] ચાહું, દીપને જેમ પતંગરે, યૌવન.
આકુળ બ્યાકુળ અંતર થાએ, કંથ વિના અરે હાય.
જોબંન કળીઓ ખીલી આ જે, ભોગી વિના કરમાયરે; યૌવંન
ભર સમુદ્ર ઓઝે જે તરતુ, તે તારૂ વિના ન તરાય.
તેમજ પ્યારી જોબંન મારૂં. વિના પતી છલકાયરે; યૌવન.
ચાહે ચકોર જેમ ચંદને મળવા; ઉડીને આકાશ.
તેમજ મળવા શ્યામને ચાહું, પંખ હોય જો પાસરે યૌવંન.
નિશાપતિવીણ[8] નિશાનદીપે[9], તિમિરતામય[10] રાત
તેમજ કામની કંથ વિનાની; સુણ સખી એ વાતરે. યૌવન.
કૃપાસિંધુ હે દીન દયાળુ, થાજો મુજને સ્હાય.
અંકુશ વિનાની જે હું કરીણી,[11] તે દુખ મારૂં જાયરે, યૌવન.
જળ વિના જેમ મીન ન જીવે; વળી સારસ જોડી જેમ
તેમજ પ્યારી પતિ વિના હું, મરીશ નિશ્ચે તેમરે. યૌવંન

( રડી જાય છે )

**કુસુમાવળી**—સાહેલી આમ આક્રંદ શું કરે છે ? પ્રબળ વિધિ ઉપર શું આપણી સત્તા છે? ના, નથી. છતાં કુસુમાયુધ સ્ત્રએ ઘેરાએલી જે તું વિકાળપણે આક્રંદ રૂપ શસ્ત્ર ધરી લિખિત

૧ તોફાને. ૨ અગ્નિ. ૩ કામદેવ. ૪ ભમર. ૫ કામદેવ. ૬ શત્રુ. ૭ સ્વામીને. ૮ ચંદ્ર. ૯ રાત. ૧૦ અંધારી. ૧૧ હાથણી.

પણ યુદ્ધ કરવા તત્પર થયો છે, તો વિધિ રૂપ પ્રબળ યોદ્ધાને હઠા વવા તું કેમ શક્તિમાન થઇશ ? નાનહીજ થાય. માટે આક્રંદનો ત્યાગ કરી ઉદાસીનો પણ તારા અંતઃકરણમાંથી વિચ્છેદ કર. જે દીવસ ભલી પ્રબળ હશે. તે દીવશે મદન[1] રૂપ શત્રુને પતિરૂપ પ્રભુ પલકમાં દુર કરશે.શરીરે શાન્તતા વ્યાપશે. સર્વેનાંવદનકમળ વિક્ષીતતા[2] પામશે. અને મહામોદ[3] થશે. માટે હે શાણી સખી ધૈર્યગ્રહી શોકનો ત્યાગ કરી આનંદથી દીવસો નિર્ગમન કર.

ચંદ્રપ્રભા—પ્રીય પદમાવતી ? કુસુમવિલીનું કહેવું સત્ય છે. શાંન્તિધરવાથી હરીહર તારી ઇચ્છા પુર્ણ કરશે.

પદ્માવતી—સખી શાન્તિજ છે. ( ઇંદ્રસેનની છબી હસ્તે ગ્રહી ) જ્યારથી આ મનહર મુર્તિ દ્રષ્ટિ ગોચર થઇ છે. જેને ઉપકારનો ભાર શીરપર મુકેલો છે. તે પ્રીયતમની પ્રીય મૂર્તિ ભાગ્યાનુસારે દૈવ્ય યોગથી આવી મળી તો તે વિના હવે મને રંચ ચેન પડતું નથી. તેમ તેમના વિના દુષ્ટ કામદેવ મને પલક પણ જંપવા દેતો નથી. જેથી વખતો વખત મારા નેત્ર કમળમાંથી અશ્રુપાત થઇ આવેછે.

સુનંદા—સખી તેનો શો ઉપાય ? લાચારી નો એકે આચાર નથી શ્રવણ કર.

**આજે આનંદનો છે દીન, સખી ઉપવંન મંહોરે લોલ (એરાહ)**

**સુનંદા**—જ્યારેજ મળસે વાલમ, ત્યારે ઠરશે તંન તારૂં રે લોલ
ટળશે વિરહના સંતાપ, અનંગ[4] જંગ[5]શીત થશેરે લોલ

**શાખી**—અલએલી લક્ષે લહો, વિજ્ઞાપ્ના આવાર
કામાગ્નિ કંથ વિના; નકીના ઠરનાર. જ્યારેજ.

**શાણી**—પતિવૃતને શ્રીહરી; મહી થઇ છે તલ્લીન
પતિવૃતા ધન્ય તને, પતિ વારી[6] તું મીન જ્યારેજ.

**સખી**—કંથ કંથ સમરી સદા, તેં કર્યું કૃશ[7] વંદન.
શાન્તિ [illegible] તું હે સખી, પ્રગટશે પતિ ચંદ જ્યારેજ

**બધી સખીઓ**—વાલી હવે [illegible] રજા લઇએ છીએ.

**પદ્માવતી**—[illegible] ઓ વેલી આવજો (વારૂ કહી બધી જાયછે)

૧ કામદેવ. ૨ ખીલવુ અથવા હસવું. ૩ આનંદ. ૪ કામદેવ. ૫ તોફાન. ૬ પાણી. ૭ દુરબળ.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ પદમાવળી રાણીનું શયન ભુવન

**પાત્ર**—પદમાવળી રાણી, પછી પદમસેન રાજા, પછી કુસુમાવળી; અને પદમાવળીની દાસી બાદ પદમાવતી.

**પદ્માવળી**—( મ્લાનવદનથી ) સર્વવ્યાપક કરૂણાનિધાન મેં પુર્વે અતિ પાતિક ઉપાર્જન કીધાં હશે કે આ ભવે હું તનુંજને ન પામતાં ફકત એક દુહીતા પામી. ( અંધાને ચક્ષુ સમાન ) તેને પુત્ર તુલ્ય લેખી અમો દંપતિ આનંદ માનતા હતાં. હવે તે તનુજા ઉપવર થઇ છે. તો તેના યોગવાલમ મળતો નથી જે મહાખેદની વાત અમો દંપતિને અતિ દુઃખદાઇ છે. શ્રીહરી અબળાની અર્જ અંતરે ઊતારી પુત્રીને યોગ પતિથી મેળવી અમોને તે તરફનો સંતોષ આપ-

(દીલગીર થઇ જાય છે. તેવામાં પદમસેન પ્રવેશ કરે છે. રાણીને શોકાપ્રવૃતિએ બેઠેલી નિહાળી

**પદ્મસેન**—પ્રીયા આજે તારો મુખરૂપી ચંદ્ર (ઇંદુ કૃષ્ણપક્ષમાં ક્ષીણતા પામ્યાની પેઠે ) નિસ્તેજ રૂપતિમિરમાં, કેમ ગરક થઇ રહયો છે? જેમ ઇંદુ, કૃષ્ણ પક્ષમાં ક્ષીણતા પામ્યાથી પ્રકાશી શકતો નથી. તેમ તુજ મુખરૂપી ચંદ્ર ઊદાશીની ઉદધિમાં હોવાથી પુર્ણ પણે પ્રકાશી શકતો નથી. તે તારી મુખ મુદ્રા પ્રગટ કહી આપે છે. વહાલી આનું શું પ્રયોજન છે. શું કોઇએ તને કંઈ દુભાવી.

**પદ્માવતી**—પ્રાણવલ્લભ. આપ શિરછત્ર છતાં મને કોણ દુભાવનાર છે. પણ પન્નગના ભારા સમાન યુવાવસ્થએ પહોચેલી દુહિતા, આપણા ગ્રહવાસમાં કુમારી છે. તે મારાથી દ્રષ્ટગોચર થઇ શકતું નથી. અને જ્યારે તેનું સ્મરણ થઇ આવે છે. ત્યારે ઊદાસી અને અશ્રુપાત સિવાય મને કશું સુજતું નથી. છતાં આપ તે વિષે નિશદિન નિશ્ચિંત રહો છો. એ મહા ખેદયૂક્ત વાત છે.

**પદ્મસેન**—હે મુગ્ધે આવું શું ભાષણ કરે છે? મને તારાથી પણ તે વિશે વિશેષ લક્ષ છે. પણ લાચારીનો આચાર ન હોવાથી નિરૂપાય છુ, નહી તો શું હું કામદેવરૂપી કરીના યૌવનરૂપી ક્રીડા વનમાં પહોચેલી કુમારીકાને કુવારી રાખુ? દુષ્ટ આનંદીઓ

૧. ઊદાશી મોઢે. ૨ દયાનાભંડાર.

ગયો તે ગયો. તેને આજે ત્રણ વર્ષ થયાં પણ તેના કશા સમાચાર ન હોવાથી પ્રાણવલ્લભા હું ઘણોજ અશકય છું.

**પદ્માવળી**—સ્વામિન્ તે દ્વિજની કયા સુધી રાહ જોશો? અને પદ્માવતીને કયાં સુધી કુવારી રાખશો? તેને આજે ૧૫ વર્ષ પુરાં થયાં છે. માટે હવે પદ્માવતીને એક દીવસ પણ કુવારી રખાય નહી. પછી આપની જેવી ઇચ્છા.

**પદ્મસેન**—પ્રાયા મારી ઇચ્છા એજ કે પદ્માવતી કહેતી હોય તો જેમ બને તેમ ત્વરીત પણે સ્વયંવર રચાવી હું તત્કાળ તેનું લગ્ન લેઉ. માટે તું તેનો અભિપ્રાય પુછી મને કહે.

**પદ્માવળી**—પ્રાણેશ? પ્રથમ તેની સાહેલી કુસુમાવળીનો અભિપ્રાય પુછી પછી તેને બોલાવીએ.

**પદ્મસેન**—જેવી ઇચ્છા.

**પદ્માવળી**—(દાસી પ્રત્યે) દાસી જા. ત્વરીતપણે પદ્માવતીની સાહેલી કુસુમાવળીને બોલાવી લાવ.

**દાસી**—જેવી આજ્ઞા. (જાય છે. પાછી થોડી વારે કુસુમાવળી સાથે પ્રવેશ કરી)

**દાસી**—મહારાણી. તે રાજ મહેલમાંથીજ પ્રયાણ કરતાં હતાં તે આ આવ્યા.

**કુશુમાવળી**—(લજ્જા યૂકત) માતુશ્રી વંદન કરૂંછું.

**પદ્માવળી**—બેન સુખી થા. આવ બેસ આ આસને (બેસેછે બાદ) કુસુમાવળી? પદ્માવતી માટે અત્રે તને તેડાવી છે.

**કુસુમાવળી**—માતુશ્રી મારી પણ તે વિશે વિજ્ઞાપ્ના કરવા ઇચ્છા હતી કે તે પણ હરઘડી તેજ સંકલ્પ, વિકલ્પ, કર્યા કરેછે. તેમ આવેલ આકૃતિ અવલોકિ નિશદિન અશ્રુપાત કર્યા કરેછે. તેનો કશો ઉપાય સુઝતો નથી.

**પદ્માવળી**—હા, તે અર્થેજ આજે મહારાજાએ તે છબીની વાત કોરે મુકી પદ્માવતીની ઇચ્છાનુસારે સ્વંયવર રચાવી તેને ઇચ્છા વર વરાવવા વિચાર કર્યો છે. તેમાં તારો શો મત છે.

**કુસુમાવળી**—માતુશ્રી જેમ બને તેમ ત્વરીત પણે તેના લગ્ન કર્યો. મારો એજ અભિપ્રાય છે.

**પદ્મસેન**—વાર તારે હવે પદ્માવતીને અત્રે બોલાવે.

પદ્માવળી—જેવી આજ્ઞા. ( દાસી પ્રત્યે) દાસી સત્વર પદ્માવતીને બોલાવી લાવ.

દાસી—જેવી આજ્ઞા. ( જાય છે થોડીવારે પદ્માવતી પ્રવેશ કરી. )

પદ્માવતિ—(નમન યુકત) તીર્થરૂપ જનુની પિતા અભિવંદન કરૂંછું.

રાજા }
રાણી } --બેટા સૌભાગ્યવંતી થા. ( લજ્જા યૂકત બેસે છે.

પદ્માવળી--બ્હેન તું ઉપવર થઇ છે. માટે મારો તેમ તારા પિતાજીનો વિચાર એવો છે કે હવે દુષ્ટ આનંદીઆની રાહ ન જોતાં તત્કાળ સ્વયંવર રચાવી. તારી ઇચ્છાનુંસારે પ્રસંદ કરેલા મન માન્યા પતિ સાથે તારૂં પાણી ગ્રહણ કરાવવું. તેમાં તારી શી મરજી છે?

પદ્માવતિ--માતુશ્રી? હું તે આવેલ આકૃતિને વરી ચુકી છું. હવે સ્વયંવર કેવો ?

પદ્માવળી--વાહાલી એમ વાતોમાં તો વરાય?

પદ્માવતિ—જનુની, જેને મેં જીવ્હાથી સ્વામી કહ્યા તે સ્વામી.

પદ્માવળી--પ્યારી પુત્રી આ શું વદે છે આવી ખોટી હઠનો સધ્ય ત્યાગ કર.

પદ્માવતી—માતુશ્રી? જે દીવસ જેણે સ્વપ્રાણુની દરકાર ન ધરતાં મને જીવતદાન દીધુંહતું, તે ઉપકારીના ઉપકારનો ભાર મારા મનમાં રમી રહ્યો હતો. તેવામાં દૈવ્ય યોગે તેજ કુમારની દીવ્ય આકૃત મળી. તો હું તેને સાચા હેતુએ વરી ચુકી છું. તેમાં રંચ[1] ફેર નથી.

પદ્માવળી—આ શું કહે છે? તું સકળ ગુણ સંપન્ન છે, રંચ[1] મનન કરકે પતિરૂપ પોત[2] વિના ભવરૂપ સમુદ્રનો તું કેમ પાર પામીશ.

**પિતા માતા, ક્ષમા માગું, ઘણો લાજી, પગે લાગું. (એરાહ)**

પદ્માવળી--જસેરે કેમ, જનમારો, કહેરે સુતા, અરે તારો;
કુવારાંતમો, છો વિચારો, પન્નગ[3] ભારો, વૃતધારો. જશેરે
ખાંડાની ધાર, નિરધારો, મમત પુત્રી, પછી મારો;
મનન[4] સાથે, ઉરે ધારો, પછી ઉત્તર, ઉચારો. જશેરે

૧ જરા. ૨ વહાણ. ૩ નાગ. ૪ વિચાર.

**પદ્માવતી**—માજી સરજીત સુખ દુઃખ મિથ્યા થતુ નથી. વિપત્તિ સહી ટેક સાચવે તેજ વિરલ ગણાય ટેકને યશ આપનાર વપત્તિજ છે ગમે તેમ થાય, ધરા[1] નભ[2] એક થાય, આખો જનમારો દુઃખમાં જાય, તો એ સ્વટેક ના તજુ. મેં જેને મુખથી પતિ કહ્યા તેજ પતિ.

**પદ્માવળી**—બેટા તારી હઠ ખોટી છે,

**માલીની છંદ.**

**પદ્માવતી**—નહી નહી નહી માતા. નાથ બીજો વરૂં હું.
તજી હંસ પતિ પ્યારા, વાયસ[3] ના વરૂં હું.
પતિ પતિ પતિ મારા, ચિત્ર છે પાસ જેનું.
મરણ શરણ સુધી, કામ નારે અવરનું.

**પદ્માવળી**—વાલી તે બધું ખરૂં. પણ તુજ રૂપમેરૂ અમોરૂપ નાહીસતથી ઉચાટી શકતો નથી.જેમ દુર્બળથી ડુંગર ચડાય નહી. તેમ પુત્રીના જનુની પિતાથી પણ નાગના ભારા સમાન યોવન અવસ્થાએ પહોંચેલી કુમારીકાને ગ્રહવાસમાં કુવારી રાખી શકાય નહી તે તું જાણે છે. તું સકળ ગુણ સંપન્ન છે તો જરા વિચાર કરી અમોને તારી ચિન્તામાંથી મુકત કર.

**લેખરે ઉતારો રાજા ભરથરી. (એરાહ)**

**પદ્મસેન**—માન પુત્રી શીખમાહરી, તુંછે ગુણનો ભંડારજી
એળે ગુમાવે અવતારશું, વર અવર ભરથારજી
માનરે કહયું ડાહી દીકરી.
શ્રેષ્ટ સ્વયંવર રચાવીને, તેડું અનેક કુમારજી
મન પસંદ વર પુત્રી તું, શોધી કામ અવતારજી
માનરે કહયું ડાહી દીકરી.

**પદ્માવતી**—તાત તમો પ્યારા શું વદો, જાણીને કુળાચારજી
સ્વામિ વદિ જેને મુખથી, તેજ મારા ભરથારજી
અવર તાત ભ્રાત હું ગણું
પુરસરિતા[4] અવળાં ફરે, હંશ ચરે કદી ચારજી
ઉગે પ્રશ્ચિમેજો અર્ક[5] તો, અન્ય,[6] વરૂં ન ભરથારજી
અવર તાત ભ્રાત હું ગણું

૧ પૃથ્વિ. ૨ આકાશ. ૩ કાગડો. ૪ નદી. ૫ સુર્ય. ૬ બીજો

**પદ્માવળી**—પરહર હઠ પ્યારી પુત્રી તું, તું છે પ્રાણુ આધારજી
કેમ કુવારાં દુહિતા,[1] કહો, જાશે તમ અવતારજી
વર, વર સુંદરી પુત્રી તું
આકૃતિ જેહી આવી અંહી, તેની ભાળન લગારજી
ત્યારે તું તજ તેને ચિતથી, અવર વર જીવનહારજી
વર, વર સુંદર પુત્રી તું

**પદ્માવતી**—પ્યારી પ્રસુતા[2] આશું કહો? એક ભવે બેભવ થાયજી
ટેક તજું જોહું મારીતો, તારી કુખ લજવાયજી
ભવોભવ માગું ભરથારએ.
નાથ એ નાથ અવર નહી, નીશ્ચે જાણો વચનજી
મેળવે ઇશ તો તે વરૂં, નહીતો ઇશ ભજનજી
ભવોભવ માગું ભરથારએ

**પદ્મશેન**—બેટા આમ હઠીલી કેમ બનીછે? તું ચોસઠ કળા યુક્તછે, રંચ મનન કરી સભ્ય સ્વયંવરમાં ઇચ્છાવર વરવાની ઇચ્છા બતાવી તું અમોને ઊદાસી માંથી મુકત કર.

**ગજલ. નાગોના કટાક્ષ પાસે; (એરાહ)**

**નેત્રોદકસાથે પદ્માવતી**—તાત આપ વાત હવે ફરી ન બોલશો
કૃપાળુ માત ગાત્રપટ[3] નહીજ ખોલશો, તાત.
જાણુંછું હું ક્ષત્રી ધર્મ મર્મ, હે પિતા.
એ હંસ વીણ કાગ કોને નહીવરૂં કદા. તાત.
ભલે રીબાવું કષ્ટમાં જન્મસુધી સદા
પણ ટેક મારી ત્યાગું નહી વેઠી આપદા. તાત.
વરીશ પ્રિતે મળશે કદી પિતાએ પતિ.
નહીતો અચળ ધ્રુવ, સમ નહી ચળું રતિ. તાત.

(અશ્રુપાત સાથે પદ્માવળીને વળગી પડે છે.)

**પદ્માવળી**—(તેને છાતીએ ચાંપી) વાલી રડનહી. ભલે તારી એમજ ટેક હોયતો આપણા મનોરંજક ઊપવંનના કાચ મહેલમાં ખા, પી, અને આનંદમાં દીવસો નિર્ગમન કર. વળી ચિન્તાનો ત્યાગ કરી શુદ્ધ પતિવ્રત પાળ જેથી પરમ કૃપાળુ જગદિશ્વર તારી મનો કામના પુર્ણ કરશે.

---

1 દીકરી 2 મા. 3 શરીરનો પડદો.

**પદ્માવતી**—માતુશ્રી હવે મને આજ્ઞા છે?

**પદ્માવળી**—ભલે બેન સીધાવો. (પદ્માવતી જાયછે)

**પદ્મસેન**—પ્રીયા? હવે આપણે કેમ કરવું?

**પદ્માવળી**—સ્વામિન્? આપણે હવે કરવાનું એજ કે તે નિશદિન આનંદમાં રહે. આપણે કયો વધારો છે.

**પદ્મસેન**—હાતેજ, તેની ભલામણ કુસુમાવળીને કરો.

**પદ્માવળી**—કુસુમાવળી હવે પદ્માવતી તમોને ભળાવું છું માટે તેને કિંચિતમાત્ર પણ દીલગીર થવા દેશો નહી વળી તે જેમ આનંદમાં રહે તેમ તમો અહરનિશ પ્રયત્ન કર્યા કરજો

**કુસુમાવળી**—માતુશ્રી આપે તે વિશે ચિન્તાતુર રહેવું નહી. હવે મને આજ્ઞા છે?

**પદ્માવળી**—ભલે જાઓ. (તે જાય છે.) (બાદ થોડીવારે રાજા રાણી શયન કરે છે.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ એક વિકટ રાનમાં એક યોગેશ્વરનો આશ્રમ.

**પાત્ર** યોગેશ્વર પછી ઇંદ્રસેન.

[યોગેશ્વર સ્વઆત્માને પ્રતિબોધ આપેછે તે ઇંદ્રસેન એક દુજુએ ઘોભી એકાગ્ર ચિત્ત શ્રવણ કરે છે.

**અબ ચલે. ૨. ન મોહન તેરા. (એ રાહ)**

નહી માન (૨) તું મનવા મેરા, હે નિશ્ચે ફોગટ ફેરા.
તન ધન ત્રિયા સબ ખોટે, જેસેહી પાની પરપોટે
જો નામ હુવે સબ ખાસ, ઉસ્કા હે નિશ્ચે નાસ.
એહી હે સાર. ખીલે ખરનાર, હરી ઉરધાર, માની મન મેરા. હે નિશ્ચે
કામ ક્રોધ. લોભ. મોહ, ત્યાગી. હો આતમ હરી. અનુરાગી.૧
ગ્રહિ ધર્મકુ પાતિક ત્યાગ, સધ્ય સજલે સુખ વૈરાગ.
હરીપર પ્યાર, ધરી નિરધાર, કર ઉદ્ધાર, જીવ તું તેરા, હે નિશ્ચે
(ઇંદ્રસેન સમીપ આવી સાષ્ટાંગે નમન કરે છે તે નિહાળી)

**યોગેશ્વર**—બચ્ચા તુમ કોન હોસો ઓર ક્યા સબસસે તારૂણ્ય અવસ્થામેં વન નિવાસી હુવે હો, સો સચ્ચા બિદિત કરો.

**ઇંદ્રસેન**—પરમ ઉપકારી હું એક રાજ્ય કુમારછું. અને સત્સના અર્થે વિદેશ ગમન કરૂં છું.

**યોગેશ્વર**—ધન્ય હે બચ્ચા તુમકું.

**ઇંદ્રસેન—કથ બીન. રહી એકલી મોરી જાન. (એ રાહ)**

રાય તન, રખડું છું હું રાન, થઇ અંગે અતી હેરાન રાય તન.
ગતી અજબ છે, વિધિની જે, કોથી નવ કળાય;
રાયના પળમાં રંક કરે તે, રંકના પળમાં રાય. રાય તન.
સુખ વૈભવમાં દિવ્ય ભુવને, રે'તો જે હું સદાય.
રાજપાટ તે જન્મભૂમિ કયાં, ને હું કયાંરે હાય. રાય તન.
કરણી પાર ઊતરણી જગમાં, વાવે તે લણનાર;
રાજ મિત્ર તજી રાનમાં રખડું, પેખી, કરો વિચાર. રાય તન.

**યોગેશ્વર**--બચા સંસારકિ ઊપાધિ, ઐસી હે. પ્રાણીમાત્ર કે પર સુખ દુઃખકા ચક્ર ફીરતાઈ રહેતા હે, સંસાર અસાર હે. સો મોહ રહીત સજ્જનકું સ્પષ્ટ માલુમ હોતા હે. તબ ઊસકા ત્યાગ કરકે અચળ મોક્ષ સુખ પ્રાપ્ત કરતે હે. ઓર જો મોહ લુબ્ધ હેં સો સંસાર મેં સાર સમજકે સંસારરૂપ સમુદ્રમેં ડુબકર નર્ક કે અધિકારી હોતે હે. જયુ પતંગીઆ તિવ્ર વન્હિમેં[૨] સમજે બીના પડતા હે. ઓર ભસ્મ હોતાહે, ઓર મત્સ્ય[૩] લોહકી આંકડિસે બીલગેલા ભૂક્ષ ગ્રહણ કરનેકિ, લાલસામે[૪] પ્રાણ ખોતાહે તેસેહી સંસારલુબ્ધજન સંસારકી અચળ મોહનીમેં લુબ્ધ હોકર ઉત્તમ આત્માકું, નિર્થક કરકે કાળકે સ્વાધિન હોતે હે. કામ, ક્રોધ, મોહ, લોભ, જો આત્મ કે કટ્ટે શત્રુ હે. જો આત્મકું ભીન, બીન, કષ્ટ દેતે હે. અર્થાત્ આત્મકું મોક્ષ માર્ગમેં ગીરિ[૫] તુલ્ય આડે આતે હે. તોભી મોહલુબ્ધ, મનવા, ઊસકા ત્યાગ કરતા નહી હે. અહોહો, જગતમેં મોહનિકા મહિમા કેસા પ્રબલ્ય હે. ઊસકા કયા બ્યાન કરૂં. કુછ કરને જેસા નહી હે. લેકીન બચ્ચા શ્રીહરીકિ સેવા બીના સબ ખોટા હે.

**ઇંદ્રિસેન**--દયાળુ શ્રીહરી સિવાય આ અસાર સંસારમાં કોનો આધાર છે? ભવરૂપ ભવાબ્ધિમાં નાવરૂપ નટવર સિવાય અવર તારનાર કોણ છે. કોઇ નથી સંસાર એટલે જેમાં શુનરૂપી સાર છે. જેમ શુનયથી તેમાં એક મેળવતાં દશ થાય છે, તેમ એક કાંઠી

૧ પ્રીતીવાળો. ૨ અગ્નીમાં ૩ માછલું. ૪ ઇચ્છામેં. ૫ પર્વત.

નાખવાથી કંઇ રહેતું નથી. તેમ આખરે સંસારમાં પણ કંઇ નથી. કારણ પ્રાણી કર્માધિન થઇ અવતાર લઇ કરણીઅનુસારે કાળચક્રમાં ભ્રમણ કરી આખરે ક્ષણભંગુર દેહનો ત્યાગ કરેછે. દયાબ્ધિ;[1] આપે જે, સુધા,[2] તુલ્ય વચનો ઉચ્ચાર્યા તે સર્વે સત્ય છે. તન, ધન, પુત્ર, પ્રીયા, માતા, ત્રાતા, ભ્રાતા, ભગની, વિગેરે સહોદરો સ્વાર્થી છે, અથવા નાશવંત છે, એમ મને અનુભવથી સિધ્ધ થયું છે. તો હું હવે સંસારથી વિરક્ત, થવા અને ઉપસમરસનું[3] પાન કરવાની ઇચ્છા ધરાવુંછું. તે કૃપાળુ યોગેશ્વર પુર્ણ કરો.

યોગેશ્વર—ચીરંજીવી તું ધર્મિષ્ટ હે, તેરા આત્મા નિર્મળ હે. તેરે બચન સચ્ચે હેં સો તેરે બચનામૃતસેં માલુમ હોતાહે. તેરી ઇચ્છા બૈરાગ ગ્રહણ કરનેકી હે. લેકીન તું રાજ્યપુત્ર હે. અબી તેરેકુ બહોત ઉત્કૃષ્ટ કાર્યું કરનેકે હેં તો તેરે અબી ભેખ ગ્રહણ કરનેકી કુછ અગત્ય નહી હે. અબી બીસરામ લ્યો. મેં સ્નાન પુજા કરકે ફીર તુમારી હસ્તરેખાકા અવલોકન કરકે તુમારી ભ્રાન્તિકા નિવારણ કરુંગા.

ઇંદ્રસેન—કૃપાળુ જેવી આજ્ઞા! (યોગેશ્વર સ્નાન પુજા કરી રહ્યા બાદ.)

યોગેશ્વર—[ઇંદ્રસેનનો હસ્ત સ્વહસ્તે ગ્રહી] દિર્ઘાયુષ્યમાન પુત્ર અબ મેં તેરી હસ્તરેખાકા અવલોકન કરતા હું. જેસા તેરે ભાગ્ય મેં બિધિ અંક પડા હે તેસાહિ મેં તેરેકું સુનાતા હું. સો એકાગ્ર ચિત્તસેં શ્રવણ કર.

ઇંદ્રસેન—પરમકૃપાળુ આપના ઉચરેલા દરેક શબ્દો હું બરાબર રીતે શ્રવણ કરીશ.

યોગેશ્વર—મહાનકુમાર અહરનિશ અર્કોદયમેં[4] ચાચકકું, ઇચ્છીત દેના, ઓર શ્રી વિશ્વેશ્વરી કે ધ્યાનમેં તત્પર રહેના સો નિયમ આપકે હોના ચઇએ.

ઇંદ્રસેન—હાજી તે સત્ય છે.

યોગેશ્વર—યુવરાજ તુમારી ઉમ્મરઇસવખ્ત ૧૬ બર્સકિ હોયગી. તુમારે બ્યતિત હુવે બર્સ આનંદમે નીર્ગમન હુવે લેકિન અબ તુમારે ભાગ્યમેં ખટબર્સ,[5] ખટમાસ, ખટદીન, ઓર ખટઘડીકા એક

૧ દયાનાસાગર. ૨ અમૃત. ૩ વૈરાગ રસનું. ૪ સુર્યોદય. ૫ છ વર્ષ.

બડા કઠીનગ્રહ આયા હે. ઉસેં તુમકું મહાભીકઠ કષ્ટ હોગા. ઉસ પ્રકારમેં સંક્ષેપમેં બ્યાન કરતા હું, જો રાજ્ય સુખ તજાવે; ઓ મિત્રસેં બીયોગ કરાવે, શત્રુમેં ફસાવે, દેહ દુખસે પીડાવે, બહોત દેશ ફીરાવે, ઓર બિબિધ પ્રકારસેં તુમકું ઉપદ્રવ હોવીંગે સો સત્ય હે.

ઇંદ્રિસેન—[નિરાશવૃત્તિએ] કલ્પતરૂસમ ઇચ્છીત ફળ દેનાર મહાન યોગેશ્વર કષ્ટના દીવસ સુલભ રીતે વ્યતિત થાય તેવો કંઈ સન્માર્ગ બતાવો.

યોગેશ્વર—બેટા, ઉદ્વેગ[1] કરને જેસા નહી હે. તુમારે કષ્ટકે દીન સહેજમેં બીત જાયગેં તુમ નિશ્ચિંત રહો. યે ગ્રહ બીત જાયગા બાદ તુમ પ્રતાપી, બીજયી હોગા. ઓર તેરા વિજયધ્વજ દશે દીશામે હોગા, પરન્તુ નિરંતર ઇશ્વિર ભક્તિમેં આરૂઢ રહેના.

ઇંદ્રિસેન—કૃપાળુ તે હું જન્મ પર્યંત ચુકીશ નહી. પરન્તુ હવે અત્યારે સેવકને કંઇ શુભમાર્ગ દેખાડો.

યોગેશ્વર—[કંઇ વિચારી] બચ્ચા? પુર્વ દીશા તરફ ગમન કરો. સો તુમકું લાભકારી હે.

ઇંદ્રિસેન—જેવી આજ્ઞા ! (નમન કરી તે દીશા તરફ પ્રયાણ કરેછે.)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ પદ્મમાવતીનો મનોરંજક ઉપવન.[2]

પાત્ર પદમાવતી અને તેની સખીઓ પાછળથી વિશયજટી વિધ્યાધર.

પદમાવતી—( નિરાશવૃત્તિએ ) સાહેલીઓ આ અવનિમાં મારા તુલ્ય કર્મહીણ, અન્ય જન હશે નહી. મેં પુર્વે અપુર્વ અઘોર કૃત્ય કર્યા હશે. કોઇનાં ઘર ભગાવ્યાં હશે. જનેતાઓથી બાળકોને વિછોડયાં હશે. અનાચારી, દુરાચારી વ્યભિચારીઓને તેમના અધમ કૃત્યમાં પ્રવર્તવા અનુમોદના યા ઉત્તેજન દીધાં હશે. અર્થાત સત્યપર પ્રીતી નહી ધરી હોય, જેથી આ ભવે પિતાજીએ સાચ્ચાપતિ ત્યાગી કૃત્રિમ[3]પતિ વરવા આજ્ઞા કરી પણ એ કેમ થાય ? જેમ હંસ, ક્ષુધાથી, પીડિત છતાં પણ મોતી સિવાય અન્ય ભક્ષણ કરે નહી તેમ હું પણ પ્રાણ રહીત થાઉં છતાં અન્યને વરૂં નહી, હાય? મારા કૃરકર્મનો ક્ષય[4] કયારે થશે? વિધિ કયારે અનુકુળ થશે? વાલમ કયારે મળશે? અને

૧ ચીન્તા. ૨ બગીચો. ૩ ખોટા. ૪ નાશ

અબળાના વિરહ ક્યારે ટળશે? અરેરે શું હું જન્મ પર્યંત વાલમ ના વિરહજ વેઠીશ?　　　　(રડી જાય છે)

**કુસુમાવળી**—પ્રીય સખી હરવખત અશ્રૂપાત અને ઉદાસી સિવાય તને કશું નથી સુજતું કે શું? તું સકળ ગુણ યૂક્તછે કલેશ દુઃખમાં વૃધિ કર્તા છે, અને ધૈર્ય દુઃખ કમી કર્તા છે, તે તું જાણે છે તો ધૈર્યધરી શ્રીહરીથી સ્વચિત જોડ તો શ્રીઉમાકાન્ત[1] કાલે તારા દુઃખનું વિદારણ કરી સર્વત્ર રીતે આનંદઘન,[2] વરસાવશે.

**ચંદ્રપ્રભા**—કુસુમાવળી? પદ્માવતી હઠનો ત્યાગ કરે તો હમણાંજ આનંદ ઉભરાઇ રહે, માતા પિતા સ્વયંવર રચાવવા વિનવે છે તો પદ્માવતીએ તેનો ના શા અર્થે કહેવો જોઇએ.

**પદ્માવતી**—ઘેલી, વર્યા પછી કોઇના સ્વયંવર રચાયા છે.

**ચંદ્રપ્રભા**—એ તો તું વરી. કહેવત છે કે મનમાં વર્યા અને મનમાં રાંડયાં તેમાં શું વળ્યું. માતા પિતાની અવજ્ઞા કરવી તે તને યોગ નથી. માટે સ્વયંવરનો હા કહે, જો નળરૂપ બાહુકની પરીક્ષા અર્થે સતિ દમીયંતીએ ફરી સ્વયંવર રચાવ્યો હતો કે નહી? તેમ તું પતિની શોધ અર્થે સ્વયંવર તો રચાવ. વિધિ, અનુકુળ હશે તો તારી મનોકામના ફળીભુત થશે.

**પદ્માવતી**—નહી તો પછી.

**ચંદ્રપ્રભા**—સ્વપ્ન તુલ્ય ધારેલ સ્વામિને ચિતથી વિસારી અન્ય મનમોહન સાથે વરવું.

**પદ્માવતી**—પુર્વેનોઅર્ક[3] પશ્ચિમે પ્રકાશે તોય તે ચીત ચોટયા ચિતમાંથી ના વિસરે.

**પદ્માવતી**—ચિત ચોટયા, એ કુમાર. (૨)

જે દિન મુજને, સરીતા[4] તીરે, બચાવીતી નિરધાર.
હૈયાહાર, તે કુમાર, નો ઉપકાર, નહી ભુલનાર. ચિત.
દિન દયાળુ પરમ કૃપાળુ, સુણી દાસી પોકાર;
એ ભરથાર, ને આનાર, જગદાધાર મેળવ સાર. ચિત.

**સુનંદા**—એતો ચોટયા હવે ચીતમાં તમારા, ચીતમાં ચોટયા હોય તેને ઉખેડી નાંખો. અને હવે ઇચ્છી વર વરો. જેથી જન્મ વિફળ ન થતાં સફળ થાય.

---

૧ મહાદેવ. ૨ આનંદના વરસાદ. ૩ સુર્ય. ૪ નદી.

**પદ્માવતી**—કદી નહી.

**શાદૂર્લવિક્રિડિત છંદ.**

રદુંખું પ્રિય મૂરતિ હરઘડી, ચોટીજ જે મનમાં;
તેતો કેમ ભુલાય હાય સખિરી, ચેતન જે તનમાં.
શોધાવિ ગિરિ.[1] રાન વિદેશ ઠામે, નક્કી પતી એ વરૂં;
મળશે જો એ કંથ તોતો વરવું, નહી તો હું નિશ્ચે મરૂં.

**પદ્માવતી**—સાહેલીઓ તમો સરવે મારા તુલ્ય સર્વજ્ઞ છો. જેથી તમોને વધુ શું વિનવું, જેમ પ્રભાસ્કર[2] અભ્રમા[3] ગુપ્ત રહેતો નથી, તેમ મારા પ્રરાક્રમી પ્રાણેશ કંઇ અજાણ્યા રહેવાના નથી, આ નિશ્ચે છે. જ્યાં હશે ત્યાંથી હું તેમનો પતો મેળવીશ અને તેમને વરીશ, લક્ષ વાતે અવરને, વરનાર નથી. માટે તે વિશે તમારે હવે ફીકર કરવી નહી.

**સુનંદા**—બહુ સારૂં.

**પદ્માવતી**—બહુ સારૂં શું. શ્રવણ કર, સતિ ફક્ત પતિની ભક્તિથી સદ્દગતિ પામી શકે છે, પ્રાણી માત્રને સંસાર રૂપ સમુદ્ર તરવા માટે જેમ ધર્મ રૂપ નાવઅગ્રેશ્વર છે, તેમ સ્રીને ભવ રૂપ સમુદ્ર તરવાને અર્થાત સદ્દગતિ પામવાને પતિ રૂપ નાવ સિવાય આ સંસારમાં અન્ય સાધન નથી. માટે ગમે તેમ થાય, સ્થળ જળમય થાય, જળમય સ્થળમય થાય, મેરૂ તૃણ તુલ્ય થાય, વન્હિ[4] જો શીતળ થાય, વાયુ સોસાઇ જાય. અર્થાત્ આ ક્ષણભંગુર દેહ ચિરાઇ જાય, તોપણ મન માન્યા મોહન સિવાય હું અન્યને સ્પર્શ સ્વપ્ને પણ કરનાર નથી. શીળવંતી સ્રીઓને પતિ અને પ્રભુ, એ એકજ હોય છે. જેમાંથી એકની ગાંઢ.[5] ભક્તિથી સતિને મુક્તિ પ્રાપ્ત થાય છે. વળી જે ખરેખરી ભાગ્ય હીન વૃત્તિ કરી તે એક ભવમાં ઉભય[6] ભવ કરશે. પતિ રૂપ પ્રભુની અવજ્ઞા કરનાર નઠોર સ્રીઓને સહસ્રવાર[7] ધીક્કાર હોજો. તેવી દુરાચારી નારીઓ જગતના અવર વિષયો, અર્થાત વ્યભીચાર રૂપ વિષ્ટાનું પાન કરી પતિ રૂપ અમૃતનો અનાદર કરે છે તેવી કુળ કલંકિની સંસારમાં કુતરી સમ રખડી આખરે અધમ.[8] ગતિ પામે છે. માટે

૧ પરવત, ૨ સુર્ય, ૩ વાદળામાં, ૪ અગ્ની, ૫ મજબુત, ૬ બે, ૭ સોવાર, કુતરી, ૮ નીચ.

વાલી એનો તમો પ્રાણ રહીત થતાં સુધી પણ તમારૂં પ્યારૂં પતિ વૃત તજશો નહી. તો જેના પ્રભાવે તમો નિશ્ચે સુખ અને સદ્ગતિ પામશો. દેખો શીળવૃતનો પ્રભાવ કેવો મોટો અને સુખદાઇ છે.

**બંનઝારો—તું સાંભળ સૈયર મારી (એરાગ)**

**પદ્માવતી**—રાખો શીયળ અખંડીત નારી, જેથી થાશે મંગળકારી.
દેખો પંચાળિ[1] પતિવૃતા નારી, જેને સંકટમાં તારી.
ચીર પુર્યાં ક્રષ્ન મોરારી......................રાખો
વળી જનક સુતા સિતા નારી, તેણે કષ્ટ સહ્યાં શીરભારી.
જેને આંચ ન આવી લગારી..............રાખો
મહા શીયળ પ્રભાવછે મોટો, શીયળ વન્તિને કાંઇ ન ટોટો.
ગુણસુંદરી લ્યોને વીચારી..................રાખો
વિર પુરૂષને જેવી કટાર, તેવું વૃતજ નારીને સાર.
મહા વિઘ્નથી લીએ ઉગારી..................રાખો
પતિવૃતાને વિઘ્ન જે આવે, તેતો સહેજે દુરજ થાવે.
આવી દેવો કરે સ્હાયકારી..................રાખો

**કુસુમાવળી**—પતિવૃતા તારી ગાઢ ટેકને ધન્ય છે, તું શુદ્ધ સુવર્ણ છે, જેથી હવે તને વૃતથી ચળાવવા યત્ન ન કરતાં હું તન મનથી આશીષ વચન આપું છું કે તુર્ત તારા મન માન્યા મોહન મળો. અને વાલમ વિયોગનું દુઃખ ટળો. તથાસ્તુ.

**ચંદ્રપ્રભા**—કુસુમાવળી તારી જીભને ગોળ તારા વચનો ફળો.

**સુનંદા**—લ્યો હવે જરા રમત ગમત કરીએ તો સારૂં.

**ચંદ્રપ્રભા**—જરાચલૂ વિકાશી (નરખોતો આ વર્ષારૂતુમાં સર્વ સ્થળે રમત ગમત છવાઇ રહી છે. વ્યોમમાં[2] જો ? વિધ્યુતદેવી સોળે શણગાર ~~[illegible]~~ સાથે પ્રેમમાં કેવાં લોલુપ થઇ રહ્યાં છે. અને તે દંપતીના સંયોગથી હર્ષનાં આંસુ રૂપ વારી દનાં ઝરણ, મોતી સમ અવનિપર[3] ઝરી રહ્યાં છે. તેથી ભૂતલમાં,[4] ઘનના પ્રેમી અર્થાત તેના ગુણ ગજાવનાર મયૂર, દાદુર, કોકીલ, બપૈયા વિગેરે પક્ષીઓ પ્રેમપ્રેમ કલોહલ કરી તે પ્રેમી વારીંદુનું પાન કરી રહ્યાં છે. વળી વિવિધ પ્રકારનાં દ્રૂમો,[5] પ્રફુલ્લીત પણે તેમની સુવાસ

1 દ્રૌપતિ, ૨ આકાશમાં, ૩ પૃથ્વી ઊપર. ૪ દુનીયામાં, ૫ ઝાડો,

મંદમંદ શિશિર સાથે સ્ફુરાવતાં,[1] ધરાને કેવી રળીયાત કરી રહ્યાં છે. વાહ, વાહ, આવું નિરખતાં કોનુ ચિત્ત પ્રફુલીત ન થાય? અર્થાત્ સર્વેનું થાય. વળી જાઇ, જુઇ, મોગરો કેવાં ખીલી રહ્યાં છે. તેમાં પણ બટ મોગરાની તો શી વાત. જેપર પ્રેમી મધુકરો[2] તેના સ્વાદિષ્ટ મારકંદનું પાન કરવામાં કેવા તલ્લીન થઇ રહ્યા છે.

**સુનંદા**—વાહ તેની શી વાત? લાવ તેમાંથી એક હાર પદ્માવતીને ગુંથી આપું.

**પદ્માવતી**—સુનંદા તેનાથી શું થશે ?

**સુનંદા**—જેનાથી તારી વિરહાગ્નિ શાન્ત થશે.

**પદ્માવતી**—સુનંદા સ્વામિની વિરહ વન્હિ અનંત ઉપાયોએ શાન્તિ પામેજ નહી. કદાપિ શીતળ તુલ્ય શરદઈંદુનું,[3] સેવન કરૂં. તેમ ચંદન અગર મલીઆગીરી આદિ શીતવસ્તુઓનું અંગ વિલેપન કરૂં. કાંતો ઠંડી લીલી મણીઓનો હાર કંઠે ધરૂં તોયતે વિરહ વન્હિ શાન્તતા પામે તેમ નથી. ત્યારે નવાં તાજા કુસુમોમાં શું વિશેષતા રહેલી છે?

**સુનંદા**—વિશેષતાતો કંઇ નથી. ત્યારે તેમાં ઘટતાપણું શું છે? શું કુમારીકાઓ કુસુમનાહાર નહી પહેરતી હોય, સાહેલી પુષ્પ બાગનું સેવન કર્યાથી કાંઇ કાન્ત[4]ના વિરહમાં વૃદ્ધિ થતી નથી. વાલમનો વિરહ જે દીવસ ટળવાનો હશે. તે કોઇ મિથ્યા કરી શકે તેમ નથી. હું અતિ ઉત્કંઠા પુર્વક જે માળા લાવું તે શુદ્ધ ચિત્તે ગ્રહણ કરવામાં તને કંઇ દોષ નથી. માટે જો તું કહેતો લાવું. નહી તો હું પણ નહી લઉં. ( નારાજ થઇ જાય છે )

**પદ્માવતી**—[ તેને નારાજ નિરખી ] ભલે લાવ. ( તે જાય છે. તેની સાથે બીજી સખીઓ પણ કુસુમ વિણવા જાય છે. દુરતે જાય છે એટલે પદ્માવતી ઉભી થઇ નજીકમાં ટેલે છે. એટલામાં વિશયજટી વિદ્યાધર પ્રવેશ કરી પદ્માવતીને અવલોકી ઝંખવાઇ ( સ્વગત )

**શું રે થયું બેન શુરેથયું? આપણી આ સાકુકીને શું રે થયું?(એ રાહ)**

**વીશયજટી**—કેવું રતન વાહ કેવું રતન, ભાગ્યથી મળ્યું અહો કેવું રતન? કે.
સચી[5] સુરાંગના[6], એનાથી લાજે, લોભાવે મુનીવર કેરાંએ મન, કે.

---

૧ ફેલાવતાં, ૨ ભમરા. ૩ ચંદ્રનું, ૪ પતી, ૫ ઇંદ્રાણી, ૬ દેવાંગ્રા,

કોમળ અંગની, ગુલાબી રંગની, વદનતો[5] જાણે પુનમચંદ કે.
મત્યુજ લોકની, ચિજ સુંદર આ, રાજી થશે જોઇ મારા રાજન કે.
ચાલ બગલમાં, મારીને એને, કરતો જતન હું ઉડું ગગન કે.

**વિશંચજટી**—શું અવનીપર, પણ આવાં અમુલ્ય રત્નો પડયાં છે! જેવાં રત્ન મારા વિધ્યાધરના નૃપતિના ભુવનમાં પણ નથી, હું સૃષ્ટીમાં આવ્યો તેનું સાર્થક શું? તેનું સાર્થક એજ કે આ અમુલ્ય રત્નને લઇ જઈ મહારાજાને ભેટ આપું. જેથી તેઓ મારા પર અધિક પ્રસન્ન થશે, (જરા થોભી), પણ અત્યારે તેને કયાં લઇ જવી? (વિચારી) હા ઠીક યાદ આવ્યું, આજે તેને મારા પરવત ભુવનમાં કેદ કરી. મહારાજાનું કાર્ય કરી આવી વળતાં તેને લઇ જઇશ, વખત જાય છે માટે ચાલ ઉપાડી જાઉં.

(એમ કહી પદ્માવતીને ઉપાડી આકાશ માર્ગે ગમન કરે છે)

(થોડી વારે સુનંદા પુષ્પહાર તૈયાર કરી આવે છે, અને આં પદ્માવતીને ન નિરખવાથી)

**સુનંદા**—(ગાભરી બની) હાય! સખી કયાં ગઇ? (કુસુમાવળી સમીપ જઈ) કુસુમાવળી! પદ્માવતી દીઠી?

**કુસુમાવળી**—ના તે ત્યાંજ હતીને.

**સુનંદા**—અરે ત્યાં તો કોઈ નથી.

**કુસુમાવળી**—(આશ્ચર્ય પામી) શું ત્યાં નથી. ત્યારે હાય પ્યારી સખી કયાં ગઇ? જુવો? જુવો? આટલામાંજ હશે. (સરવે આસ પાસ જોવા મંડી પડે છે, આખરે પદમાવતી ન જડવાથી નિરાશ થઇ પાછી આવી,

**મરશીઓ. હાય કેમ આ સહેશે ઉજેની રંડાપો (એ રાહ)**

હાય હાયરે કયાં ગઇ પદમા પ્રાણ પ્યારી, ક્ષણ પેલાં જે ફરતી
ફુલ ક્યારીરે. હાય.

શોધી થાક્યાં અરે સહુ ઠામ, સખી મળી ના કોઇ મુકામ;
હવે હારી ગયાં સહુ હામરે. • હાય હાયરે.
કોણ મારી ગયું એની ધાપ, હાય પ્રગટયાં અમારાં પુર્ણ પાપ;
દઇશું અરેરે ત્યાં શો જબાપરે? હાય હાયરે.
કેમ કોપ્યા આજે કિરતાર, વિરહ કરાવ્યો સખીનો સાર;

---

5 મુખતો.

કીધાં અરે સરવને લાચારરે. હાય હાયરે.
ચાલો કહીએં જઇ રાજદ્વારે, ત્યાં ચડશે સખીની કોઈ વારે;
કરશે શ્રમ સફળ કીરતારરે. હાય હાયરે.
( સરવે રડતી કળકળતી રાજદ્વાર તરફ જાય છે. )

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ એક વન.

પાત્ર ઇંદ્રસેન પછી એક દ્વિજ.[1]

( ઈંદ્રસેન તે વનમાં પ્રવેશ કરે છે. ત્યાં રાત્રી થવાથી. )

**ઇંદ્રસેન**—હવે અહીંજ આરામ લેવો ઠીક છે. નિશા[2] સમયે વિશેષ પ્રયાણ કરવું ઊચિત્ત નથી ક્ષુધા,[3] તેમજ તૃષા પણ શરીરપર તેમની સખ્ત સત્તા બેસારી રહ્યાં છે. તેમ નિદ્રાદેવી પ્રસન્ન થવાને પણ વિશેષ અવેરી[4] નથી.

( તેમ કહી એક વૃક્ષ નજીક શયનાર્થે બીછાનું કરી તેપર સ્વસ્થપણે બેસે છે.

**ઇંદ્રસેન**—હે ભક્તવત્સલ જગદિશ્વરા મારી શી ગતિ થશે ?

### આશાગોડી.

શી ગતિ થાશેજ મારી, ત્રિપુરારી, શી ગતિ થાશેજ મારી.
પૂરવ ભવમાં, શા દુષ્કર્મો,[5] કીધાં હશે બારી બારી. ત્રિપુરારી.
રમતો હતો જે, રાજભુવને, તે થઇ રખડે ભીખારી. ત્રિપુરારી.
જમતો હતો જે, મિષ્ટાન મેવા, ટળવળે તે વિણુ વારી.[6] ત્રિપુરારી.
સુતો હતો જે, સેજ પલંગે, તેની પથરે પથારી. ત્રિપુરારી.
કાયર દુઃખથી, કીંકર[7] તારો, ઊચરે તે લે વિચારી. ત્રિપુરારી.
નષ્ટ કરો આ કષ્ટ, કૃપાળુ, યાચું છું એજ મોરારી. ત્રિપુરારી.

( બાદ સયન કરે છે. પણ નિદ્રા આવતી નથી તેથી )

**ઇંદ્રસેન**—હા દેવ ? હું કેવો ભાગ્યહિન છું કે મારી પાસે મારા રક્ષણાર્થે મિત્રરૂપી રત્ન હતું. તે પણ ગુમ થઇ ગયું. હાય પ્રીય મિત્ર ! કેવી સ્થીતિમાં હશે ? મારો વિરહ તને શૂળરૂપ સાલી રહ્યો હશે. હાય જગતમાં વિધિ અનુકુળ સિવાય મનવાંચ્છીત વૈભવ ભોગવી શકાતો નથી નહી તો મારી સમક્ષથી મિત્રરત્ન ગુમ થાતજ નહી.

---

૧ બ્રાહ્મણ. ૨ રાત. ૩ ભુખ. ૪ વાર. ૫ પાપ. ૬ પાણી. ૭ સેવક.

(તેની તે જળોજથામાં નિદ્રાધીન થાય છે. બાદ ઘણીવારે પ્રાતઃસમય થવાથી પક્ષીઓ મધુર ગાનનો કલોહલ કરી મુકે છે તેથી જાગૃત થઇ.)

ઇંદ્રસેન—હાય કેમ કરી શયનમાંથી બેઠો થાઉં અતિ ક્ષુધાથી, ઉદર[1] ચોટી ગયું છે. તૃષાથી કંઠ સુકાઇ ગયો છે. તેમ શ્રમથી હાથપગ વિગેરે અવયવો જડતુલ્ય બની ગયા છે. અરે આ મારી શી દશા? (પરાણે શયનમાંથી ઊભો થઇ, દીવાકરના,[3] દર્શન કરી જળની શોધ કરવા આગળ પ્રયાણ કરે છે. તેવામાં એક આમ્ર વૃક્ષ નિચેથી ત્રણ પરીપક્વ ફળ મળે છે.)

ઇંદ્રસેન—તે લઇ હર્ષપુર્વક) જગદિશ્વરે સામુ જોયું ખરૂં.

(તે ફળને બિછાનાપર મુકી ફરી જળની શોધ અર્થે જાયછે. ત્યાં એક વાવ દેખાય છે (તેમાંથી જળ લઇ દાતણ અને સ્નાન કરી શ્રી વિશ્વેશ્વરિના ધ્યાનમાં આરૂઢ થાય છે) (થોડીવારે એક ક્ષુધાતુર દ્વિજ પ્રવેશ કરે છે.)

દ્વિજ—(ઇંદ્રને નિરખી) પરમકૃપાળુ હું અતિશય ક્ષુધાતુર છું નિશ્ચે ક્ષુધાથી મારા પ્રાણ જશે માટે કૃપા કરી કંઇ ખાવા આપો. (એમ બોલતાં ચક્કર ખાઈ જમીનપર પડે છે.

(આ નીરખી વિશ્વેશ્વરીના ધ્યાનથી મુક્ત થઇ, સત્વર પેલાં ત્રણે ફળ લાવી તે દ્વિજને આપે છે તે દ્વિજ તેને આરોગી સમચેત થઇ.)

દ્વિજ—દયાળુ તારો જય થાઓ. હવે હું રજા લેઊં છું(જાયછે.)

ઇંદ્રસેન—(ઇંદ્રસેન પાછો સ્વઆસને બીરાજે છે, ત્યારે સન્મુખ કંઇ ચકિત પદાર્થ દ્રષ્ટીગોચર થાયછે. તેથી તે તરફ જઈ તે હસ્તે ગ્રહિ)

ઇંદ્રસેન—અહોહો! આ તો અમુલ્ય વસ્તુ છે. જે દેવકૃપાથી મારા હસ્તગત થઇ છે. (બરાબર નિરખી) આતો, અલૌકિક મણી છે. (તેને ખીસામાં નાખી) ખરે આ મણીના પ્રભાવે મારી ક્ષુધા કમી થઇ અને તૃષા વધી તેનું શું કારણ? [વિચારી] લાવ ત્યારે જળપાન કરૂં. (તેમ કહી પાસેની વાવમાં જાય છે. અને પાણીને અડતાં મણીના પ્રભાવે જળ માર્ગ આપે છે. તેથી અંદર આગે પ્રવેશ કરે છે.

૧ પેટ. ૨ સુર્યનાં.

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ એક વાવમાં પન્નગ ભુવન.

( પાણીએ માર્ગ દીધાથી આ શુન્ય ભુવનમાં પ્રવેશ કરી)

**ઈંદ્રસેન**—અરે આ શુન્યભુવનમાં હું કયાં આવ્યો? આ દિ૦ મનોહર શયનગ્રહ કોનું હશે? અર્થાત્ આ પાતાળ ભુવનમાં કોણ દેવાંશી લોક વસ્તા હશે. આ એહુ'વ ઇંદ્રપુરી તુલ્ય ઇંદ્રદેવનું તો આ રમણિય ભુવન નહી હોય! જેમાં વિવિધ પ્રકારની સુવાસ પ્રસરી રહી છે. જે અંગને પ્રફુલીત કરી રહી છે. વળી નાના પ્રકારનાં શયનો. મંચ પલંગ વિગેરે કેવાં શોભાયમાન થઇ રહ્યાં છે. ખરે આ આનંદમય ગ્રહ છે. તેમાં સંશય નથી. જેમાં પલકના વિશ્રામથી મારી ક્ષુધા તૃષા આળસ સર્વે ટળી ગઇ.

ગીતિ. શુન્યભુવને આવ્યો, દિપિત કેવું ભુવન આભારી;
સ્થળો કેવાં કેવાં, રચ્યાં છે જગમાં તેમે ત્રિપુરારી.

**ઈંદ્રસેન**—( તેનુ વામ[1] અંગ ફરકવાથી ) અહો આજે મારૂં વામઅંગ, કેમ ફરકી રહ્યું છે? તે કંઇ અશુભ સુચવે છે ખરૂં શ્રીહરી જાણે શું થશે? [તેવામાં એકદમ નાગકન્યા પ્રવેશ કરેછે.]

**નાગકન્યા**—[ ઇંદ્રની સન્મુખ આવી ચકિતપણે ] અરે આ કોણ.

( ઇંદ્રસેન તેની દિવ્ય આકૃતિ નિરખી મુરછીત થાય છે )

**નાગકન્યા**--(ગાભરી બની) અરે આ શું? રનાદે; આમ આવ ( રનાદે ત્વરીત આવી )

**રનાદે**--કેમ પ્રીય સખી શું કામ છે?

**નાગકન્યા**—સાહેલી આ એક મૃત્યુ લોકનું માનવી અહી ઊભું હતું. જેમને નિરખી મુરછીત થઇ ગયું.

**રનાદે**—( તેની સમીપ જઈ, તેનું મુખારવિંદ અવલોકિ (સ્વગત) શું સખી રૂપ? રતિને વરવા પોતે પતીરૂપ કામદેવ અત્રે પધાર્યા છે. ધન્ય ઘડી ધન્ય દીવસ લાવ તેમને સચેત કરવા સુચવું ( ચાહન ) હર્ષપુર્વક સાહેલી! આ દિવ્ય પુરૂષને અમીકુપો, આણી સધ્ય સચેત કર, જે તારા મુગટમણી છે. તેઓ વિશેષ વખત આવી અવસ્થા ભોગવે તે સારૂં નહી. પીતાજીનું કહેણ વિસરી સમ

[1] ડાબું.

સ્યુ શક્તિમાંથી ગયું હશે, નહી તો આટલી અવેરી કસ્તજ નહીં; આલ ત્વરીત કર. )

નાગકન્યા—હા, શાંભર્યું પણુ તેમાં હુ શું કરૂં ? ઇશ્વરી નિયમમાં કોણુ ફેરફાર કરી શકે? એવો નિયમ છે કે દેવાંશી વર્ગને નિરખતાં મનુષ્યને સપ્તઉપદ્રવ,[1] થયા વિના રહે નહી. નહી તો તેમને આટલી વિપત પડત નહી. ( અમીકુપો આણી સચેત કરેછે.)

ઇંદ્રિસેન—(સ્વસ્થ થઇને નેત્રોવિકાશી) શું હું આ સુંદર સુવાસમાં લોલુપ્ત બની અત્રે નિદ્રાધીન થઇ ગયો હતો. ( નાગકન્યા એક બાજુએ ઊભી રહે છે. તેની સખી ઇંદ્ર નજીક આવી. )

રનાદે—આપને આવી નિદ્રા કદી ન આવશો. આપ કોણુ છો તે વિદિત કરો.

રાગ હું મેં કોમકા. (એ રાહ).

કયા નગરના રાજવી છો, કયા રાયના તંન;
શા કારણુથી આવીઆ, કહો આપ એ જન. કયા.
યથાર્થ સહુ સાચું વદીને, ભાગો હમારી ભ્રાન્ત;
અસત્ય રંચ,[2] નવદશો મુખથી, સાચું કહી કરોશાન્ત. કયા.

હે યુવતિઓ હું એક મુસાફર છું દેશાટન અર્થે નિકળેલો તે ઇશ્વરકૃપાએ અત્રે આવી પહોંચ્યોછું.

નાગકન્યા—( નજીક આવી હર્ષપુર્વક ] [ લલાટ છુપે નહી ભભુત લગાયા, ] આપનું વિશાળ[3] ભાળ[4] પ્રગટ કહી આપે છે કે આપ કોઇ રાયના તનુજછો.

ગીતિ. સત્ય વદો સહુ સાચું, જુઠ વદો તો તમને સમ મારા;
દીસો છો દેખીતા, રાય તંન તો તમો પ્રીય પ્યારા.

ઇંદ્રિસેન—હે મુગ્ધે અસત્ય વદવાનું શું પ્રયોજન છે? [સ્વગત] શું આ જગતનું સર્વ સૌંદર્ય આ કન્યાએ હરણુ કરી લીધું છે. શું એ રતિ છે. કમળા છે, કે રોયણી છે? [ ચાહન ]

ગીતિ. શ્યામા સમ જે આપો, સત્ય વદુછું હુ સરવે સાર;
વિર પિતાનો પૂત્ર, સુર્યવંશી છું ક્ષત્રી નિરધાર.

દાહરો. સુવર્ણપુરનો પાટવી, સુર્યસેનનો સુત;
ફરૂં વિદેશ વિરૂપમાં જેવો ભમતો ભુત;

---

૧ હરકત. ૨ જરા ૩ મોહું ૪ કપાળ.

**રનાદે**—[ખુશી થઈ] કુમારશ્રી આપના પધારવાથી આજે સોનાનો સુર્ય ઊગ્યો. અને મોતીનો મેહ વરસ્યો. અત્રે રાજ્યથી પણ અધિક સંપત્તિ છે. જેની ભોક્તા આ પન્નગ[1] પુત્રી છે. જે અદ્યપિ કુમારી છે, તેનું આપ પાણીગ્રહણ કરી સુખેથી વિવિધ પ્રકારના વૈભવ ભોગવો. (રનાદે ઇંદ્રસેનની ઇચ્છા દેખવાથી બંનેનો હસ્ત મેળાપ કરે છે.)

**રનાદે**—કુમારશ્રી આ મારી સખીને આજે આપને સ્વાધિન કરૂંછું. તેને આપ કિંચિત દુઃખ દેશો નહી, ઇશ્વર તમો દંપતિને અહરનિશ આનંદમાં રાખે.

**ભુજંગી છંદ.**

તમો દંપતિ સંપતિ સુખ પામો, રતિ કામના જેટલો પ્રેમ જામો;
સદા દુઃખ સહુંઈશવામો તમામો રહો સ્રષ્ટિમાં સર્વદા આપનામો.

**નાગકન્યા**—[હર્ષઘેલી બની] સ્વામી વદન કરૂંછું.

**ઈંદ્રસેન**—[મોદપુર્વક], અંબુજવદની[2] તારો શોભાયમાન ચંદ્ર વદને મને તેના પ્રકાશમાં આંજી દીધો છે. જેથી હું હવે સર્વદા તારે આધીન છું.

**રાગ.**

વારી તે મારી કટારી પ્રિયા પ્રેમની, પ્રેમની, ૨ રેમની, ૨ વારી.
અંગ મરોડને, ચક્ષુના ચાળે; પુનમચંદમુખ ખોલી ઊમંગથી. વારી.
કટિ[3] સિંહણસમ, હે નખરાળી; ઘાયલ કીધો તેં તો યૌવનરંગથી. વારી.

**નાગકન્યા**—હૈયાહાર તેતો ઇશ્વરી નિયમ છે, તે કોણ ફેરવી શકે? આજે મારા ધન્યભાગ્ય કે, આપ તુલ્ય સકળગુણ સંપન્ન રૂપના ભંડાર, સુર્યવંશી ક્ષત્રી રાજ્યકુમાર મારા મુગટમણી થયા.

**ઈંદ્રસેન**—ચપળાંગી, મારા ધન્યભાગ્ય કે સુરાંગનાને શરમાવે એવું સકળગુણયુક્ત યુવતિરત્ન મને આજે પ્રાપ્ત થયું.

**નાગકન્યા**—પ્રાણેશ આપ શ્રમીત છો માટે થોડું ભોજન કરી વિશ્રાંતિ લો તો સારૂં.

**ઈંદ્રસેન**—પ્રીયા તમારી ઇચ્છા.

(બંને ભોજન કરી વિશ્રાન્તિ લેછે.)

## બીજો અંક સમાપ્ત.

---

૧ નાગ, ૨ કમળવદની ૩ કેડ.

## અંક ૩ જાના પાત્ર.

પદ્દમાવતી...........પદ્દમાવતી નગરીના રાજા પદ્દમસેનની પુત્રી ઇંદ્રની સ્ત્રી.

ચકોરસિંહ—.......................ઇંદ્રસેનનો મિત્ર

મદનસેન..........................મોહનપુરીનો રાજા.

કુમતિ.................................તેનો પ્રધાન.

ક્રૂરસિંહ..............................તેનો શાળો.

કમળસેન..........................પદ્મપુરીનો રાજા.

ચતુરસિંહ.............................તેનો પ્રધાન.

કુલવંતિ..............તેની પુત્રી પાછળથી ઇંદ્રસેનની સ્ત્રી

વિદ્યુતપ્રભા, ચંદા }.....................કુલવંતિની સખીઓ.

વિજયાનંદ..........................તેનો રાજ્યગોર.

વિદૂષક...............................એક મશ્કરો.

નાગકન્યા..............એક નાગની પુત્રી ઇંદ્રસેનની સ્ત્રી.

રનાદે...................................તેની સખી.

ઇંદ્રસેન.....................સુવર્ણપુરનો પાટવી કુમાર.

બાદ દેશવિદેશના રાજાઓ, પ્રતિહારો, કારીગરો, વારાંગનાઓ, સ્વારો, દુત, અનુચરો, દાસીઓ, સુભટો વિગેરે વિગેરે.

~~આવતાં મુખ્ય~~ સ્થળ: પહાડીરાન, પદ્મપુરી, મોહનપુરી અને તેથી સરહદ વીગેરે.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ એક પહાડી રાન.

**પાત્ર પદ્માવતી પછી ચકોરસિંહ બાદ મોહનપુરીનો રાજા મદન સેન અને તેના સ્વારો.**

(વિશયજટી વિદ્યાધર પદમાવતીનું હરણ કરી તેને પોતાના પર્વત ભુવનમાં કેદ કરી પોતે પોતાના કાર્ય અર્થે જાય છે. ત્યાં તે ભુવનનું દ્વાર ઉઘાડું રહી જવાથી પદ્માવતી તેમાંથી નિકળી તે પર્વત નિચે ઉતરી તે પર્વતના પ્રદેશમાં એક કમળાકર[1] સમીપ બેસે છે.)

**પદ્માવતી**—હે નિરંજન નિર્વિકાર નોધારાનાઆધાર, કૃપાનિધિ કરૂણાનિધાન જગદિશ્વરા મેં પુર્વે શાં પાપ કીધાં હશે કે જેથી આભવે દુઃખ પર દુઃખ દ્રષ્ટિ ગોચર થાય છે. હાય હું કેવી કર્મહીણ છું કે જેથી મારે સર્વ વાતે વિધિ પ્રતિકુળ,[2] થઇ ગઈ છે. અરેરે તેઓ કયાં? અને હું કયાં? વળી રાજ્ય વિલાસ કયાં? અને આ પહાડીરાનનાં વિકટ કષ્ટ કયાં? ખરે માતા પિતા સ્વામ સજની ઓ વિગેરે સ્નેહીઓનો વિરહ આકષ્ટ સમયે મને કારીકટારી તુલ્ય થઇ પડયો છે. શ્રી હરી સ્વામિનો સમાગમ કયારે થશે હું તેમને કયારે મળીશ?

**મેવાડો—મારી નિર્મળ પ્રાણની પ્યારીને. (એ રાહ)**

**પદ્માવતી**—મારા પ્રાણથી પ્રાણપ્યારને; હું આસાંગુ રેઢો કપે.

કીધાં પાપો પુર્વમાં, વેઠું કંથ વિયોગ.
રાજકુળે જન્મિ રાને રખડું; કેવારે કર્મ સંજોગ,
દુખદ આ દીવસ હરી, ટળશેજ કયારે. મારા
વારી[3] વિનાની માછલી; નહીજ જીવે જેમ,
એમ ધારી દુઃખ ટાળો દુહિતાનું, શ્રીહરી આણી રે'મ.
મેળવોને દંપતિ તુર્ત વિયોગજ ટાળી. મારા

---

૧ તળાવ. ૨ ઉલટી. ૩ પાણી.

**પદ્માવતી**—હે જગત પ્રતિપાળ આદીનબાળની તું રક્ષા કરજે હું નિરાધાર તેમ પતિ વિનાની વૈભવથી ભ્રષ્ટ થએલી અબળા છું. મારે અન્ય[1] આધાર નથી તું નોધારાનો આધાર છે માટે હું તારી પ્રાર્થના કરી યાચું છું કે તું આ સમયમાં મારી લજ્યા રાખજે, મદન રૂપ[2] લુટારાઓથી આ ભવઅરણ્યમાં શીળરૂપ સુવર્ણને બચાવી દાસીને ભવસમુદ્રથી પાર ઉતારજે.

forced metaphors

## આશાગોડી.

**પદ્માવતી**—ભવનિધિ[3] પાર ઉતારો, કૃપાસિંધું[4] ભવનિધિ પાર ઉતારો.
દીનદયાળુ, કૃપા કરીને, દુઃખ સુતાના વિદારો. કૃપાસિંધું.
આ અવનીમાં, એકજ મારે, હરીહર[5] આધાર તારો. કૃપાસિંધું.
નાથ વિયોગી, થઇને ફરૂછું, ઉચકી પાપનો ભારો. કૃપાસિંધું.
ક્યારેરે મળશે, સ્યામ સલુણા, ટળશે વિરહ દુઃખ વારો. કૃપાસિંધું.
જળ વિણ મીન[6], ઘંન[7] વીણ મોર, ટળવળે જેમ વિચારો કૃપાસિંધું.
તેવીજ રીતે, કાન્ત[8] વિનાતો, નિત્ય ઝુરૂં ઇશ ધારો. કૃપાસિંધું.
શીળ મારાને, સાચવવાની, સુતાની વિનતિ સ્વિકારો. કૃપાસિંધું.
(છબી હસ્તે ગ્રહિ)મુજ પતિની, રક્ષા કરીને, દંપતિ[9] દુઃખ નિવારો. કૃપાસિંધું.

**પદ્માવતી**—(ઇંદ્રસેનની આકૃતિ દ્રષ્ટિ ગોચરઆણી) હૈયાના હાર પ્રાણજીવણ હું આપની મનહર મૂર્તિનું શાક્ષાત ક્યારે અવલોકન કરીશ? હે પ્રીયતમ આપના વિના મને દશે દિશાઓ તિમિતામય[10] ભાસે છે. હાય કશું સુજતું નથી? હું શું કરૂં? ક્યાં દરૂં? કે મરૂં, નક્કી ચક્ષુ વિલાસી[11] દીલદાર ભરથારનો વિરહ વેઠયા કરતાં મરણનુંજ શરણ સર્વોતમછે, પતિરૂપ દ્રુમ[12] વિના નારી રૂપવેલી નિશ્ચે નિરાધાર ગણાય છે. જેમ વૃક્ષના આધાર વિના વેલી નિરભયતાથી વૃદ્ધિ ન પામતાં જડતુલ્ય બની જાય છે તેમ કાન્ત વિનાની કાન્તા વાલમ વિરહમાં કૃશ થઇ મરણસમ ગણાય છે.

(તેવામાં કોઇ મનુષ્યને તે તરફ આવતું જાણી.)

**પદ્માવતી**—અરે અહી કોણ પ્રવેશ કરે છે કોઇ દુષ્ટજન હોતો આ અબળાની કોણ રક્ષા કરશે? (વીચારી) માટે લાવ કોઇ

૧ બીજો. ૨ કામદેવરૂપ. ૩ ભવરૂપ સમુદ્ર. ૪ કૃપાના સમુદ્ર ૫ પરમેશ્વર. ૬ માછલી. ૭ વરસાદ ૮ પતિ. ૯ સ્ત્રી પુરૂષ, ૧૦ અંધારી. ૧૧ નેત્ર વિલાસી. ૧૨ ઝાડ.

ગુપ્ત સ્થળે સંતાઇ જાઉં.

(એમ કહી કમળાકર[1] તરફ જાય છે કમળાકરમાં પ્રવેશ કરે છે. તેટલામાં ચકોરસિંહ પ્રવેશ કરે છે.

**ચકોરસિંહ**—(પદ્માવતીને જળમાં પ્રવેશ કરતી જોઇ) હે મુગ્ધા તું જળમાં શા અર્થે પ્રવેશે કરેછે? તું કોણ છે? જળદેવી છે? વિદ્યાધરી છે? કે પિશાચ જાતિ અર્થાત દેવાંગ્ના કે મનુષ્ય જાતી છે જે હોય તે યથાર્થ નિશ્ચિત ચિત્તે નિવેદન કર.

**પદ્માવતી**—( કમળાકરના કીનારા સમીપ થોભી) ભ્રાતા આપ કોણ છો ? તે શ્રવણ કર્યા પછી હું મારી સવિસ્તર બીના આપને વિદિત કરીશ.

**ચકોરસિંહ**—ભગની[2] તું મારા વિશે કિંચિત સંદેહ આણીશ નહી, હું પ્રખ્યાત સુવર્ણપુરીના સુર્યસેનજી મહારાજના સચિવનો ચકોર સિંહ નામનો પુત્રછું તું નિર્ભય રહી હવે તારી હકીકત નિવેદન કર.

**પદ્માવતી**—( ચકોરસિંહ સમીપ આવી)( સ્વગત ) શું આ સજ્જન સુવર્ણપુરીના છે તો તે નિશ્ચે પ્રિય પ્રીયતમની ભાળ આપશે. (ચાહન) બંધુ આપ સુવર્ણપુરીના છો. ત્યારે સુવર્ણપુરીના પ્રતાપી પાટવી કુમારને પિછાનતા હશો ખરા ?

**ચકોરસિંહ**—(મિત્રનું નામ કર્ણગોચર[3] થવાથી હર્ષિત થઇ) હે યુવતિ[4] તેતો મારા પ્રીય પરમસ્નેહી મિત્રછે. સબબસર સ્વભૂમિથી અમો સંગાથેજ નિકળ્યા હતા. તે ક્રૂરદેવે વિખુટા કર્યા હાય પ્રાંણથી અધિક પરમસ્નેહિ મિત્ર કયાં હશે? (દીલગીર થઇ અટકી જાયછે.) વળી બેની તમો કોણ છો? તે સત્વર કહો હું હવે ધૈર્ય ધરી શકતો નથી (તેવામાં મોહન પુરીનો રાજા મદનસેન તેના સ્વારો સાથે ત્યાં પ્રવેશ કરે છે. ત્યાં પદ્માવતીને અવલોકી[5] તેનાપર મોહીત થઈ (સ્વગત).

**મદનસેન**— **હરીગીત.**

ચોરી રહી ચિત માહરૂ, મુગ્ધા[5], નુવોઢા,[6] એ પરી;
ઉમા[7] રંમા[8] કે ઉર્વશી રંભા હશે એ તો ખરી. ચોરી.
વારાંગના[9] સમ રૂપમાં, મુખ શશી[10] સમું છે જેહનું;
લાવણ્ય નિરખી પ્રેમદાનું ભાન ભુલું દેહનું. ચોરી.

---

૧ તળાવ. ૨ બેન. ૩ કાને. ૪ સ્ત્રી. ૫ ઘેલી, ૬ તરૂણ ૭ પારવતી ૮ કશ્યની સ્ત્રી ૯ દેવાંગ્ના, ૧૦ ચંદ્ર,

સચિની[1] સમા, લલના[2] ખરે એ, વશી રહી છે મનમાં;
કો, પદમની, કે નાગકન્યા, આવી રહી શું વનમાં ! ચોરી.

આવી મળે એ રત્ન તો જન્મ સફળ મારો ગણું;
કરી હરણ તારૂણી તણું પ્રિતેથી હું પ્યારો બનું. ચોરી.

મદનસેન—[ અશ્વથી નીચે ઊતરી પદ્માવતી સમીપ જાય ] અહો શું આ કમળવદની કામદેવનો તિરસ્કાર કરીનેજ ત્રિલોકથી ભુમંડળપર નહી આવી હોય ? જેણે જગતનું સર્વ, સૌંદર્ય[3] હરણ કરી લીધું છે. જેના ચરણકમળની, રક્તતા[4] તથા શોભા સત-પત્રોને,[5] પણ લજ્યાયમાન કરે છે. વળી, કુરંગાક્ષીના,[6] વિશાળ[7] દ્રગો[8] આ વનના સર્વે કુરંગોને,[9] લજ્યાસ્પદ બનાવી મારી તરફ અવલોકિ મારા નેત્રો સાથે, લોહચુંબકસમ, સ્નેહાકર્ષણ કરી રહી છે. [ચાહન] હે, સ્ફાટિકવદનિ[10] ચંદ્રવદના[11] તું કોણ છે ? આવી ઉત્તમ દેહધારી છતાં આ વિકટ રાનના વિકટ કષ્ટ કેમ વેઠે છે તે સત્વર નિવેદન કર હું આ ભૂમિનો અધિપતિ છુ.

પદ્માવતી—ભ્રાતા હું એક દુઃખીત અબળાછું.

મદનસેન—હે કૃશાંગી,[12] તું દીવ્ય,[13] પ્રાસાદને,[14] દીપાવવા યોગ્ય છે, માટે સત્વર મારી સાથે ચાલ. અને વિવિધ પ્રકારના વૈ-ભવનો તારી ઇચ્છાનુસારે ઊપભોગ કર, તું આ રાનમાં રહેવા યોગ્ય નથી.

પદ્માવતી—(નમ્રતાથી) ભ્રાતા આપ મહાન પુરૂષને આવાં દુષ્ટ વચનો ઊચરવાં તે યોગ્ય નથી. હું એક પતિવૃતા સ્ત્રીછું. પતિ સિવાય અન્યને ચાહાતી નથી માટે કૃપા કરી ફરીથી આવા નિચ વચનો ઊચરશો નહી, એવી મારી પ્રાર્થના છે.

મદનસેન—હે, મુગ્ધે,[15] સુકુમારી ! હસ્તે ચડેલ અમુલ્ય રત્નને કોણ મુર્ખ ગુમાવી દેશે, અર્થાત્ નહીજ ગુમાવે હું કોટીયત્ને પણ તેને મુકી જવાશ નહી. ગીતી

મૃગ નયની માનુની, નમન બાણુથી મને ઘરા ઢાળ્યો;
યૌવનવંતિ પુરી, તુજ કાન્તિએ આંક આડો વાળ્યો;
અધરામૃત,[16] તુજ પીવા, ચાહું ચિતથી નિત્ય રસીક પ્યારી.

---

૧ ઇંદ્રાણીની, ૨ સ્ત્રી, ૩ રૂપ, ૪ રાતાશ ૫ કમળોને ૬ મૃગાક્ષીના, ૭ મોટાં, ૮ આંખો, ૯ હરણોને ૧૦ એક જાતનો સુવાળો પથ્થર છે ૧૧ ચંદ્ર જેવા મુખવાળી, ૧૨ કોમળ અંગવાળી ૧૩ શોભીતું, ૧૪ મહેલ, ૧૫ ઘેલી ૧૬ હોઠનો રસ.

માટે હે દેવાંશી, ઇચ્છા પુર્ણ કર પ્રેમ ધરી મારી.

**પદ્માવતી**—હે જન તું રાય હો કે રંક હો તેની મને કશી દરકાર નથી, છતા હું વારંવાર વિનવી વિજ્ઞાપ્ના કરૂંછું કે તું આવા કઠોર વચનો ફરી ઉચ્ચારીશ નહી.

**મદનસેન**—દક્ષણી લાવણી કાન્તા કેમ થશે. (એ રાહ)

મૃગાક્ષિ,[1] માહરૂં, વેણ મન પ્રમાણીરે;
ધરતું પ્યાર, કરી વિચાર, દીલદાર, હૈયા હાર, પુર્ણ પ્રેમી જાણીરે. મૃ.
ચપળાંગિ ચિત્તમાં, ઉમંગ અંગ આણીરે;
હે ચંદ્રકાન્ત,[2] ધારી ખાન્ત, કરજે શાન્ત, જઇએ એકાન્ત; પાઇ પ્રેમ પાણીરે. મૃ.

**મદનસેન**—હે, હરીવદની,[3] તું કશી વાતે આનાકાની ન કરતાં તુરત મારી સંગે ચાલ જગદિશ્વરે કામ અને રતીતુલ્ય આપણ ઉભયને મેળવ્યાં છે, વળી રાજ્યરિધ્ધિ ભવ્યભુવનો મારે અનંત છે તેમાં આપણે આનંદપુર્વક આશય કરીશું.

**પદ્માવતી**— દોહરો.

લક્ષણવંતા રાજવી, જરા વિચારી બોલ;
પરદારા[4]ને સેવતા, તેના કેવા તોલ.
માની જા નૃપ મનમાં, વ્યભિચારે નહી સાર;
રાવણ, કૌરવ, વાળી[5] વળી, થયા અનંતા હાર.

**પદ્માવતી**—હે નિચ અધમ પરદારાને આવાં અપ્રીત વચનો કહેતાં તારી જીભ તુટી નથી પડતી કે શું? જરા. મનન[6] કરકે પરસ્ત્રીની આશમાં કેટલાનો નાશ થયો છે. માટે હું વિનવું છું કે તું ફરી આવી નિચ વાણી વદીશ નહી.

**મદનસેન**—પ્રાણવલ્લભા તારા વિદ્રુમસમ[7] ઓષ્ટોમાંથી[8] જે કઠોર શબ્દો નિકળે છે તે મને અમૃત તુલ્ય ભાસે છે. તું તુરત તારી હઠનો ત્યાગ કરી તારા ભાગ્યના ઉદય અર્થે સધ્ય મારી સાથે ચાલ.

---

૧ મૃગ જેવા નેત્રોવાળી ૨ સ્ત્રી ૩ ચંદ્ર મુખી ૪ પરસ્ત્રી ૫ વાળી નામનો મહા જોરાવર વાનરો હતો તેને તેના ભાઈ સુગ્રીવની સ્ત્રી તારાનું હરણ કર્યું હતું જેથી રામચંદ્રજીએ તેને ઠાર માર્યો હતો. ૬ વીચાર ૭ પરવાળા જેવા ૮ ઓઠોમાંથી

## ગીતી.

હે કોમળાંગી,[1] કામા,[2] સઘ ઊઠ પરહર હઠ પ્યારી.
મનોકામના સરવે, મળશે વાલી ટળશે દુઃખવારી.

**મદનસેન**—પ્રીય જેમ અજ્ઞાનિ જન લક્ષ્મિ ચાંદલો કરવા આવે, તેવે સમયે વદન[3] ધોવા જાય છે. તેમ તારા ભાગ્યોદય સમયે પ્રીતુરંચ,[4] આનાકાની કરીશ નહી. હું મારી સરવે રાણીઓમાં તને પટરાણી પદ આપીશ, તેમ નિશદિન તારી સેવામાં તત્પર રહીશ, જો તું ના વદીશ તોપણ હું તને મારા પંજાથી લક્ષવાતે મુક્ત થવા દઇશ નહી.

( ચકોરસિંહ આ સરવે શ્રવણ કરી (સ્વગત) નિશ્ચે આ સ્ત્રીનું રક્ષણ કરવું. ]

**ચકોરસિંહ**—[ મદનસેન પ્રત્યે ક્રોધયૂક્ત ] અરે દુષ્ટ આવા અઘટીત વચનો ક્યાં સુધી ઊચ્ચારીશ ? તું નથી જાણતો કે તારો કાળ અને આ સ્ત્રીનો ભ્રાત તારી સમીપ ઊભો છે [સમશેર તાણી] નિચ અધમ! જો ફરીથી આવાં વચનો ઉચાર્યો તો આ કૃપાણથી તારા લક્ષ કડકા કરી નાખીશ.

**મદનસેન**—દુર શ્વાન[5] દુર રહે તુજરૂપ શ્વાનની શી ગુંજાશ છે કે મુજ રૂપ હસ્તિનો અનાદર કરી શકશે ? ( તેના સ્વારો તરફ જોઇ સ્વારો મારા રંગમાં ભંગ કરાવનાર આ દુષ્ટ કોણ છે તેને સત્વર કેદ કરી અહીંથી દુર કરો.

( મદનસેનના સ્વારો ચકોરને કેદ કરી દુર લઇ જાય છે)

**ડરમાં તું દીલ સાથ, છોકરા, ડરમાં તું દીલ સાથ.(એરાહ)**

**મદનસેન**—ત્વરીત થા તૈયાર, પદમની ત્વરીત થા તૈયાર.
રહે ભવ્ય ભુવને નાર, પદમની, ત્વરીત.
કોમળવેલી, ઓ અલબેલી.
ઉઠો પ્યારી સધ્ય હૈયાના હાર, શોભાવો સુંદરી આ ભરથાર.
કામ રતિ સમદંપતિ સાર, મેળવીયાં એ કૃપા કીરતાર,
(કાન્તા ચાલો રાજ્ય રિદ્ધિમાં, યૌવન સુખ લ્યો)
હવે તો રંચ ન કરશો વાર, મૃગાક્ષી, રંચ ન કરશો વાર, પદમની

૧ કોમળ અંગની ૨ સ્ત્રી ૩ મોઢું ૪ જરા ૫ કુતરૂં.

**મદનસેન**—પ્રીય પ્રાણેશ્વરી તું હવે તૈયારી કર,

**પદ્માવતી**—(આ શ્રવણ કરી સ્વગત) શ્રી હરી મારી શી દશા થશે? હાય ! યમરૂપ આ દુષ્ટના પંજામાંથી મુજશીળરૂપ જીવનું કોણ રક્ષણ કરશે? અરેરે મેં કેવાં અઘોર પાપ કર્યાં હશે કે વાલમનો વિરહ વેઠી આવા દુષ્ટના પંજા તળે નિરૂપાએ રહેવું પડે છે, શ્રી હરી આધાર તારો છે, તું મારૂં સર્વદા રક્ષણ કરજે. (ચાહન ) દુષ્ટ તારે મારૂં શું કામ છે? તું તારા મારગે ગમન કર, હું લક્ષ વાતે તારી સાથે આવનાર નથી,

**મદનસેન**—(ક્રોધ યૂક્ત ) નિશ્ચે સ્ત્રી જાતી વિશેષ હઠીલી હોય છે, જેમ જેમ હું અતિ નમ્ર થાઉ છું તેમ તે વિશેષ પ્રબળ થાય છે, માટે હવે વખ્ત વ્યતિત કરવો ઠીક નહી [ સ્વારો તરફ અવલોકી ] સ્વારો આ સ્ત્રી માને તો ભલે નહી તો બળાત્કારે રથ મંગાવી તેમાં બેસાડી મારા મનહર ભુવનમાં મુકી આવો, બાદ પેલા દુષ્ટને મુકી દેજો,

**સ્વારો**—જેવી આગ્ના [રથ મંગાવી તેમાં બેસારી પદમાવતીને બળાત્કારે નગ્રમાં લઇ જાય છે )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ પદ્મપુરીની રાજ્યસભા.

**પાત્ર**—કમળસેન રાજા, ચતુરસિંહ પ્રધાન, પ્રતિહાર,
વારાંગનાઓ, કારીગરો, વિગેરે

**પ્રતિહાર**—દીનદયાળ, પરગકૃપાળ, પ્રજા પ્રતિપાળ, ભુપાળ રાજરાજેન્દ્ર મુગટમણી મહારાજાધિરાજ, કમળસેન મહારાજ ને ઘણી ખંમા. ( રાજા સિંહાસને બેસે છે, અને સભાજનો વિનય પુર્વક વંદન કરી સ્વસ્થાનકે બેસે છે.

**પ્રતિહાર**—[ પ્રવેશ કરી] અંનદાતા બહાર વારાંગનાઓ આવી છે તે સભામાં પ્રવેશ કરવા માગેછે.

**કમળસેન**—તેમને સત્વર પ્રવેશ કરાવ, ( જાય છે અને વારાંગનાઓ પ્રવેશ કરે છે,

**વારાંગનાઓ**—( નમન યૂક્ત ) પ્રજાપાલક ઘણું જીવો.

**અમુલ્ય ઉદાર છો. વારી વારી (એ રાહ)**

**વારાંગનાઓ**—પ્રજા પ્રતિપાળ છો, વારી વારી.
દયાળુ ભુપાળ છો. વારી વારી.
રત્નમય, કિરિટ[1], સોહે શીરપર.
અનુપમ આપ ઉદાર છો. વારી.
અર્ક[2] ઈંદુ[3] તપે જ્યાં સુધી, અચળ ધ્રુવ સદાય.
નૃપ અવિચળ ત્યાંસુધી, રહો ભુમંડળ માંય.
નરેશ, નૃત્ય કરી રાસ રમું છું.
આપ ભુપાળ કૃપાળ છો. કરી

**કમળસેન**—પ્રધાનો? આ યુવતિઓનું મધુર ગાન શ્રવણ કરી કોયલ પક્ષી લજ્યાયુક્ત થાય તો મનુષ્ય મોહ પામે તેમાં શું આશ્ચર્ય? વાહો વાહ! મધુર ગાયનની સાથે સુંદર નૃત્ય શું આનંદ પમાડી રહ્યાં હતાં? પ્રધાનો આ વારાંગનાઓએ જેવું આપણું મન રંજન કર્યું. તેવી રીતે તેમને મનોરંજક શીરપાવ આપી સંતુષ્ટ કરો.

**ચતુરસિંહ**—જેવી આજ્ઞા (તેમને શીરપાવ અપાવવા ખજનચી પાસે મોકલે છે.)

**કમળસેન**—સચિવો? પુત્રી ફુલવંતી યોગ ઉમરે અર્થાત્ યૌવન અવસ્થાએ પહોંચી ચુકી છે. જેના અર્થે સ્વયંવર મંડપ રચાવવા તેની માતુશ્રીની ઘણીજ ઉત્કંઠા છે, તેમ મારી પણ ઇચ્છા છેકે યોગ નૃપેશ્વરથી પુત્રીનું પાણી ગ્રહણ કરાવી કુમારી કન્યાનો શીર બોજ અમો દંપતિના મસ્તકેથી દૂર કરવો. માટે આપણી નગરીના શ્રેષ્ટ અને વિચિક્ષણ કારીગરોને બોલાવી, તેમને જોઇતો સાહિત્ય અપાવી સુધ્ય મંડપ રચાવા આજ્ઞા દો.

**ચતુરસિંહ**—રાજેન્દ્ર જેવી આજ્ઞા.

**કમળસેન**—વળી મહાન નૃપેશ્વરોના ત્યાં ભાયાતરાજ્યવંશીઓના ત્યાં, તેમજ આપણા ખંડીઆ રાજાઓને ત્યાં, આપણા રાજ્ય ગોર વિજયાનંદ સાથે આમંત્રણ મોકલો કે તેઓ સ્વયંવરના ખાસ મહુર્ત્ત દસરાપર તેમના સ્નેહિઓ સાથે અત્રે તુરત પધારે.

**ચતુરસિંહ**—જેવી આજ્ઞા (પ્રતિહાર પ્રત્યે) પ્રતિહાર સત્વર

---

૧ મુગટ ૨ સુર્ય ૩ ચંદ્ર.

નગરીના વિચિક્ષણ કારીગરોને તેમજ રાજ્ય ગોરને અત્રે બોલાવ.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (જાય છે)

**વિજયાનંદ**—(પ્રવેશ કરી નમ્રતાથી) અંનદાતા આ અવનિમાં જ્યાં સુર્ય તપે ત્યાંસુધી અવિચળ રહો. ધનવાન, પુત્રવાન્ થાઓ. તેમજ આપનો વિજય દશે દીશામાં સરવે સ્થળે પ્રકાશો. કૃપાળુ મને શી આજ્ઞા છે.

**ચતુરસિંહ**—વિજયાનંદ આપણી ફુલવંતિ બાનું લગ્ન છે. લ્યો? આ કંકોતરીઓ, તેમાં દર્શાવેલ રાજેન્દ્રોને ત્યાં આપજો અને મુહુર્ત પ્રસંગે તેઓ સરવે સહકુટુંબ સાથે અત્રે પધારે તેવી વિજ્ઞાપ્ના કરજે.

**વિજયાનંદ**—(ખુશી થતો) જેવી આજ્ઞા. (કંકોતરીઓ છેડે બાંધી જાય છે.)

**કારીગરો**—(પ્રવેશ કરી) દીનદયાળ અમોને શી આજ્ઞા છે.

**ચતુરસિંહ**—કારીગરો ફુલવંતિબાના માટે સ્વયંવર રચવો છે. માટે તે સ્વયંવર એવો રચો કે તે ઇંદ્રપુરીને પણ લજ્યાયુક્ત કરે. જેમાં ખર્ચનો કશો હીશાબ લેશો નહી.

**કારીગરો**—સચીવજી એવો, અનોપમ, સ્વયંવર રચીએ કે તેવો કોઇ પ્રસંગે રચાયો હશે નહી કે રચાશે નહી. તે વિશે આપે નિશ્ચિંત રહેવું, પ્રભાતથી અમો તે કાર્ય શરૂ કરીશું હવે અમોને આજ્ઞા છે?

**ચતુરસિંહ**—ભલે જાઓ. (તે જાય છે.)

**કમળસેન**—પ્રતિહાર! કચેરી બરખાસ કર.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા, કચેરી બરખાસ.

પેનિગાહ કીજીએ મહેરબાન સલામ [સરવે જાયછે]

## પ્રવેશ ૩ જો.

### સ્થળ મોહનપુરીમાં મદનસેનનું રંગભુવન.

**પાત્ર** પદ્માવતી પાછળથી મદનસેન.

**પદ્માવતી**—(રડતી) હે બ્રહ્માન્ડપતિ જગદિશ્વર, આ અધમ[૧] કારાગૃહમાંથી,[૨] હુ કયારે મુક્ત થઇશ? અરેરે અહીં મારી શી અવદશા થશે? તે ક્રૂર મદનસેન મને કેવા કઠોર વચનો કહેશે? અર્થાત્

૧ નીચ. ૨ કેદમાંથી,

શું કરશે તે દુષ્ટના પંજામાં રહી તેના ત્રાસદાયક વચનો શ્રવણ કરવા પડશે, તે કરતાં હું જન્મતાંજ મરણ પામી હોત તો ઘણું સારૂં, હાય ભૂપર[1] ફોગટ ભાર ધરવા શ્રી હરીએ મને કેમ સરજી હશે. હે ભક્તવત્સલ, સર્વવ્યાપક સ્થળમાં, જળમાં, નભમાં,[2] વનમાં અર્થાત્ સર્વ ગુપ્ત સ્થળમાં તારોજ આધાર છે. માટે અહીઆં આ કામાન્ધના પંજામાંથી મારી શીયળનું તું રક્ષણ કરજે. ( તેવામાં મદનસેનનો પ્રતિહાર નેકી પોકારે છે )

**નેપથ્યમાં**—પરમકૃપાળ, દીનદયાળ રાજરાજેશ્વર મુગટમણિ મહારાજાધિરાજ મદનસેન મહારાજને ઘણી ખમા.

**પદ્માવતિ**--(તે શ્રવણ કરી ધ્રૂજતી) હાય તે દુષ્ટ આવ્યો, હવે શું કરૂં? જગતપતિ મારી લજ્યા તારા હાથમાં છે.

( મદનસેન પ્રવેશ કરી પદ્માવતી સમીપ આવી.

**મદનસેન—આવ્યારે પ્યારી, દિલ્હિી થકો અસવાર.(એરાહ)**

આવ્યોછું પ્યારી, મોદ,[3] ધરી આવાર;
ઇચ્છાપુર મારીરે, અતિ હર્ષ ધારીરે.
પ્રાણ વલ્લભા દીલદાર   આવ્યોછું.
ભાગ્યોદય જાણીરે, થાતું સઘ શાણીરે;
હરિણાક્ષિ,[4] હૈયાહાર.   આવ્યોછું.

**મદનસેન**—અલબેલી, હું આજે અતિ ઉત્કંઠા પુર્વક અત્રે આવ્યોછું. માટે હે સુખવર્ધનિ[5] દુઃખમોચની,[6] તનું સાથે બપુર્વક તારી ઇચ્છાનુસારે, દિવ્ય,[7] આભરણો,[8] સજી તે અહિ મંજન, હાર, નેત્રાંજન[9] કુડળયુગલ, ચીર, નાસાભ્રણ[10] ભાલતિલક, કરકંકણ કંચુકમણી, ચરણનેપુર,[11] તાંબુલ,[12] સુગંધિવાન પુષ્પોનોહાર, ચંદનવિલેપન, વિગરે સોળે શણગાર સજી બત્રીસ અલંકાર સાથે આ જરૂપ પ્યાલો, નવુન[13] હે કુમૂદની,[14] રૂપકામની તારૂં પ્યારૂં મધુરામૃત[15] પા.

૧ પૃથ્વીપર. ૨ આકાશમાં ૩ આનંદ ૪ હરણના જેવા નેત્રવાળી. ૫ સુખ વધારનારી. ૬ દુઃખ કાપનારી. ૭ શોભીતાં. ૮ ઘરેણાં ૯ અંજન. ૧૦ વાળી ૧૧ કલ્લાં. પાન. ૧૨ ભમરાને ૧૩ લણી ૧૪ ઓઠનો રસ. ૧૫

**પદ્માવતિ--** **દોહરો.**

નૃપ વાણુા છો રાજવી; પ્રજા પિતા નિરધાર;
દુહિતા,[1] ને કહી સુંદરી, બાંધો પાપ અપાર.

**પદ્માવતી**—પ્રજાપાલક આપ મારે પિતા તુલ્યછો. આપને પુત્રી પ્રત્યે આવાં કઠોર વચનો ઉચરવાં કિંચિત યોગ્ય નથી. વાર ત્યાંથી ધાડ હોયજ નહી, માટે આપ આવાસથી બહાર ગમન કરો તો સારૂ

**મદનસેન**—મધુરવચનની સુમૂખા એમ બને કેમ ? શિકારે ચડેલો સિંહ શિકારથી તૃપ્ત થયા વિના પાછો ફરેજ નહી. તેમ હું પણ મારી મુરાદ પુર્ણ થયા સિવાય અહીંથી કેમ જાઉ ? રસીલી પ્યારી હવે વિશેષ અવેરી, કર નહીં, ચાલ તત્પર થા; કોમળાંગી[2] તારા કોમળ અંગના સ્પર્શ વિના મને ક્ષણ વર્ષતુલ્ય થઇ પડે છે.

**મદનસેન—** **રાગ.**

રસીલી તું વિના, છબીલી તુંવિના; ના લગાર ચેન દીનરેન તું વિના. ૨
હાય, લાય, થાય, કાય, માંય તું વિના. રસીલી.
શયનગૃહ સુંદર સેજ, તો પ્રિયા વિના;
આનંદ રંગ અંગ તો, ગમે નહી જરા; રસીલી,
ભુવન મન વનતો, લાગે તારા વિના;
ઉપવન,[3] ને પુષ્પ નહી, પ્રીયજ તું વિના. રસીલી છ.

**મદનસેન**—હે ચિતહરણી ચતુરા તારા સારંગ પક્ષીના નેત્રો સમ અણીઆળા મનહર, દગોએ.[4] મને અતિશય કામાંધ બનાવી દીધો છે. વાલી તારૂં, દિવ્ય[5] વદન[6] નીરખી લજ્જાસ્પદબની શરદનક્ષત્રેશ[7] કૃષ્ણપક્ષમાં,[8] ક્ષીણતા પામે તો હું તુજ મુખચંદ પર મોહાન્ધ બનું તેમાં કંઈ આશ્ચર્ય નથી.

**પદ્માવતી**—નરેશ ! આપ મહાન પુરૂષ છો, લેશ મનન,[9] કરોકે આપ અનેક સતિ સ્ત્રીઓના ભુષણરૂપ ભુપને, પરદારાની, આશ રાખવી તે કિંચિત યોગ્ય છે ? તમો જાણોછો કે પરનારીની આશ રાખવી અને વિષ્ટાદિ નીચ વસ્તુનું પાન કરવું તે ઉભય[10]

---

૧ દીકરી. ૨ કોમળ અંગની ૩ બગીચો. ૪ આંખોએ. ૫ શોભીતું. ૬ મોઢું. ૭ શરદનો ચંદ્ર. ૮ અંધારીઆમાં. ૯ વીચાર. ૧૦ બે.

સમછે. વળી આ ક્ષણભંગુર દેહ મળમુત્રાદી દુર્ગંધથી વ્યાપ્ત છે. છતાં તેમાં મોહાન્ધ બની નર્કના અધિકારી થવાનું શું પ્રયોજન છે? મારી વિજ્ઞાપ્ના સ્વીકારી એક ભવમાં ઊભયભવ ન કરતાં શુદ્ધ ક્ષત્રીકુળને દિપાવતાં કૃપાવંત કૃપા કરી અહીંથી ગમન કરો તો સારૂં.

ગીતિ

**મદનસેન**- - જગત્ વિરક્ત જોગી, જપ તપ ચુકે હરીણાક્ષિ[1] દેખી.
યોગી મછંદર કેવા, મહીલામાં થયાલીન લોઓ લેખી.
જેમ નક્ષત્રે[2] ઇંદુ[3]. લક્ષ મહી એ એકજ બળવાન.
ભૂમાં તેમ જીતેંદ્ર,[4] હશે વિરલા કોઇ ગુણવાન.

**મદનસેન**—હે કોકિલબયની[5] તું ક્ષણભંગુર દેહપર મોહ ન પામવા કહેછે. છતાં જગતમાં કામજીત નરતો વિરલજ હશે. પુર્વે વિશ્વામીત્ર, પારાશર રૂષિ, તથા બ્રહ્મા ઇંદ્ર, ચંદ્ર, મછંદર યોગી રાવણ, કીચક, વાળી, કર્ણ, દુસાસન, ભસ્માસુર વીગરે, અનેક મહાન પુરૂષો દેદીપ્યમાન[6] શ્યામાઓના[7] વદનચંદપર[8] મોહિત થયા છે તો તેમની સમીપ મારી શી ગુંજાસ.

**પદ્માવતી**—રાજન જગતમાં મારે તેની તરવાર, અને પાળે તેનો ધર્મ તેવા મહાન પુરૂશો મોહાન્ધ બન્યાતો તેમની સ્થીતિ કેવી ગણાય? તે શ્રવણ કરો. અતિશય વિદ્વાન અને મહામુર્ખ. મહાવેદાન્તિ અને સંસારલુબ્ધ. અતિશય શ્રીમાન અને મહા દરિદ્રી એ સર્વે એક વાર સ્ત્રી પાસમાં લોલૂપ્ત બન્યા એટલે સર્વેની સ્થિતિ સરખીજ,

**મદનસેન**—પ્રીય પ્રાણવલ્લભા તે ખરૂં. પણ પ્રબળ મકર ધ્વજદેવ[9] પાસે વિરનું વિરત્વ. યોગીનું યોગ પણું. ધ્યાનીનું ધ્યાન પ્રગટ થઇ શકતું નથી તે ક્ષણ માત્રમાં પુરૂષની કળા કૌશલ્યનો નાશ કરે છે. પવિત્ર જનને હસે છે. પંડીતને વિડંબે છે. અને ધૈર્ય પુરૂશને તસાવે છે. માટે હે ચપળાંગી હવે કંચિત વિલંબ ન કરતાં તું સત્વર મારી મનોવાંચ્છના તૃપ્ત કર,

**પદ્માવતી**—હે નૃપ મકરધ્વજ તોશું, તેથી પણ પ્રબળ અરિને[10] જગતમાં જન દ્રઢ મનથી જીતી શકે છે. વળી જે ખરેખર

---

૧ હરણ જેવી આંખોવાળી. ૨ તારામાં. ૩ ચંદ્ર. ૪ ઇંદ્રીઓને જીતવાવાળા. ૫ કોયલના જેવા કંઠવાળી. ૬ શોભાયમાન. ૭ સ્ત્રીઓના. ૮ મુખરૂપ ચંદપર. ૯ કામદેવ. ૧૦ શત્રુને.

નિર્ભાગી હશે તેજ સ્વચ્છ આહાર ત્યાગી એઠા ભક્ષની ઇચ્છા કરશે.

ગીતિ

**પદ્માવતી**—શુદ્ધ પાકને ત્યાગી, કનિષ્ટ[1] એઠું ભોજનશું જમવું?
સુદ્ધ પાકનો સ્વાદ, નથીજ તેમાં તેથી તે તજવું.
(તેમ) સંતોષ ભરેલા ભાણે, નહી થયો જો કદી તૃપ જ્યારે.
તો એઠે પતરાળે, સંતુષ્ટ થશો શું તન માંહે ત્યારે?
(વળી) જન મનની જે તૃષા, સરોવરથી જો નહી કદી બુઝે.
તો તે જન મુરખની, તૃષા કહો શું તળાવડે રૂઝે.
તેમજ હે રાજન—એક કારીગરે કરીઆ, ભલા ભોટવા સઘળા સરખાવી.
સજ્જન સરખા માને, જે અજ્ઞજનો નહેમે રૂદે ધારી.

**મદનસેન**—હે હાસ્યવદનિ[2] નવયૌવના હવે નિરર્થક વચનો ન ઉચરતાં તુરત અતિ હર્ષ પુર્વક તું મારૂં મનરંજન કર. હું હવે તારા કોમળ વપુને[3] પ્રેમાલિંગન દેવા મોદ[4] પુર્વક તત્પર થઈ રહયોછું.

લાવણી. કર્યો વેસ્યાએકેર (એ રાહ)

**મદનસેન**—ઓ જોબનવંતિ નાર, કરી વિચાર. રૂદેમાં ધાર. પ્યારતું પ્યારી.
હું ઇચ્છું તારી પ્રીત રસિક મનોહારી ઓ.
તુજ વિના પડે નહી ચેન; દિન કેરેન, બળે છે નેન, પ્રેમદા પ્યારી.
તજે શુંતું મધુને પ્રીત પુષ્પની નારી. ઓ.
તાસ વિના હૈયાના હાર; દિશા સુનકાર, લાગે નિરધાર, સહુ અંધારી.
હું રહયો નિત્ય તુજનામ પ્રિયા પોકારી. ઓ.
સુંન્ય હઠછોડી કર પ્યાર, તારૂણીનાર; માની આવાર, પ્રીયા દીલદારી.
થશે રતી પતી સમ જોડ મારીને તારી. ઓ.
નિત્ય કરશુંરે ગુલતાન, પ્યારીતું માન, રાખીને ભાન, અરે આવારી.
હું ઇચ્છું તારી પ્રીત રસિક મનોહારી. ઓ.

**પદ્માવતી**—(સ્વગત) શ્રી હરી આહુષ્ટ કામાન્ધના કઠોર વચનો મને કારીકટારી તુલ્ય થઇ પડે છે. માટે તેમાંથી મને મુક્ત કરવા મરણનું શરણ આપકે જે સર્વોતમ છે. (ચાહન) પાપીષ્ટ મેં તને વારંમવાર કહ્યું કે સર્વ સ્ત્રિઓ તુલ્યજ છે. વળી પરસ્ત્રીની આશમાં અનંતાઓનો નાશ થયો છે. છતાં તારી તે નિચદશા આણી શુદ્ધ ક્ષત્રીય કુળને કલંકિત કરવા તું કેમ ઉન્મત થયો છે? હે

૧ ખરાબ. ૨ હસતા મોઢાની. ૩ કોમળ શરીરને. ૪ આનંદ.

રાજા જરા વિચારી રંચ સુખ માટે આ મોહાબ્ધિમાં[1] ઉતમ આત્મા ને ન ડુબાવતાં અંહીથી પ્રયાણ કરીજા.

**મદનસેન**—હે ચંપકવર્ણી ચતુરા હું હવે ધૈર્યધરી શકતો ન થી માટે સત્વર તતપરથા.

(એમ કહી પદ્માવતીને બાઝવા જાય છે તેને ખસેડી.)

**પદ્માવતી**—(ભ્રકુટિ ચડાવી) દુષ્ટ દુર રહે.

રાગ સદર.

પરનારી માત સમાન, ગણનાદાન, રાખીને ભાન, બોલતું માપી.
નથી પામ્યારે કોઇ સાર સતિ સંતાપી. પર.
કેમ લજવે ક્ષત્રી જાત, માતને તાત, અરે કુજાત, થઇ વ્યભિચારી.
નિરખીલે રાવણ કર્ણ વાળી વિચારી. પર.
વળી કીચક દુર્યોધન, ઇંદ્ર લેમન, ખોયાં છે તન. થઇ દુરાચારી
તે દશા આખરે નિશ્ચે માનતું તારી. પર.
વ્યભિચારી થયા જે નર, ખરે તે ખર, [2]ચિતતેધર, નર્કનાવાસી,
કેમ થયો હવે તું દુષ્ટ મરણનો પ્યાસી. પર.
શિદ કરે કલંકિત કુળ, પાકીકુળ શૂળ, ધરી શીર ધુળ, નિચઓ પ્રાપી
નથી પામ્યારે કોઇ સાર સતી સંતાપી. પર,

**મારા ભાગ્યતણો નહીપાર. (એ રાહ)**

**મદનસેન**—કર સુંદરી તુર્ત વિચાર, નહીતો થશે અતી લાચારી.
બાળાતકારે કરીશ તારા પતિવ્રતનો ભંગ:
તો હે શાણી સુંદર નારી, નહીરે આવા ઢંગ; કર.
માનુની માનીજા મનમાં, આણી મન ઉમંગ
સુખતજી શું દુ:ખલીએ છે તજી યૌવંનનો રંગ કર

**મદનસેન**—(સ્વગત) નિશ્ચે નારી જાતી વિશેષ હઠીલી હોયછે, માટે તે સમજાવી સમજશે નહી (ચાહન) હે હરીવદની[3] તુ સદ્ય મનન[4] કરી મારે સ્વાધિનથા અને મારી મુરાદ પુર્ણ કર, નહી. તો પાછળ પસ્તાવાનું થશે હું કોટી યત્ને આકાશ પાતાળ એક થએ પણ મારી મનોકામના પુર્ણ થયા સિવાય અહીંથી જનાર નથી

**દોહરો**—**પદ્માવતી**—પંચાળી[5]ને પુરીઆં, નવસો નવાણું ચીર
સહાય સતિને આ સમે થાજે શ્રી મહાવીર

---

૧ મોહના સમુદ્રમાં ૨ ગધેડા. ૩ ચંદ્રમુખી. ૪ વીચાર. ૫ પાંચ ભરથાર વાળી દ્રૂપતિ

**પદ્માવતી**—હે નીચ અધમ તું મને નિરાધાર ગણીશ નહી. જગદાધાર સર્વદા મારી વાર કરશે વળી હે દુરાચારી તુજ રૂપ શ્વાનની શી તાકાતછે કે મુજરૂપ સાંહણનો અનાદર કરી શકસે?

**દોહરો—પદ્માવતી**—ક્ષત્રાણી હું નાગણી, ઝેરી મુજને માન
છેડે તેને ડંસું સહી, લેવા તેના જાન

**મદનસેન**—હે, વિધુમુખી[1] તારા કોમળ અંગના સ્પર્શવિના મનેક્ષણ ચેન પડતું નથી, વપુ[2] આકુળ વ્યાકુળ થઈ રહયુંછે. વળી તુજ રૂપ વન્હિએ[3] મુજ રૂપ ધૃતને[4] અતીશય ઉકળાવી દીધું છે તેને શાન્ત કરવા અર્થે નારંગીને લજ્યાસ્પદ બનાવે તેવા ગુલાબી છબદાર જે કપોળો[6] છે તારા તે પર ફકત રસીકા એક રસીક ચુંબન કરવાદે તો બસ છે.

**પદ્માવતી**—દુષ્ટ અધમ અવિચારી અવિચાર યુકત વાકય વદતાં 'રચ' લજ્યા યુકતથા, મુઢમતિ તું મીન મેખ સમજજે કે આ શુદ્ધ ક્ષત્રાણી બ્રહ્માન્ડ પતીના ચળાવ્યાથી પણ ચળે તેમ નથી તો તું વૃથા બકવા શાપ્રયોજને કરે છે?

**મદનસેન**—(હર્ષ ભેર) રસવતિ રસ ચખાડ ભૃગુટી ચડાવી પ્રેમીનો તિરસ્કાર નાકર (જરા સામોજઇ) રસીલી આવ એકવાર ભેટ.

**પદ્માવતી**—(તિરસ્કાર યુકત) પાપીષ્ટ તારી લવરી બંધ કરીદુર રહે.

**જાજા દુરાચારો નારી તને કાઢું હુ ધિકારી (એરાહે)**

રહે દુર દુરાચારી, કરી બંધ જીભ તારી
ધિક ધિક વ્યભિચારી, દુષ્ટ વદતું વિચારી
અનાચારથી ખુવારી, નિશ્ચે તારી છે થનારી રહે.
આવીને બ્રહ્માંન્ડ પતિ, કરે જો ઉપાય અતિ
સતિ નહી ચળેરતિ, જાણુ મન મુઢ મતિ;
ક્ષણ ભંગુર દેહ જાય, જીવતી દેહી ચિરાય
નહી નીચ સતી કદી, પરનર ભોગી થાય; રહે.
શેષ નહી ધરા ધરે, હંસ કદી ત્રણ ચરે
ઊધા નદિપુર ફરે, વારીમાં જો લોહ તરે,
સતિ નહી ચળનાર, ટેક મુકે પારાવાર,[5]

૧ ચંદ્રમુખી. ૨ સરીર. ૩ અગ્નીએ. ૪ ધીને. ૫ સમુદ્ર.

રવિ[1]માંહે અંધકાર પ્રગટે જો નિરધાર,
ક્રુર મનમાં વિચારી, ખસ અહીંથી અવિચારી, રહે.

**મદનસેન**—હે પ્રીયપ્રાણેશ્વરિ મુગ્ધાબાળા હું મારી સર્વે સુરાગના તુલ્ય સ્યામાઓનો[2] પરીત્યાગ કરી અહરનીશ તુજ આધિન રહું વળી રાજ્ય પાટ તુજપર વારી નાખું. તેમ હું જે ત્રણ ખંડનો અધિપતી તે તારો દાસનું દાસ થઇ રહું પણ તું તારા સકોમળઅંગનો મને સ્પર્શ કરવાદે હે સુંદરી મારૂં કહેવું સ્વીકારી અમુલ્ય તક જવા નાદે.

**પદ્માવતી**—હે નુગરા મર્ણનું સર્ણ થયા વિના આસતિનું અમુલ્ય તન લક્ષ યોજના યોજે તારે સ્વાધીન થવાનું નથી તું નિશ્ચે સમજ જેકે આસુદ્ધ ક્ષત્રીકુળની. વિર તનયા તેની ક્ષણ ભંગુરદેહિ ત્રુટિ જાય અર્થાત ગમે તેમ થાય તો પણ તેનું ક્યારે પતિવૃત તજસે નહી. જે પોતાના શીળાભિમાન અર્થે પોતાના ઊત્તમ આત્માની પણ દરકાર કરતી નથી. જેમ વિર પુરૂશની તરવાર વિરના વિરત્વ પણાથી શ્રેષ્ટ ગણાય છે, તેમ યૂવતિઓ પણ શીળવૃતથીજ ઉત્તમગણાય છે. વળી જેમ પૃથ્વિને એકજ ચંદ્ર હોયછે તેમ સતીને એકજ પતી હોય છે.

**મદનસેન**—(સ્વગત) જેની મતી પાનીએ એવી મુઢ હઠીલી સ્ત્રિ જાતિ કોટી યત્ને સમજાવી સમજશે નહી (ચાહન) નિચનારી તું તારી હઠ નહી છોડે, સમીરહી પયપાન નહી કરે, પણ વાંકી રહી મુત્રપીશ એવી છું હવે ચઉદમા રતન પાસે તારી તાકાત? (દાસ પત્યે) અરે કોઇ હાજર છે? આ દુષ્ટાને શુળીરૂપ શય્યા એ શયન કરાવો તેવિના આ હઠીલી હઠ તજસે નહી.

**પદ્માવતી**—તેથી પણ અધિક રીબાવે તો પણ શું.

**લાવણી! મુજ ઉપર ગુજરી પિતા પાદસા જાણી (એરાહ)**

નત્રતજું પતિવૃત ધર્મ અરે કોકાળે.
કદી કરી કાષ્ટની ચેહ. તેહમાં બાળે. નત્ર.
કરે કારાગ્રહમાં કેદ, ખુબ રીબાવી
જતાં પ્રાણ વૃતને કાજ નહી ડરનારી નવ.
તું સહસ્ત્ર કર ઊપાય. સતિ હાથ નાવે
પર હસ્તે ચડે આચાર મરણ પછવાડે. નત્ર.

---

૧ સુર્ય. ૨ સ્ત્રીઓને

**દોહરે**

સિંહ મુછ મણીધર મણી, કૃપણધન સતિ તન;
મરણે પર હસ્તે ચડે, એનૃપ સત્ય વચનં,

**સદર**

વળી—સતિ સત્ય નવ છોડશે, જાતાં તેનો દેહ,
સતિ સતિત્વ છોડસે, તો નહી વરસે મેહ;

**શીખરણી વૃત.**

**મદનસેન**—મૃગો લાજે એવાં, ચપળ નયનતો, ચિત હરે;
શોભે છે સર્વાંગે, કમળ વદની તું, સચી[1] પરે.
પીઓ પાવો પ્રેમે, અધર રસ વા'લી હઠ તજી;
લહો યૌવન લાવો, રિધ સિધ સરવે સુખ સજી.

**પદ્માવતી**—બળો વૈભવ તારો, બળો યૌવનનું, સુખ સહુ;
બળો થાવું રાણી, બળો યુવાવય આ, અરે કહુ.
તજીસુખ સ્વર્ગોના નરક સુખને તો, શું કરૂં.
ઉરે ઇચ્છા એવી, પતિ ઇશ ભજતી, હું મરૂં.

**ગીતિ.**

**મદન**—અવનીમાં ભલે અગ્નિ, અર્ક[2] ઈંદુ[3] ગણ તારા પ્રકાશે;
પણ વિણ રસીલી તારા, તિમિરતામય[4] ભુમંડળ ભાસે.

**મદનસેન**—હે સિંહકટીની[5] નવયૌવના તારા કોમળ અંગના સ્પર્શ વિના મારૂં ચિત ભ્રમિત થઈ ગયું છે, માટે મારૂં કહેણુ સ્વીકારી મારી મુરાદ પુર્ણ કર. [ ભેટવા જાય છે તેને ખસેડી ]

**પદ્માવતી**—( અશ્રૂપાત સાથે ) દુષ્ટ, પાપીષ્ટ અધમ અવિચારી ( ત્રાસ પુર્વક ) સતિને સંતાપનાર તારૂં નિકંદન જજો. તારી રાજ્ય રિધિ, વારી રૂપે વહી જજો, તું કમોતે મરજો, અને તારા રાજ્યનો ભક્તા અવર થજો. તારા કર્મમાં વ્યભિચારની કાળી ટીલી કાયમ રહેજો. ( મોરછીત થાય છે વળી સાવધ થઇ ) જો હવે એક પણ અવિચાર યુકત વાકય વધ્યો તો તુજ કામાંધને સતીનો સત્ય રૂપ, વન્હિ[6] પ્રગટિ તત્કાળ તને ભસ્મ કરી નાખશે.

**મદનસેન**—( જરા ડરી સંચિકોત વદને ) હાલતો જાઉછું. પણ દીવસ ૧૫ માં વિચારી મારે સ્વાધિન થજે. નહી તો દુષ્ટા ત

---

૧ ઈંદ્રાણી, ૨ સુર્ય, ૩ ચંદ્ર, ૪ અંધારા વાળું, ૫ સીંહ જેવી કેડવાળી, ૬ અગ્નિ,

ને વેસ્યા આવાશમાં મોકલી. અધમ પુરૂશોથી બળાત્કારે તારૂં પતિ વ્રત ભંગ કરાવીશ. તેમાં મીનમેખ સમજીશ નહી.

( તેમ કહી મદનસેન જાય છે પદ્માવતી મુરછીત થાય છે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ મોહનપુરીની રાજ્યસભા.

**પાત્ર**—મદનસેન રાજા, કુમતિ પ્રધાન, ક્રૂરસિંહ સેનાધિપતિ, પ્રતિહાર પછી વારાંગ્નાઓ, વિદુષક બાદ પદ્મપુરીનો રાજ્ય ગોર વિજયાનંદ, અનુચર વિગરે.

**પ્રતિહાર**—ગુણનિધાન, રૂપવિસાળ, દીનદયાળ, ગૌદ્વિજ[1] પ્રતિપાળ, ધૈર્ય, સૌર્ય, વિરત્વ ચાતુર્યાદિ સકળ શ્રેષ્ટ ગુણ યૂક્ત અનેક મુગટ બંધ રાજાઓના રાજાધિરાજ, મહિપતિ મહારાજા ધિરાજ મદનસેન મહારાજને ઘણી ખમા.

[ સર્વ દરબારીઓ ઉભા થઇ વિનયયૂક્ત વંદન કરી સ્વ-સ્થાનકે બેસે છે. ]

**મદનસેન**—( સિંહાસનારૂઢ થઇ વિદુષક પ્રત્યે ) મિત્ર આ અવનીમાં અવિનાશીએ,[2] સ્ત્રી, એ એક અમુલ્ય વસ્તુ સરજી છે જે સંસારપારાવાર,[3] તરવામાં પુરૂશને, પોત[4] રૂપ છે.

**વિદુષક**—નૃપવર્ય, પોત રૂપ તો નહી પણ પહાડ રૂપતો ખરી.

**મદનસેન**—તે ખરૂં પણ જગતમાં જગતકર્તાએ યુવતિઓ ના ઘડી હોતતો શ્રમિત પુરૂશો સ્ત્રી આરામ સિવાય વિશ્રાંતી કયાં લેત?

**વિદુષક**—રાજેન્દ્ર સંસારમાં શ્રમિત થવાના સર્વ કાવા દાવા જર, જોરૂને જમીનનાજ છે, પુરૂશોને મોહાબ્ધિમાં[5] ડુબાવી સંસાર અટવીમાં અથડાવનાર પણ તેજ છે.

### ગીતી.

**વિદુષક**—ચિત હરનારી ચીજો, રચી છે, ભુમા[6] ઉભય[7] હશે ભારી.
એક જગતમાં જર, વળી મોહની ઉપજાવે નારી.

**વિદુષક**—મોહાબ્ધિમાં ડુબાવનાર સ્ત્રિ જાતિ ન હોત તો પુ-રૂશો વિના શ્રમે ધર્મનું શરણુ ધરી સહજ માત્રમાં નિત્ય નિવૃત્તિ રૂપ મોક્ષ પામી જાત.

---

૧ ગાયબ્રાહ્મણ, ૨ પરમેશ્વરે, ૩ સંસારરૂપ સમુદ્ર, ૪ વહાણ, ૫ મોહના સમુદ્રમાં, ૬ સૃષ્ટીમાં ૭ બે.

**મદનસેન**--(જરા હસી) ખાખરની ખીલોડી શાકરનો સ્વાદ શું જાણે? તેમ તે પણ જગતમાં રૂતુ વિલાસ જાણ્યા વિના તારી વય એળેજ ગુમાવી લાગે છે.

**વિદુષક**—કૃપાવન્ત અમારે તો બારેને ચારે સરખા.

**મદનસેન**--મુર્ખ જેણે રૂતુ વિલાસ જાણ્યા નથી તેમ નવિન મુગ્ધા બાળાના, અધરોષ્ટના[૮] સ્વાદિષ્ટ મારકંદનું[૯] પાન કર્યું નથી, તે જન જગતમાં પશુવતછે. માટે દરેકે રૂતુ વિલાસતો જાણવાજ જોઇએ.

**વિદુષક**--બાપજી ભલે સમજાવો પણ પછી.

**મદનસેન**--પછી શું? તે પ્રમાણે વર્તજે.

**વિદુષક**--નૃપેશ્વર, આપ તો પૃથ્વિપતિ છો. તેમ આપનાં શયન ભુવન અતી શુશોભીત છે, વળી અનેક અપ્સરાઓ તુલ્ય યુવતિઓ આપનાં મનરંજન કરનારી છે. અર્થાત સર્વ પ્રકારે રૂતુ વિલાસ ભોગવવા શક્તિમાનછો, પણ મારે તે કેમ ચાલે.

**મદનસેન**—કેમ ન ચાલે?

**વિદુષક**—મહારાજ હું તો કદી એમ ચલાવું, પણ તેવી રસીક ઘર વાળી તેમ દિપિત શયનભુવંન કયાંથી લાવું? નારી તો ખરેખરી, ચોથા નંબરની[૧૦] પદમની છે, જેણે જન્મ દીવસે અંગોળ[૧૧] કીધું હશે તે ફરી મરણ સમયે કરશે. આ ચોમાસામાં ફોગટ, વારી,[૧૨] વહી જાય છે, એમ ધારી કદી નહાવાનું કહું તો ચિડાઈ ડોળા કાઢી ડરાવે છે, વળી જેના અંગે મેલનાં વિલેપન કીધેલાં છે, જેનો કેશપાશ સુગરીના માળા જેવો છે. જે લડાયક કળામાં પુર્ણ પ્રવિણ છે. જેના આભુષણોમાં લક્ષ જંતુઓ નિશદિન વાસો વસે છે, એવી વિચિત્ર સ્ત્રી ઘરમાં છે, વળી બંદા ચઉટે ચઉટે હાટે હાટે ચોમાસાના ગારા માટીમાં હલેસાંમારતા, રખડતા, વલ્કલ વસ્ત્રે, થાકયા પાકયા મધ્ય રાત્રીએ ઝુપડીમાં પ્રવેશ કરે કે રાંડ બાંડવા મંડી પડે, તેથી સંતોષ ન પામે તો ધકા મુકી શયન કરવા ના દે. પણ મારે તો રાતનું કામ તેથી જેમ તેમ કરી નીદ્રાધિન થઇ જાઉં, દૈવ્ય કોપે જો તે રાત્રે વરસાદ પડે અને રાંડ ઉપર જો કદી એક ફોરૂં પડે તો લાત મારી જગાડે, ઘર પર ચડાવે

૧ ઓડોના, ૨ મીઠાશનુ ૩ શંખણી, ૪ નાવું ૫ પાણી,

પાણી આવતું બંધ કરાવે ત્યારે છોડે, મહારાજ અમારા રંગ રાગ અમારા રૂતુ વિલાસ એમેજ જાણીએ,

**મદનસેન**—આપણે રૂતુવિલાસ જાણી એને જાણીતી કરીએ.

**વિદુષક**—મહારાજ કાળી ગધેડીને સવામણ સાબુએ નવરાવીએ તોય સ્વેત થાય ખરી?

**પ્રતિહાર**—(પ્રવેશ કરી) કૃપાનિધાન બહાર વારાંગનાઓ, નૃત્ય, ગાન અર્થે તૈયાર થઇ રહી છે.

**મદનસેન**—તેમને સત્વર પ્રવેશ કરાવ. (જેવી આજ્ઞા કહી જાય છે અને વારાંગનાઓ પ્રવેશ કરે છે.)

**વારાંગનાઓ**—(લજ્યાયુકત નમન સાથે) કામતુલ્ય દેહવાળા વિરવિચિક્ષણ પ્રજાપાલક ચોખંડ ચકવે રાજ કરો અને અમર રહો.

**મદનસેન**—વારાગનાઓ સામ્પ્રતકાળની.[1] રૂતુનુંજ વર્ણન અતિશય છટાપુર્વક કરો.

**વારાંગનાઓ**—જેવી આજ્ઞા.

**મલારની ઠુમરી. આહીરે બદલોઆ બરસેન હારી (એ રાહ)**

છવાઇરે ગગનમે, ઘન,[2] ઘટ ભારી;
દશ દીશસેં, ચમકત ચપળા;[3]
કડાકે હો રહે ભારી. છવાઇરે.
ઝરમર મોતી, વારીદ,[4] વરસે;
પ્રેમી પી રહે, વારી,[5]. છવાઇરે.
દાદુર કોકિલ, બોલે બપૈયા;
મયૂર રહે પોકારી. છવાઇરે.
લીલ ઓજ બનમેં, ખેલત રાસ;
રાધા કૃશ્ન મોરારી. છવાઇરે.

**મદનસેન**—[શ્રવણ કરી હર્ષભેર] વાહ શું શ્રેષ્ટ વર્ષાવર્ણન કર્યું? જે ગવાઇ ગયું છું. છતાં તેના સુર મારા શ્રવણ સાથે આલાપ કરી રહ્યા હોય એમ ભાસે છે. (પ્રધાન પ્રત્યે) પ્રધાન? આ વારાંગનાઓને દીવ્ય આભ્રણો શુશોભિત વસ્ત્રો સાથે એક લક્ષ સોના મહોર ઇનામ અપાવો.

---

૧ ચાલતા કાળની, ૨ વરસાદ. ૩ વીજળી. ૪ વરસાદ, ૫ પાણી.

**કુમતિ**--જેવી આજ્ઞા. ( તે અપાવવા પ્રતિહારને ખજાનચી પાસે મોકલે છે. )

[ વારાંગનાઓ નમન કરી જાય છે તેને અટકાવી ]

**વિદુષક**—વારાંગનાઓ તમારા શ્રમથી બક્ષીસ વિશેષ છે ? માટે મારો હીસ્સો પાડજો, હો કે.

**વારાંગનાઓ**--મહારાજ ન આપે તેટલું થોડું છે.

**વિદુષક**--[ સ્વલલાટે,[1] હાથ ફેરવી ] તમોને વર્ણાવર્ણન માટે લક્ષ પસાય થોડી છે? ત્યારે હું મારા ઘરનું ને મારા શરીરનું વર્ણન કરૂંછું. છતાં કંઇ દેતા નથી. અને હશી કાઢે છે.

[રાજા સહીત સરવે હસે છે]

**વિદુષક**—જો જોતી જા. આ હસી કાઢયું. આપ્યું. ( વારાંગનાઓ હસતી હસતી જાય છે )

**પ્રતિહાર**--[પ્રવેશ કરી] અન્નદાતા બહાર પદ્મપુરીના રાજ્ય-કંઇ કંકોતરી લેઇ આવેલા છે.

**મદનસેન**—તેમને સત્વર પ્રવેશ કરાવ. [જાય છે]

**વિજયાનંદ**—(પ્રવેશકરી આશીર્વચન સાથે] અનેક મુગટબંધ રાજાઓના રાજાધિરાજ ચુડામણી તારી સંપત્તિ સતત, વૃદ્ધિ પામો. અને ચાતુર્ય, ઔદાર્ય, શૌર્યાદિ ગુણોએ યુક્ત રાજેન્દ્ર અમર રહો.

**મદનસેન**—હે પંડીત ? આપ શું પ્રયોજનાર્થે આવેલાછો તે કહો.

**વિજયાનંદ**—હે નૃપવર્ય પદ્મપુરી નગરીના મહારાજા કમળસેનને વિનયગુણ ભરેલી, ગ્રહકાર્યમાં પ્રવીણ. પ્રીતિનુંપાત્ર, ચોસઠ કળાયુક્ત, રૂપ અને સૌભાગ્યની જાણે મૂર્તિ હોય તેવી, કામદેવના ગ્રહતુલ્ય રૂપ, લાવણ્ય વડે સુરાંગનાને પણ શરમાવે તેવી ફુલવંતી નામે પુત્રી છે. જેના સ્વયંવર મંડપનું મુહુર્ત દસરાના દિવસે છે. તે પ્રસંગે આપને સહકુટુંબ પરીવાર સાથે ત્યાં પધારવાનું આમંત્રણ દેવા હું આવેલોછું. માટે કૃપાવંત કૃપા કરી તે પ્રસંગે ત્વરીત પધારશો.

**મદનસેન**—એવી કેવી પુત્રી છે. તેનું સંક્ષેપમાં વર્ણન તો કરો.

**વિજયાનંદ**—મહારાજા તે કુમારીકાનું પરીપુર્ણ વર્ણન કરવાને શ્રુતદેવી[2] મહાશ્રમે શકિતમાન થાય તો મારી શી મતી ?

૧ પોતાના કપાળે. ૨ સરસ્વતિ.

મદનસેન—યથાશક્તિ પ્રમાણે વર્ણવો.
વિજયાનંદ—જેવી આજ્ઞા.

**પાટણના નૃપ નથી તુજ મેહેલે પદ્મની નારી. (એ રાહ)**

ફુલવંતિ સમ અવર અનોપમ[1] નથીજ નૃપ નારી,
વેણી[2] થકી વાસુકી[3] લાજી, પાતાળે પેસી ગયો પાજી.
ઘન[4]સમ, સ્યામ[5] કેશ ધારી.......................ફુલવંતિ.
મનોહર, ભાળ[6] કહું કેવું, અષ્ટમિ,[7] ઇંદુ,[8] તણા જેવું.
શોભીતું, રતિવાન[9] ભારી.......................ફુલવંતિ.
ભ્રૂગુટી[10] ભવ્ય[11] ચાંપ[12] જેવી, દ્રગની[13] અણી મીનતેવી;
લાજીને, મૃગચંદ્ર માંહી;.......................ફુલવંતિ
નાશીકા કિર[14] ચંચ જાણે, ભર્યું છે તેજ મુખ બાણે;
કપોળો[15] રહ્યા રંગ ધારી.......................ફુલવંતિ.
આનન[16] દીવ્ય[17] ઇંદુ[18] ધારી, ખેદથી લાજીને બારી
ગયો તે, કૃષ્ણપક્ષે[19] નાશી .......................ફુલવંતિ
હીરાની હાર દંતપંકિત; વિદ્રુમ[20] સમ અધર[21]ગતી,
કર્ણુ[22] લ્યો, શીપ સમાધારી.......................ફુલવંતિ
કામાના[23]કોમળ બાહુ[24]કેવા; કરિણી[25]સુંઢ હોય તેવા,
હસ્તથી, પદ્મ[26]વસ્યાં વારી[27].......................ફુલવંતિ
સ્તનો કળશ તુલ્ય જાણી; સ્થળ કરિ[28]કુંભભરે પાણી.
ગુલાબી, છાતી મદમાતી.......................ફુલવંતિ
યુવતિ[29]દીવ્ય ઉદર[30]ધારી; તળાવો થયાં રહિતવારી,
ઉર[31]નર, ચીત્ત હરેનારી.......................ફુલવંતિ
કટિ[32]ત્રટલંક સોહે કેવો; કેશરી[33]પેખાલાજે તેવો,
લાજીને, વસે ગિરિ[34]માંહી .......................ફુલવંતિ

---

૧ જેના જેવું બીજું ન હોય તે. ૨ ચોટલો. ૩ નાગ. ૪ વર સાદ, ૫ કાળા, ૬ કપાળ, ૭ આઠમ ૮ ચંદ્ર, ૯ તગદીરવાન, ૧૦ ભાંપણો ૧૧ સુંદર, ૧૨ ધનુષ્ય, ૧૩ આંખોની ૧૪ પોપટ, ૧૫ ગાલ. ૧૬ મોઢું. ૧૭ તેજસ્વી. ૧૮ ચંદ્ર. ૧૯ અંધારીઆમાં. ૨૦ પરવાળાં. ૨૧ હોઠ. ૨૨ કાન. ૨૩ સ્ત્રના. ૨૪ હાથ. ૨૫ હથણી. ૨૬ કમળ. ૨૭ પાણી ૨૮ હાથી. ૨૯ સ્ત્રી. ૩૦ પેટ. ૩૧ પેટ. ૩૨ કહેડ ૩૩ વાઘ. ૩૪ પરવત

યુવતિ તણી પેખીજંઘા; કદળી[1]થઇ કાગવંઝા,
ચપળતા, પીંડી મહી ભારી........................ફુલવંતિ
આંગળી મગતણી ફળીઓ; નારંગી સમરંગી એડીઓ.
નખોની, જવાહીર જ્યોતિ.........................ફુલવંતિ
રૂપેરી દેહ તડીત[2]તુલ્ય; રમાનું[3]રાય નથી મુલ્ય.
ચોસઠે, કળાપુર્ણ નારી.........................ફુલવંતિ
રતીકે[4]કમળા[5]પાર્વતી[6]; હશે જે અતિ રતિ[7]મતિ,
વરશે તે, પતિસતિ પ્યારી.........................ફુલવંતિ

**મદનસેન**--(શ્રવણ કરી અતિશય મોહાન્ધ બની) અહો આ વી અનોપમ યુવતિને જગદિશ્વરાએ શું અવકાશની વેળાએ સ્વ હસ્તે નમુના માટે તોનહી ઘડી હોય (સ્વગત) ખરે એ અપ્સરાનું વદન કમળ[8] હું ક્યારે અવલોકીશ (ચાહન) જેવી સ્ત્રી ત્રિલોકમાં પણ નહી હોય માટે આવા શયન ભુવંન ભૂશણ અમુલ્ય સ્ત્રી રત્નને હરેક પ્રયાસે અત્રે આણી મારા મનના મનોરથ પુર્ણ કરૂં.

**વિજયાનંદ**—મહારાજ તે આપના યોગ્યજ છે. હવે મને આજ્ઞા છે?

**મદનસેન**—ભલે, અમો પણ ત્વરીત તે પ્રસંગે તમારી તરફ આવી શું. તેવું ત્યાં વિદિત કરજો ( પ્રધાન પ્રત્યે ) પ્રધાના આ રાજ્ય ગોરને કડા કંઠી વિગરે પોશાક સાથે સોસોના મહોર ઇનામ અપાવો (પ્રતિહારને વિજયાનંદ સાથે ખજાનચી પાસે મોકળે છે.)

**વિજયાનંદ**—(જતાં) આપનું કલ્યાંણ થાઓ, (જાય છે.)

**મદનસેન**---(વિદુષક પત્યે મોહાન્ધ પણે) મિત્ર જ્યાં સુધી એ નવ યૌવના હરીણાક્ષી[9]દ્રષ્ટી ગોચર થઇ નથી તેનાથી અન્યોઅન્ય પ્રેમરસ પીધો નથી વળી તેના કોમળ વપુ[10]ને પ્રમાલિંગ નદીધું નથી ત્યાં સુધી હું મારા જન્મને ધન્ય માનતો નથી.

**વિદુષક**---મહારાજશું તે વિશવેલી જગતમાં જન્મનું સાર્થક છે. અર્થાત શું તે મોક્ષ નગરીએ પહોચાડ નારી છે કે જેનાવિના આપનો અફળ જન્મ છે.

---

૧ કેળ. ૨ વીજળી ૩ સ્ત્રીનું ૪ કામ દેવની સ્ત્રી ૫ વિશ્નુંની સ્ત્રી. ૬ શીવની સ્ત્રી. ૭ તગદીર. ૮ મુખ કમળ, ૯ હરણ જેવા નેત્રોવાળી. ૧૦ શરીર.

**મદનસેન**—હા એ અનોપમ રત્ન વિનાતો એમજ છે. વળી પ્રિતીનું પાત્ર સદગુણી ભાર્યા[1] જન્મનું ખરેખરૂંજ સાર્થક છે. જો તે હોયતો સ્વર્ગના સુખ સંસારમાં લેવાય.

**વિદૂષક**—જુઠું બોલવું, સાહસ કરવું, કપટ રચવું, મુર્ખ પણું અતિ લોભ, અપવીત્રપણું, નિર્દયપણું આ સપ્તદોષ સ્વભાવિક રીતે સ્ત્રીઓમાં હોય છે. તો તેને પ્રીતિનું પાત્ર કોણ કહે, વળી મોહાબ્ધિમાં ડુબાવનાર સ્ત્રીથી આ અસાર સંસારમાં સ્વર્ગનાં સુખ શુ લેવાશે? નૃપવર્ય! સ્વર્ગના સુખતો અલોકિકછે. મનેતો કદાપિ સ્વર્ગનાં સુખથી અધિક સુખ સાથે આખેહુબ રતિ આવી મળે તોય બંદાતો લક્ષ વાતે તેને પ્રીતિનું પાત્ર કહે નહીં. મહારાજ? નખરાળી નારી જાતિ પુરૂશને વશ કરવામાં કેવી પ્રવીણ હોય છે તે શ્રવણ કરો.

રાગ.

**વિદૂષક**—નારીજાત નખરાળી ઘણી; ચહે રાખવા વશ પોતે ધણી,
જો નવ થાયે વસ નરનાર, ચરીત્ર નાર કરે તૈયાર.
રૂવે રીસાયે ઢોંગજ કરે; તોબરા જેવે મોંઢે ફરે.
અતિ બોલાવે ઊંચી જાય, અતિ છેડેથી મોંઘી થાય.
તેનો રાજન એજ ઉપાય ખસતી મુકે હસતી થાય.

**વિદૂષક**—માટે મહારાજ? એવી ધૂતારી પ્રપંચી દુઃખદાઇ સ્ત્રિઓ માટે વિશેષ ઇચ્છા રાખવી નહીં તેમ વિશેષ શ્રમ લેવો નહીં. સ્ત્રિ કોઇની નથી, રૂપ કૃત્રિમ[2]છે. વળી સરવે સરખીજછે તો મહારાજ, એક સ્વપત્નીથીજ સંતોષ પામવો તે સર્વથી શ્રેષ્ટ છે.

**મદનસેન**—તે ખરૂં પણ વિદૂષક જળ વિના મીનની પેઠે તે દેવાંગના વિના મારૂં વપુ[3]તરફડી રહ્યું છે માટે હરેક પ્રયાસે તેને આણ્યા સિવાય સિદ્ધિ નથી. (પ્રધાન પ્રત્યે) પ્રધાનો? એક દુતને પદ્મપુરી મોકલી તેની સાથે કમળસેન રાજાને વિદિત કરાવો કે તેની પુત્રી વિના સ્વયંવરે આપણે સ્વાધિન કરે અને તેમ ન કરેતો સંગ્રામ અર્થે તત્પર રહે.

**કુમતિ**—જેવી આજ્ઞા (એક દુતને સમજાવી તે તરફ મોકલે છે.)

**મદનસેન**—વળી પ્રધાનો? આપણે તે તરફ ત્વરીત પ્રયાણ

---

૧ સ્ત્રી. ૨ ખોટું. ૩. શરીર.

કરવાનું છે. માટે સૈનિકોને સાહસ્રોથી સજાવી સંગ્રામનો સર્વે સાહીત્ય તૈયાર કરાવો.

**ક્રૂરસેન**—મહારાજ કીલ્લામાં તે સર્વે તૈયાર છે.

**મદનસેન**—ક્રૂરસેન! રાજ્ય તમને સોંપું છું. માટે બરાબર સંભાળ રાખજો, તેમ મારા મનહર ભુવનમાં જે યુવતિ છે. તે વિશેષ હઠીલી છે. તેને હરેક પ્રયાસે મારા સ્વાધિન થવા સમજાવજો ન માનેતો ત્રાસ પુર્વક પણ મનાવજો.

**ક્રુરસેન**—જેવી આજ્ઞાં

**મદનસેન**—ચાલો ત્યારે (પ્રતિહાર કચેરી બરખાસ કર.)

**પ્રતિહાર**—કચેરી બરખાસ પે નીગા કીજીએ મેહેરબાન સલામ.

(સરવે જાય છે.)

(મદનસેન કુમતિ વિગેરે સરવે સૈનિકકીલ્લા તરફ જઇ પદ્મપુરી તરફ પ્રયાણ કરે છે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ એક વાવ્યમાં પન્નગ ભુવન.

**પાત્ર**—નાગકન્યા અને રનાદે પછી ઇંદ્રસેન.

**નાગકન્યા**—( હર્ષીત વદને ) પ્રીય સખી ? આ વર્ષા રૂતુ એક અનોપમ રૂતુ છે. જે દંપતિમાં પ્રેમ પ્રદિપ્ત[1] કરનારી છે; તેમાં સંશય નહી, જેમાં પ્રેમી પક્ષીઓ પ્રેમી દંપતિઓ, પ્રેમી, દ્રુમો,[2] પ્રેમીપ્રેમમાં કેવાં મગ્ન,[3] થઇ રહયાંછે, કે જેનું વર્ણન અવર્ણનિય છે.

**રનાદે**—સાહેલી તું હવે સમજી ખરી હવે તને સ્પષ્ટ ભાસતું હશે કે કળાવન્તિઓ આ રમણિય રૂતુમાં પ્રેમીનો પ્રેમ માગી ઝીલે છે, નિરખતો ખરી? પેલી મયુરણી પ્રેમીના પ્રેમ રસ અર્થે કેવો કલોહલ કરી રહી છે?

**નાગકન્યા**—વાહ તેની શી વાત સ્નેહ સાગર ભરથાર વિનાની જ્યારે હું ગ્રીષ્મ રૂતૂમાં હતી, જ્યારે મને રૂતુ વિલાસનું ભાન ન હતું. ત્યારે તેં મને રૂતુ વિલાસ પ્રેમી પ્રેમ વિગેરે સમજાવ્યાં હતાં. અને જેવી હું અધિરી બની હતી, તેવીજ આ સમયે તે મયુરણી પ્રેમીના પ્રેમ રસ માટે અધિરી બની ગઇ છે, વળી તેં કહ્યું હતું કે આવતી વર્ષા રૂતુમાં તને રૂતુઓનું પુર્ણ જ્ઞાન થશે, અ

---

૧ દિપ્તમાન, ૨ ઝાડો, ૩ તલ્લીન,

ને ઇંદ્ર તુલ્ય દિવ્ય દેહ વાળા મહીપતિનો તને સમાગમ થશે, તો તે પ્રમાણે થયું. તારા શુકનો ફળ્યા, મનમાન્યા મોહન મળ્યા, એ સર્વે ઉચાટ ટળ્યા.

**રનાદે**—તથાસ્તુ. પ્રીય નિરખતો ખરી પ્રેમીના પ્રેમની કેવી બલિહારી છે?

**નાગકન્યા**—વાહ? વાહ! (તેવામાં ઇંદ્રસેન પ્રવેશ કરે છે)

**ઇંદ્રસેન**—પ્રીયા? આજે તો હું વિશેષ વખત નિદ્રાધિન થઇ ગયો.

**નાગકન્યા**—હા પ્રાણેશ, આજે એમ કેમ?

**ઇંદ્રસેન**—પ્રાણવલ્લભા? આ વર્ષા રૂતુના ચિત્તહર શીત,[1] શિબિરમાં[2] લોલુપપણે[3] વિશેષ વાર નિદ્રાધિન થઇ ગયો. [આકાશ તરફ અવલોકિ] મૃદુ ભાશીણી,[4] નિરખતો ખરી આજે આ વર્ષા રૂતુ શી છટાએ છવાઇ રહી છે?

**દોહરો. ઇંદ્રસેન**—વાદળ દળ ચાલી રહ્યું, વિજ કરે ચળકાર,
મોતિક સમ વરસી વળી, ઘન[5] કરે ધુધડાટ.

**નાગકન્યા**—નાથ તે જે છટાએ છવાઇ રહી છે, તેનું આ બેહુબ એક મનોરંજક વર્ણન મેં હમણાંજ મારા હાથે બનાવ્યું છે.

**ઇંદ્રસેન** (અજાયબ સાથે) પ્રેમદા શું તે તમે તમારા હાથે લખ્યું છે?

**નાગકન્યા**—હા પ્રીય આજ્ઞા હોય તો વર્ણવું.

**ઇંદ્રસેન**—સુખવર્ધનિ[6] અતિ હર્ષ યુક્ત ઉચ્ચારો.

**નાગકન્યા**—જેવી આજ્ઞા.

**ગરબો—શું નટવર વસંત થેઈ થેઇ નાચી રહયો (એ રાહ)**

**નાગકન્યા**—શું-વ્યોમથી,[7] વારિદ[8] ઝરમર આવી રહ્યા,
આવી રહ્યા. ચિત્ત ભાવી રહ્યા. શું.
આધક તડિત,[9] ચમકી રહી, ઘન[10] વરસે ચોધાર.
મયુર[11] બપૈઆ બોલતા, ગવૈયા ગાય મલાર

૧ ટાઢો, ૨ પવનમાં, ૩ તલ્લીનતા પણે, ૪ મીઠું બોલનારી. ૫ વરસાદ, ૬ સુખ વધારનારી, ૭ આકાશથી, ૮ વરસાદ, ૯ વીજળી, ૧૦ વરસાદ ૧૧ મોર.

કંથને પોકારે કુમારીકા એ પ્રેમથી.
વર્ષા રૂતુએ કામ જાગીરહ્યો, જાગી રહ્યો, તનતાવી રહ્યો. શું
કોયલ મધુરી વાણી વદે, શિમિર[1] વહે સુખકારે;
રતિ પતિ અતિ સ્નેહથી, રંગ રમે ગુલજાર.
ધમ, ધમ થાએ ઘન નાદ, વિજળી ચમકેરે.
ધીરી ધીરી ચાલેરે ચાલ, ચતુરા ઠમકેરે,
કુમારીકા ચહે કંથને, કુમૂદની[2] ચહે ભૃંગ[3]
મયુરણી ઘનને[4] ચહે, યુવતિ ચાહે રંગ.
પીએ છે પ્રેમી પ્રેમ રસ એ રંગથી.
ભૃંગ પુષ્પની પરઘૂમી રહયો? ઘૂમી રહયો? જગઘુમાવી રહ્યો. શું.
અહા! લીલવર્ણ ભૂમિપર છાઇ રહ્યે છાઇ રહ્યો પ્રેમ પાઇ રહ્યો. શું.

**ઇંદ્રસેન**—(પુર્ણ શ્રવણ કરી હર્ષ યુક્ત) સાબાશ! પ્રિયા ધન્ય છે તમારી ચાતુર્યતાને.

**નાગકન્યા**—સ્વામિન્ તે સહુ આપની કૃપાથીજ થયું છે, જેમ પારસ મણીના સમાગમથી લોહ સુવર્ણ થાય છે, તેમ આપના સમાગમથી હું જે કેવળ મુર્ખ તે આટલી ચાતુર્યતાને પામી છું, તે આ મારી સખી જાણે છે.

**રનાદે**—[હર્ષિત વદને] હા તારી આ અદભૂત શકિત નિહાળી હું પણ આશ્ચર્યતાને પામું છું ધન્ય છે તારી બુદ્ધિને,

**નાગકન્યા**--સખી તેમાં આશ્ચર્ય શું? કહેવત? છે કે સોબત તેવી અસર.

**ઇંદ્રસેન**--(વાવમાં અતિ દીવસો થવાથી અમુઝણ યુક્ત) પ્રીયે, અહીંઆ આવે મુને વિશેષ વખત થયો છે. માટે એકાદ દિવસ બહાર ગમન કરવા આજ્ઞા દે.

**નાગકન્યા**—[અધીરી બની] નેત્રવિલાસી આ શું વદોછો? કાયાથી છાયા પલક પણ વિખુટી શકે રહી નહી દીન દાસીને સંગે લઇ ગમે ત્યાં પધારો,

**ઇંદ્રસેન**—પ્રિયા? એકાદ દિવસના પ્રવાસ માટે તમોને સંગે લેઇ જવાં તે હું ઉચિત્ત ધારતો નથી.

---

૧ પવંન, ૨ પુસ્પનિ, ૩ ભમરો, ૪ વરસાદને,

**નાગકન્યા**—હૈયાહાર? પ્રાણ રહીત થયા વિના હું આપથી અ ળગી થનાર નથી.

**સિંહાનો કનરો.**

પ્રાણ પતી પ્રીય પ્યારી તમારી, પ્રાણ ગએ નવ જુદી થનારી પ્રા.
મીન[1] વારીથા[2] અળગું રહે ના, ક્ષણ પતિ કદીએ લ્યોને વિચારી. પ્રા.
સંગ રહેવાની, અરજ જે મારી, કૃપા કરી કાન્ત[3] લ્યો તે સ્વિકારી પ્રા.
વાલા વિખૂટી, ક્ષણ ના રહું હું, સુખ દુઃખમાં નાથ સાથી તમારી. પ્રા.

**ઇંદ્રસેન**—રસીલી તારી હઠનો ત્યાગ કરી મને સધ્ય સંચરવા અનુમોદના દે. મારૂં વપુ[4] અત્યંત અમુઝાઈ ગયું છે. માટે બહાર ગમન કરી આવ્યા સિવાય મારા ચિત્તને ચેન પડશે નહી.

**થયા જોરે પતિ તેજ પ્યારી તનના ઉર હસી વરીઆજે એરાહ[**

**નાગકન્યા**—પ્રીય પ્યારા, નહી તજો પ્રીય લલના[5] કરગરી કહે આજે;
વિનતી વાલી, ની ઉર ધારી, સ્વામિ રાખો સંગાથ.
પ્રાણ મારા, તજી દારા,[6] નહી ન્યારા, થશો પ્યારા;
અંધ કરો નહી મુજ અબળાને, પ્રેમ હૃદય ધારી. પ્રીય.

**ઇંદ્રસેન**— હાલ જઇને, આવું રસીલી, ત્વરિત હું તુજ પાસ;
ધૃતિ[7] ધારી, રહો પ્યારી, પ્રીય મારી દીલદારી.
પરહરી હઠ સધ્ય સુંદરી મુજને, રજા દીઓ નારી. પ્રીય.

**નાગકન્યા**—મીન વારીથી જુદું પડીને, જીવે નહીજ જરાય;
તેવી મારી, દશા ધારી, દુઃખીયારી, રહો વારી.
— કહું વિનવીને હું સ્યામ સલુણા, લીયો ઉરે ધારી પ્રીય.

**ઇંદ્રસેન**— અમુઝણતો થાય અધિક, જેથી જાવું બા'ર
સધ્ય રાણી, આવું શાણી, ગુણ ખાણી ~~...~~ણી.
નહી રોકાવું પળવાર જઇ ક્યાંઇ, પ્રાણ પ્રિયે મારી. પ્રીય.

**ઇંદ્રસેન**—અલબેલી હઠનો ત્યાગ કરી મને તુરત આજ્ઞા દે.

**નાગકન્યા**—પ્રાણેશ, આપના વિના મને ક્ષણ વર્ષ તુલ્ય થઇ પડશે, વળી આપના વિના રંચ ચેન પડશે નહી, માટે હું તો મારી જીવ્હાએ આપને અનુમોદના આપીશ નહી. પછી આપની ઇચ્છા.

**ઇંદ્રસેન**—પ્રસન્નવદની[8] આમ ઘેલાઇ શું કરે છે, મને ગયા

---

૧ માંછલી, ૨ પાણીથી, ૩ પતિ. ૪ શરીર. ૫ સ્ત્રી ૬ સ્ત્રી. ૭ ધીરજ, ૮ હસતામુખની.

વિના ચેન પડશે નહી, માટે આજ્ઞા દે હું તુરત પાછો આવીશ.

**નાગકન્યા**—[ સ્વગત ] સ્વામિન તેમની હઠનો ત્યાગ કરશે નહી, માટે હવે તેમને દુ;ખીત કરવા ઠીક નહી [ ચાહન•] મુગટ મણી ભલે પધારો પણ દીન દાસીની દયા આણી વાલા વેલા આવજો.

**ઈંદ્રસેન**—[ તેને ભેટી ] ચપળાંગી, તું ચિન્તા રહીત થા હું વહેલો આવીશ. [ મણી ગ્રહી જાય છે]

( નાગકન્યા મુરછીત થાય છે તેને રનાદે સાવધ કરે છે,)

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ પદ્મપુરીની રાજ્ય સભા

**પાત્ર**–કમળસેન રાજા, ચતુરસિંહ પ્રધાન, પ્રતિહાર પછી મદનસેનનો દુત

**પ્રતિહાર**——દીનદયાળ, પરમકૃપાળ, પ્રજાપ્રતિપાળ ભુપાળ, રાજરાજેન્દ્ર મુગટમણી મહારાજાધિરાજ કમળસેન મહારાજને ઘણી ખમા. (દરબારીઓ વંદન કરી બેસે છે]

**કમળસેન**—[ સિંહાસને બેસી ] સચીવા ? સ્વયંવર મંડપ રચાઈ સંપુર્ણ થવામાં હવે કેટલો વિલંબછે, તેનું ખાસ મહુર્ત ટુંકામાં આવતું જાયછે. માટે કારીગરોને તે વિશેની અહરનીશ સાવચેતી આપતા રહેશો.

**ચતુરસિંહ**—કરૂણાનિધાન ? આપ તે વિશે નિશ્ચિંત રહેશો, હુ આજેજ સ્વયંવર મંડપ દ્રષ્ટી ગોચર આણી આવ્યો છું. કે જેમાં હવે રંચ નુન્યતા[1] રહી નથી, તેની એવી અનોપમ રચના રચાઇ છે કે જેની તુલ્યના ત્રિલોકયમાં પુરંદર પુરીના[2] જેવી છે, જેનું વર્ણન વર્ણવા હુ ઘણોજ અશકય છું.

**કમળસેન**—ધન્યવાદ છે, તેવા વિચિક્ષણ કારીગરોને પ્રધાના? વળી તે સુભ પ્રસંગે મહાન નૃપતીઓ આપણે ત્યાં પધારશે માટે તેમની યોગ્યતા મુજબ, ઉદ્યાનો[3] દિવ્ય પ્રાસાદો વિગેરે શેહેરના રમણીય સ્થળો ખાસ મુકરર કરી રાખજો.

**ચતુરસિંહ**—રાજેન્દ્ર તે સરવે તૈયાર છે.

**પ્રતિહાર**—( પ્રવેશ કરી ) અંનદાતા બહાર? મદનપુરીના મે

૧ ખામી ૨ ઈદ્રપુરીના

દનશેન રાજાનો દૂત કંઇ પ્રયોજનાર્થે આવેલોછે તે અહીં પ્રવેશ કરવા માગે છે.

**કમળસેન**—તેને સુખેથી પ્રવેશ કરાવ. (પ્રતિહાર જાયછે. દુત પ્રવેશ કરે છે.)

**દૂત**—(નમન યુકત) રાજેન્દ્ર તારો જય થાઓ.

**ચતુરસિંહ**—તું શા અર્થે આવેલો છે? તે વિદિત કર

**દૂત**—માહરા મદનસેન મહારાજે મુજ દ્વારાએ કમળસેન મહારાજને સુચવ્યું છે કે કામદેવના ગ્રહતૂલ્ય આપની પુત્રી જે ફુલવંતિ તેને સ્વયંવરમાં ઇચ્છા વર નહી વરાવતાં તતકાળ તેમનાથી તેનું પાણી ગ્રહણ કરાવો, જેની તેના પ્રત્યે અતિ આતુરતા છે. અને તેમ નહીતો તેમની સગાથે દ્વંદ યુદ્ધ કરવા તત્પર રહો, મદનસેન મહારાજ મારી પુંઠેજ આવેછે.

**કમળસેન**—(સરવે શ્રવણ કરી ક્રોધ યુકત) શું તારો રાજા દુષ્ટ દુર્યોધન જેવો ક્રૂર છે? કે શું તે મદાન્ધ અવસ્થામાં ક્ષત્રીય કુળની પવિત્ર રીતી ચુકી ગયોછે? કેશું તેને શુદ્ધ વીરરસતનુંશાનું પયપાન કરેલું નથી. કે જે આવા ધર્મ વિરૂદ્ધ નિચ વચનો તારી દ્વારાએ મને કહેવરાવતાં, રંચ લજ્યા યુકત થયો નહીં. જા તારા દુષ્ટ રાજાને વિદિત કરજે કે કમળસેન મહારાજ ધર્મ વિરૂધ આચરણ આચરશે નહી. અન્ય નૃપતિઓ જે આ પ્રસંગે મારે ત્યાં પધારવાના છે. તેમનું અપમાન થશે નહી. તેમ તેમની તનુજા સ્વયંવર મંડપમાં ઇચ્છિાવર સિવાય વરનાર નથી માટે જો તારે દ્વંદ યુદ્ધ કરવું હોય તો તુરત તૈયાર થઇ આવજે તારા દર્પનું છેદન કરવા મારા બાહુ આતુર થઇ રહ્યાછે. જા

**દુત**—જેવી આજ્ઞા (જાય છે)

**કમળસેન**—સચિવો? શત્રુએ દ્વંદ યુદ્ધની યાચના કરી તેનો ગુહાર્થ તમો સમજ્યાછો. ?

**ચતુરસિંહ**—હાજી તે દ્વંદ યુદ્ધમાં કપટ પાશથી વિજયી થવાની આકાંક્ષા રાખે છે. પણ ખોદે તે પડે તે પ્રમાણે તે દુષ્ટનોજપરાજય થશે તેમાં સંદેહ નહી.

**કમળસેન**—પ્રધાંનો? સ્વયંવરનો પ્રસંગ છે. જેથી અનેક નૃપતિઓનાં કટક અત્રે આવશે. માટે આપણા કીલ્લામાં પણ સૈન્યને સજ રાખવું.

**ચતુરસિંહ**—દયાળુ તે સરવે તૈયાર છે.

**કમળસેન**—પ્રતિહાર કચેરી બરખાસકર.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા, કચેરીબરખાસ પે નિગાહેકીજીએ ગહેરબાન સલામ (સરવે જાયછે.)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ પદ્મપુરી નજીક ફુલવંતિનો રમણીય આરામ.

પાત્ર ફુલવતિ. વિધ્યુતપ્રભા, પછી ઇંદ્રસેન બાદ એક અનુચર
(તે આરાંમની બહાર પ્રવેશ કરી)

**ઇંદ્રસેન**—શ્રીહરી હવે કેમ કરૂં. બાર વન, અને ચોવીશ ઉપવન ફરી ફરી અવલોકયાં, પણ કયાંઇ, પન્નગવનનો પત્તો મળ્યો નહી. હાય પ્રાણપ્રિયા મારા વિરહથી શુએ સંકલ્પ વિકલ્પ કરશે? તેની સુજ પડતી નથી. શ્રમથી શરીર સુસ્તબની ગયું છે. તૃષાથી કંઠ સુકાઇ ગયો છે, હાય મારી શી અવદશા?

**સોરઠી ગજલ. ડુબ્યો આજ, તાપવિલાપમાં (એ રાહ)**

**ઇંદ્રસેન**—બળું, આજ, પ્રિયા વિયોગમાં, વિના, તારા, વાલી, હું આસમે.
થાકયો રાનગુફા, ગિરિ,[1] ફરી. ભાળવાલીની, નમળી, જરી
હરી કયાં હુંને, કયાં એ સુંદરી, વિના તેહના, ના મને ગમે.
જેવી પ્રીતિ ચંદ્ર ચકોરને, વળી પ્રીતિ ઘન,[2] મયૂર,[3] ને.
તેવી પ્રીતિ પ્રિયાથી માહરી, જેની શોધમાં ચિતતો ભમે.
કહી નિકળ્યો જરાવારનું, થયાદિનતો મુજને બહુ.
હરિહાય શું હું હવે કરૂં? વિરહ દુઃખતો દેહિને દમે.
પ્રભુ મેળવો પ્રિયા માહરી, કૃપાનિધિ હે કરૂણા કરી.
લાજ રાખો દીનની શ્રીહરિ, હવે દુઃખ દેહ આ ના ખમે.

**ઇંદ્રસેન**-(ભ્રમિત ચિતે) હે ત્રિલોકના દેવતાઓ આદીન દાસનું દારૂણ દુઃખ લક્ષમાં લેઇ મને તે નાગ ભુવન બતાવો તો સધ્ય હુ મારી પ્રિયાને ભેટું, જેના વિના મને દશે દિશાઓ તિમિરતામય[4] ભાસેછે. અરેરે હું શું કરૂં? (થોડીવાર થોભી ઘેલાઇપણે) અરેરે દેવતાઓ તો કોઇ બોલતા નથી. માટે લાવ હવેતો આ વન

---

૧ પર્વત, ૨ વરસાદ, ૩ મોર, ૪ અંધારી,

અને વૃક્ષો તથા પક્ષીઓને વિનવું કે તે દયાળુઓ પ્રિયાની કંઇ ભાળ બતાવે.

**ઇંદ્રસેન**—મૃગાક્ષિ મનમાં વસી, તેતો કેમ ભુલાય?
વન દ્રુમ[1] પ્રક્ષિ કહો, કયાં રહીએ પ્રેમદાય?
(કોઇ પ્રત્યુત્તર ન દેવાથી)

**ઇંદ્રસેન**—અરે દયાહીન તમોને પણ મારી દયા નથી આ વતીકેશું? તમો મારી પ્રત્યે નઠોર ન થતાં સધ્ય પ્રિયા આવાસ બતાવો કે હું તુર્ત ત્યાં જઇ મારી પ્રીય પ્રાણેશ્વરિને ભેટું. તેના વિના મને રંચચેન પડતુ નથી હાય શું કરૂં? (સચેત થઇ)

**ગજલ.** **નારીના કટાક્ષ પાસે.** **[એ રાહ]**

**ઇંદ્રસેન**—પ્રીયા પ્રાણાધાર વિના, ચેનનારતિ
ચેનના રતિઅરે, મુન્નયછે મતિ પ્રી.યા.
પ્યારીનો વિયોગી નિરભાગી હું પતિ.
વિરહ દુઃખથી રીબાવું શી ગ્રહ ગતિ? પ્રાયા.
ગમે ના ખાવું પીવું રસીલી, બિના, જરી.
શીતળપાત્ર પ્રીયા વિના કયાં રહું ઠરી? પ્રીયા.

**ઇંદ્રસેન**—હે જગપતિ? તારી ગતિ અકળ છે. જે હું અલ્પ મતિ કળી શકતો નથી. ખરે તુને ગમ્યું તે ખરૂં. (જરા થોભી) ચાલ હવે જરા જળપાન કરી મનને શાન્ત કરૂં (તે ઉપવનના જળાશયપર જઇ જળપાન કરી સુંદરવૃક્ષોની ઘટામાં સ્વસ્થપણે બેસે છે. બાદ થોડીવારે ફુલવતિ અને તેની સખી વિધ્યુતપ્રભા વાત ચિત્ત કરતી ત્યાં પ્રવેશ કરે છે.

**વિદ્યુતપ્રભા**—પ્રીય સખી નિરખતો ખરી! શરદરૂતુની મનોહર છટા આ ચિતહરઆરામમાં[2] કેવી વ્યાસ[3] થઇ રહી છે? શિમિર[4] મંદમંદ[5]સ્ફુરાઇ[6] રહયો છે. વળી વર્ષારૂતુમાં પ્રફુલીત થએલાં દ્રૂમો[7] કોમળ વેલીઓ સાથે કેવો રૂતુવિહાર કરી રહયાં છે? જેપર જવાહિર તુલ્ય રંગ બેરંગી કુસુમો[8] પોતાની સુવાસ સઘળે પ્રસરાવી રહયાં છે. તેપર ભૃંગો[9] તે પુષ્પોના મીષ્ટ, મારકંદનું, પાન કરવા

૧ ઝાડ, ૨ બગીચો ૩ છવાઇ, ૪ પવન, ૫ ધીરેધીરે ૬ ફેલાઇ, ૭ ઝાડ ૮ ફુલો ૯ ભમરાઓ,

મોહાન્ધ બની મરી પડે છે. વળી. કુરંગ[1] દંપતિઓ ના યુથ[2] રતુમાં કેવાં મગ્ન થઇ અરણ્યમાં કલ્લોલ કરી રહયાં છે. વળી મોરના શોર અને કોયલનો કંઠ વારંવાર કર્ણોને[3] મધુરતા આપી રહયો છે. જેનો બહાર અલૌકિક છે. એવી આ શરદ્‌રતુ ખચીત પ્રેમીઓને મોદમય[4] છે.

**કુલવંતિ**—સાહેલી, મોદમય કોને? દંપતિઓને કે કુમારીકાઓને?

**વિધ્યુતપ્રભા**—સર્વને,

**કુલવંતિ**—સર્વને શાની ? મુજતુલ્ય કુમારીકાઓને તો શરદ દરદ કરતાજ છે. જેમાં સંશય નહી કુસુમાયુદ્ધરીપુ[5] આ રતુમાં તો મારા અંગમાં અધિક અનંગનો[6] જંગ[7] જગાવી રહયો છે. જેથી મને તો રંચ, ચેન પડતું નથી.

**વિધ્યુતપ્રભા**—સાહેલી શાન્તિધર, હવે સ્વયંવર મંડપમાં ઇચ્છિ.વર વરવાને કાંઇ વિલંબ નથી તો સોચ શાનો કરે છે? વાલમ વેગળા નથી. વેલા વાલમ મળશે અને રતૂ વિહાર ફળશે.

**કુલવતિ**—ત્યારેજ આ કુમારીકાનો ઉલાટ ટળશે. ચાલ હાલતો સુગંધિ કુસમોનો, હાર ગુંથી વિરહ વન્હિથી તવાએલા તનને ઠંડક આપુ ( એમ કહી બગીચામાં ફરવા માંડે છે. ફરતાં ફરતાં તેની પરીક્ષા લેવા. )

**વિધ્યુતપ્રભા**—સાહેલી આહાર કયાં પહેરીશ ?

**કુલવંતિ**—હૈયામાં વળી બીજે કયાં ?

**વિધ્યુતપ્રભા**—ત્યારે તો તે હાર હૈયાહાર ભરથાર રૂપ ગણાય તો તે કયાં છે ?

**કુલવંતિ**—અહા તેમાં શું ? રીઝે કીરતાર તો કયાં છે વાર. મળે દીલદાર તો અરપું આ નાર રૂપ હાર, જે તૈયાર છે. ( ફરતી ફરતી ઇંદ્ર જયાં બેઠો છે તેની નજીક જઇ નજાણતાં ધીમેધીમે ફુલવંતિ પુષ્પનો ખોળો ભરે છે. તેના ચાલવાના ખખડાટથી ઇંદ્રસે સચેત થઇ તેને અવલોકિ જરા જંખવાઇ,

**ઇંદ્રસેન**—અરે આ અજાયબશું ? દીવશે ચપળા[8] તુલ્ય પ્રકાશશે ? અથવા દેવલોકથી કોઇ સચિ[9] સુરાંગના[10] કે પરી મને

---

૧ મૃગ, ૨ ટોળાં, ૩ કાનોને, ૪ આનંદકારી, ૫ કામદેવ સત્રુ ૬ કામદેવનો ૭ તોફાન, ૮ વિજળી, ૯ ઇંદ્રાણી, ૧૦ દેવાંગ.

શવવાતો નહી ઊતરી હોય ! (બરાબર સનમુખ થવાથી) અહા! કેવી અનોપંમ સુરતિ અવનીપર

### હરીગીત છંદ.

**ઇંદ્રસેન**—મૃગલોચની[૪] ગજગામની[૫] પ્રીયકામની, સુંદર ઘણી.
ઊરે વરી છે માહરા, તુ અપ્સરા કે પદ્મની
ચંદ્રવદની[૬] ભમરતારાં, ચાંપના[૭] તુલ્ય ગણું
શું રુપરૂપ રંભા તાહરૂં આ લોકમાં હું વર્ણવું. ૧

નાહી હશે આ લોકમાં કે, ત્રણ ભુવનમાં તુજસમ
નાહી હશે દેવાન્શી તેવી ઇંદ્રના ઘરમાં રમા,
હોયકાચ અતિશે ચળકતો તે નાવે હીરા તુલ્યમાં
તેમ અવર નારી ભૂની, કોઇ નાવે તારી મુલ્યમાં. ૨

**ઇંદ્રસેન**—અહાશું સૃષ્ટિનું સર્વ, સૌંદર્ય,[૮] આ સ્યામાએ[૯] હરણ કરી લીધું છે ? અથવા કામદેવની પ્રિયા રતિનો તિરસ્કાર કરવા, જગપતિએ અવર રતિતો નહી સરજી હોય જેનું કનકવેલી સમ સકોમળ અંગછે. એવી સિંહકટિની[૧૦] હંસગતિને લજ્યાયુક્ત કરે તેવી રીતે મારી આસપાસ રમી રહી છે. તેનું વદનતો[૧૧] જાણે ગ્રહપતિનો[૧૨] ગર્વ હરણ કરવાનેજ કર્તાએ બનાવ્યું હોયના? અહો? આવી અદભૂત મુદ્રાવાળી મહીલા ખરે જગતના ભુષણ રૂપ છે.

**આશાગોડી. અવર મદન અલબેલો. (એરાહ)**

મુખકમળ છબી ન્યારી, ગૌરી[૧૩]તારી, મુખકમળ છબી ન્યારી.
શરદપુનમના, ઇંદુ[૧૪]સરીખી, કાન્તિમાં શોભીત સારી. ગૌરી.
ઊમા[૧૫]રમાથી[૧૬] અધિક રૂપાળી, રંભાથી રૂપમાં ન્યારી. ગૌરી.
કામરાજાને, રતિજ રાણી, તેની શુ તું કુમારી? ગૌરી.
સચિ[૧૭]પદમની, કે ચક્રિકુમારી,[૧૮] તુલ્ય ન આવે એ તારી. ગૌરી.
કુરંગ[૧૯]સમતો, નયનો તારાં, દેહ, વિધ્યૂત[૨૦]થી સારી. ગૌરી.

---

૪ મૃગના જેવા નેત્રોવાળી, ૫ હાથીના જેવી ચાલ વાળી, ૬ ચંદ્રના જેવા મુખવાળી, ૭ ધનુંશ્યના, ૮ રૂપ, ૯ સ્રીએ, ૧૦ શીહના જેવી કેડવાળી ૧૧ મુખતો ૧૨ ચંદ્રનો, ૧૩ સ્રી ૧૪, ચંદ્ર ૧૫ પાર્વતી ૧૬ કૃષ્નની સ્રી ૧૭ ઇંદ્રાણી ૧૮ નાગકુમારી ૧૯ હરણ ૨૦ વીજળી.

શીરલટ તારી, વાસુકિ[1] જેવી, નિરખું જે ધારી ધારી. ગૌરી.
ધન્ય સ્વરૂપા. રૂપજ તારૂં. જે પર જાવું હુ વારી. " ગૌરી.
ભાગ્ય શાળી જે, પુણ્ય હશે તે, વરશે આરે કુમારી. ગૌરી.

ઇંદ્રસેન--નિશ્ચે આ ચિત્તહર ચતુરાએ મારૂં ચિત્ત ચોરી લીધું છે. વળી હાસ્યવદન મંદમંદ હસી રહ્યું છે જેનું એવી આ ઊર્વશીએ મને પોતાના પ્રેમપાશમાં, ગાઢ[2] કસી લીધો છે. જેને મને અવલોકયો નથી છતાં તેને મેં અવલોકિ છે, તેવીજ તુર્ત તે તારૂણી મારા તનમનમાં રમી રહી છે. આરંભાને નિરખી મને પ્રેમ પેદા થાય છે. તેનું શું પ્રયોજન હશે.

**મનહર આ છબીવાલી, મનમાંયરે વશી. (એ રાહ)**

**ઇંદ્રસેન**-ચિતહર આ, રંભાનારી, ઊરઅંદરે વસી.
જેના દીવ્ય તુંડ,[3] પાસે, શરમાયરે શશી.[4] ચિત.
દેખી દ્રગો[5] મીન,[6] લાજે મોહ પાવે જે ધસી.
દેહ અનુપમ દેખી; વ્યોમે[7] તડિત[8] ફસી. ચિત.
લીધો અરે મને એણે, પ્રેમ પાશમાં કસી.
પ્રેમાતુર થયો પુરો, મદનમાં[9] હું ફસી. ચિત.

[ ફુલવંતિ ફરતી ફરતી ઇંદ્રસેનથી વેગળી ચાલી જાયછે ]

ઇંદ્રસેન—અહો! ચપળાનો,[10] ચળકાટ કયાં અદ્રશ થયો. ?

[ ફુલવંતિ આગળ એક જાળા પાસે જઇ થોભેછે સર્વ પુષ્પો નો એક સુંદર હાર ગુંથી તેની સાહેલીને બતાવવા આગળ વધે છે. ત્યાં તેને સર્પડંસે છે તેથી બુમો પાડતી તેની સાહેલી પ્રત્યે)

ફુલવંતિ—વિધ્યુતપ્રભા? વિધ્યુતપ્રભા? આમ આવ આમ આવ મને આ દુષ્ટ સરપેં ડંસી છે.

( એમ કહેતાં કહેતાં મોરછીત થઇ જાય છે)

વિધ્યુતપ્રભા—[ દોડતી આવી ફુલવંતિને પડેલી નિરખી ] ખંમા ખંમા બેન તને શું થયું? ( તેનું મસ્તક ઘુંટણપર લઇ તેને બોલાવે છે. પણ તે નથી બોલતી ત્યારે )

વિધ્યુતપ્રભા--[ ગગળીત પણે ] પ્રીયસખી તને શું થયું?

---

૧ નાગ, ૨ મજબુત ૩ મોઢું, ૪ ચંદ્ર, ૫ આંખો, ૬ માછલું, ૭ આકાસે, ૮ વિજળી, ૯ કામદેવમાં, ૧૦ વિજળીનો,

તું કેમ બોલતી નથી ? શ્રીહરી ? હર્ષમાં કયાં ભંગ કર્યો? [જરા થોભી, વિચારી ] આમ એકાએક શું થયું હશે ? માટે તેના અવયવો તપાસું ( અંગુઠા તરફ અવલોકિ ) હાય હાય આતો નાગદંશ થયોછે. પણ ફીકર નહીં, મને ખબરછે કે નાગનું ડંશેલું માણુસ ત્રણ દીવસ ચેતનમાં રહે છે. માટે લાવ કોઇ નાગ ના ઊતારૂ ને બોલાવું.

ફુલવન્તિને ત્યાંથી ઊપાડી એક વૃક્ષનીચે સુવાડી બગીચાની બાહાર આવી ફુલવંતિને સર્પદંશ થયાની બુમ પાડે છે.

**ઇંદ્રસેન**—[આ શ્રવણુ કરી ચકિત થઇ ] શું હમણાં અહી રમી રહી હતી તેને?

**વિધ્યુતપ્રભા**—હા ભાઇ

**ઇંદ્રિસેન**—એન તમો કંચિત પણ ગભરાશો નહી. મારી પાસે મણીધરની મણી છે. તે ક્ષણુવારમાં નાગને ઊતારી દેશે

**વિધ્યુતપ્રભા**—મહાન્ પુરૂષ તે નજીક છે. માટે ત્યાં પધારી તેને સચેત કરો અને અમારા ઉપર ઉપકારનો ભાર મુકો.

**ઇંદ્રિસેન**—ભલે (વિધ્યુત્પ્રભા સાથે હસ્તમાં મણી ગ્રહી જાય છે. નજીક જાતાં મણીનો પ્રકાશ ફુલવંતિના મોઢાપર પડે છે અને ઝેર ઉતરી જાય છે. જેથી થોડીવારે સચેત થઇ નિચી નજરે અવલોકિ )

**ફુલવંતિ**—વિધ્યુતપ્રભા? શું હું આ સ્થળે સુવાસીત મંદમંદ[1] શિશિરમાં[2] ગર્ક થઇ નિદ્રાધીન થઇ ગઇ હતી.

**વિધ્યુતપ્રભા**—આવી નિદ્રા શત્રુને પણ ના આવશો. વોહાલી તને દુષ્ટ સર્પેડંશી હતી. તે આ મહાન પુરૂષના પ્રભાવથી ઊતરી ગયો. અને તું સચેત થઇ.

(ફુલવંતિ ઊભી થઇ દિવ્યદેહી વાન યુવાનને નિરખી તનમનમાં હરખી મોહીત પણે )

**ફુલવંતિ**—( સ્વગત ) શું મુજરૂપ રતિથી પતિ રૂપ કામદેવને મેળવવા વિધિએ આજ વખત અનુકુળ ધાર્યો હશે. (ચાહન) ( સમીપ જઇ નમ્રતાયુક્ત ) મહાન્ પુરૂષ હું આપનો અતિશય ઊપકાર માનું છું.

(ફુલવંતિ ઠેઠ ઇંદ્રસેનની નજીક આવતાં ઇંદ્રસેન તેનું દિવ્ય વદન[3]

---

૧ ધીરે ધીરે ૨ પવનમાં ૩ મોઢું.

નિરખી મોરછીત થઇ જાયછે પાછો તુર્ત સાવધ થઇ પ્રેમયુક્ત ફુલવંતી પ્રત્યે ]

## ગીતી.

**ઇંદ્રસેન**—ચતુરા ચપક વર્ણી, ધરણી[1] ઢાળ્યો હરણી સમ નેને.
ઉમા[2] રમાકે[3] રંભા, ઉર્વશી તુંતો કોણ? મને કે'ને

**ફુલવંતિ**—( હર્ષયુક્ત ) ઉપકારી હું આ ભૂમીના નૃપની પુત્રી છું મારૂં નામ ફુલવંતિ છે. આ ઉપવન[4] મારોછે. જેમાં રમતાં મને દુષ્ટ સર્પેડશી ધરણીઢાળી હતી જે આપના પ્રભાવથી જીવતદાન પામી ઉપકારી ? આપના મહાન્ ઉપકારનો બદલો આ મારૂં તનમનધન અરપું તોપણ ઓછુંછે

### નવબોલ વચન આવા દે જાવા. (એરાહ)

**ફુલ**–શો બદલો વાળું પ્યારા, પ્રીય મારા
અરપું તન, મુજજીવ ા; આભારતમ વિશરૂં, નહી નાના.
તે બદલો હુંજ પ્યારી, છો પ્યારા; શો.
[( પોતાનો ગુંથેલો હાર ઇંદ્રસેનની કોટમાં પહેરાવે છે )
**ઇંદ્રિ**–કેમ કરી સાહસી વાત, વિણુ પુછે પ્યારી તાત
નહી ગમે વાત ભલી ભાત, તો થાશે અતિ ઉતપાત.
નહી નહી વિચાર સારા, તમદારા; શો.
**ફુલ**–શી આજ્ઞા તાત તણી લેઉં, મન માન્યું ત્યાં તન દેઉ
હશે થશે ભાગ્યોદયે જેવું, નિત્ય નાથ ચરણુ તમ સેવું.
નહી ક્ષણુ કરૂં ન્યારા, ચક્ષુતારા શો.

**ફુલવંતિ**—સ્વામિન્? આપ કિંચિત શંકા યુકત થશો નહી. હું કાલે સ્વયંવરમાં ઇચ્છાવર વરનાર હતી. તો તે આજે વરી તેમાં માતા પિતા શું કહેશે.

**ઇંદ્રસેન**--પ્રિયા તે સત્યછે. પરંતુ આતો ચોરી ગણાય.

**ફુલવંતિ**--હૈયાહાર તેમાં ચોરી શાની, એમજ હશે તો આ વતી પ્રભાતે ચંદ્ર સુર્યની સાખે લક્ષ નૃપતિઓની સમીપ દીલદાર ભરથાર વરમાળ આપને અરપિશ પછી શું?

**ઇંદ્રસેન**--વિધુ મુખી[5] ધન્યછે તારી પ્રિતિને, ધન્ય છે તારી

---

૧ ધરતી ૨ મહાદેવની સ્ત્રી ૩ કૃષ્ણની સ્ત્રી ૪ બગીચો. ૫ચંદ્રમુખી

લાવણ્યતાને, ચતુરા તમોએ તમારૂં, વચનામૃત[1] પાઇ પલકમાં મારૂં ચિત હિત ચોરી લીધું.

**અરર અરર અરર અરર આવી ચડયાં હાય કયાંય (એરાહ)**

**ઈંદ્રિ**—હરણુ હરણુ હરણુ હરણુ તન મન કર્યું પ્રાણુ.
મારીને કટાક્ષ બાણ, ચાતુરીથી હર્યા પ્રાણુ
પ્રેમદા પુરાં સુજાણુ, હરણુ (૪)          ત.
ચલાવીને ચતુરાઇ, પ્રેમ વારી દીધું પાઇ.
આતુર છું મળવા ધાઈ. હરણુ ૪          (બંને ભેટે છે)
યુવતિ છો રૂપ ખાણુ, મુખ પેખી લાજે, ભાણુ,[2]
અધિક રસીલી જાણુ, હરણુ; (૪)          ત.

( તેવામાં એક અનુચર પ્રવેશ કરી )

**અનુચર**—ફુલવંતિ બા મોહનપુરીના મદનસેન રાજાએ સ્વયંવરમાં નહી વરાવતાં તમારૂં માગું કર્યું હતું. જે પિતાજીએ પાછું વાળ્યું. તેથી તે દુષ્ટ પિતાજીથી દ્વંદ્વ યુદ્ધ કરવા તત્પર થઇ રણભૂમિ તરફ ગયો છે. પિતાજી પણ તે તરફ વિદાય થયાછે જતાં મારી પ્રત્યે આપને સુચવ્યું છે કે આપ આ આવાસ મુકી કયાંઇ જશો નહી ( તે જાય છે )

**ફુલવંતિ**—( આ શ્રવણકરી નારાજબની ) શ્રી હરી આરંગમાં ભંગ શો.

**ઈંદ્રિસેન**—પ્રિયા તમો કિંચિત ગભરાશો નહી. મારી સમીપ તે દુષ્ટની શી ગુંજાસછે કે કોઇ પણ રીતે તે ઉપદ્રવ થઇ શકે!

**ફુલવંતિ**—નાથ તેતો ભરૂસો છે.

**ઈંદ્રિસેન**—પ્રાણવલ્લભા, હું રણભૂમિ તરફ જાઊં છું મને દ્વંદયુદ્ધ[3] નિરખવાનો ઘણો શોખછે.

**ફુલવંતિ**—વાલા આપને ત્યાં પધારવાનું કંઇ પ્રયોજન નથી

**ઈંદ્રિસેન**—સુંદરી આવાં કાયરનાં વેણ કેમ બોલેછે. સિંહણી સિંહને વનમાં વિચરતાં શંકા યુકત થાયજ નહીં. હું તરત પાછો આવીશ.

**ફુલવંતિ**—ભલે પધારો પણ ત્વરિત અહીં વેલા આવજો, આપના વિના રંચ ચેન પડસે નહીં.

**ઈંદ્રિસેન**—વારૂ પ્રિયા ( જાયછે)

---

૧ વચનરૂપી અમૃત ૨ સુરજ ૩ ફક્ત બે જણુ લડે તે

## પ્રવેશ ૮ મો.

### સ્થળ યૂદ્ધભૂમિ

**પાત્ર**—મદનસેન અને તેનો પ્રધાન કૂમતિ તથા તેનું, કટક,[1] પછી કમળસેન અને તેનો પ્રધાન ચતુરસિંહ અને તેનું સૈન્ય પછી ઈંદ્રસેન,

**મદનસેન**—સચીવા કમળસેનને કપટપાસથી હાર કરી મારી મુરાદ પાર પાડવા મેં આદૂંધ યુદ્ધની યોજના યોજીછે. તે તમો જાણો છો. તો તે પ્રસંગે, રીપુને, પલકમાં યમપુરી દેખાડવા મારી પુઠે તમો તત્પર રહેજો.

**કુમતિ**—રાજેન્દ્ર આપ તે વિશે નિશ્ચિંત રહેશો હું સાવધજ છું.

[ મદનસેનનો એક દુત પ્રવેશ કરી ]

**દુત**—અંનદાતા કમળસેનજી તેમના, કટક,[2] સાથે અત્રે આવી પહોચ્યા છે.

**મદનસેન**—ભલે આવવા દો. [ કમળસેન તેમના સૈન્ય સાથે પ્રવેશ કરે છે. સૈન્ય એક બાજુ રહે છે અને મદનસેન તથા કમળસેન દૂંધ યુદ્ધ માટે સામસામા આવી ચડે છે ત્યારે ]

**મદનસેન**—[ કમળસેન પ્રત્યે ] મહારાજા કમળસેનજી આપની કુમારીકા અન્ય નૃપને વરાવવી તો છેજ. તો તે મને આપી આપ આ પ્રસંગે મરણના પંજામાંથી મુક્ત થાઓ તો સારૂં.

**કમળસેન**—દશકંધ[3] તુલ્ય મિથ્યાભિમાની જશ ગયા પછી જીવવું શા અર્થનું છે? ક્ષત્રીઓની પવિત્ર રીતી વિરૂધ્ધ કૃત્ય આચરી હું આવેલ નરેશોનું કદી અપમાન કરીશ નહી. તું શુદ્ધ ક્ષત્રીકુળનો નથી. નહી તો આવાં ધર્મ વિરૂધ્ધ આચરણ આચરે નહીં. ચાલ તત્પર થા. તારા દર્પનું છેદન કરવા મારા બાહુ[4] આતુર થઇ રહ્યા છે.

**મદનસેન**—લ્યો ત્યારે સુઠનો સ્વાદ ચાખો. ( બંનેનું દારૂણ યૂધ્ધ થાય છે. મદનસેન પેહેલો પ્રહાર કરી કમળસેનને હઠાવે છે. પરન્તુ મદનમાં[5] ફસેલ મદનસેન કૃશદેહિનો હતો તેથી અવર વખત કમળસેન તેને હઠાવી શસ્ત્ર રહિત કરી નાખે છે. આ નિરખી દુષ્ટ મદનસેનનો પ્રધાન સંકેત મુજબ કમળસેનને મારવા બંદુક

---

૧ સૈન્ય. ૨ લશ્કર. ૩ રાવણ. ૪ હાથ, ૫ કામદેવમાં

છોડે છે, જેથી કમળસેન મોરછીત થાય છે. અને ઇંદ્રસેન ત્યાં આવી પહોંચે છે. ત્યાં કપટ નિરખી)

**ઇંદ્રિસેન**—( રક્તનેત્રે ક્રોધયુક્ત ) દગો દગો ક્ષત્રીઓનાં દ્વંધ યુદ્ધમાં આવો દગો શો ? ધારૂંછું કે આ બ્યંડળો[1] શુદ્ધ ક્ષત્રીકુળના નથી. નહીતો દ્વંધયુદ્ધમાં આવો અન્યાય કરે નહી, અન્યાયના કરનારને યોગ્ય શિક્ષા આપવી તે ક્ષત્રિઓનો ધર્મ છે. [સ્વગત] જોઉછું શું થાય છે? ( થોડીવારે કમળસેન જરા હાલે છે. આ નિરખી ]

**મદનસેન**—પ્રધાન ! શત્રુ તો જીવતો છે, માટે કંઇ યોજના યોજી સધ તેને ઠાર કરો.

**કુમતિ**—જેવી આજ્ઞા. ( આ શ્રવણ કરી)

**નિર્બળ શત્રુ સબળ રાજ પર, આજ ચડીને આવે છે. (એરાહ)**

**ઇંદ્રિસેન**—અજબ ગજબ સૃષ્ટિમાં આજે, દ્રષ્ટિગોચર થાયે છે,

કપટ થકી આ દ્વંધયુદ્ધમાં, નગર રાય[2] છેદાય છે;
કેમ સહુનજ થાય હાય, અન્યાયની રીતિ;
મારૂં તન તપી જાય આ, જોઇને અનીતિ;
મારૂં રિપુને હું ઠાર, ચુકયા છે એ નીતિ. અજબ.

( મદનસેનનો પ્રધાન પાછી ડોટ કરી સમશેરથી કમળસેનનો વધ કરવા જાય છે અને મદનસેન ઇંદ્રસેનને રોકે છે, તોપણ તેને હઠાવી ]

**ઇંદ્રિસેન**—[ક્રોધથી] દુષ્ટ અવિચારીઓ સબુરા સબુર! લ્યો તમારા અધમકૃત્યનો કડવો સ્વાદ ચાખો, ( એમ કહી મદનસેનના પ્રધાન કુમતિને ઠાર મારી મદનસેનને જીવતો પકડી કમળસેનના સચિવ ચતુરસિંહને સ્વાધિન કરે છે. જેથી મદનસેનનું સૈન્ય નાસેછે.)

**ચતુરસિંહ**—( આ નિરખી આનંદયુક્ત ] ધન્ય છે ક્ષત્રીપુત્ર આપના વિરત્વને, અધર્મીઓને યોગ્ય શિક્ષા આપી, શત્રુના દર્પનું[2] છેદન કરી અમોને આપના અતુલ્ય ઉપકારી કીધા. યુવરાજ આપે દુષ્ટોનો પરાજ્ય કર્યો. જેથી આજે મહારાજા કમળસેનની કુમારીકા આનંદયુક્ત નિર્વિઘ્ને સ્વયંવરમાં ઇચ્છાવર વરશે. તેથી સર્વેના ઉરમાં આનંદ છવાશે, તે આપના ઉપકારથીજ. કૃપાવંત? તે પ્રસંગે કૃપા કરી ત્યાં પધારશો એવી મારી વિજ્ઞાપના છે.

---

૧ બાયલાઓ. ૨ અભિમાનનું.

**ઇંદ્રસેન**—(સ્વગત) વરનાર તો વરી ચુકી] (ચાહન) વારૂ હું ત્યાં તે પ્રસંગે જરૂર આવીશ તમો નિશ્ચિંત રહેશો. (સરવે જાય છે મુરછીત થએલા કમળસેનને રથમાં બેસારી નગ્રમાં લઇ જાયછે. અને મદનસેનને કારાગ્રહમાં મોકલે છે)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ ફુલવંતિનો સ્વયંવર મંડપ.

**પાત્ર**—પ્રથમ ફુલવંતિની સાહેલીઓ, બાદ કમળસેન અને તે પ્રસંગે પધારેલ નરેશો, ચતુરસિંહ, વિજયાનંદ, વારાંગનાઓ, ફુલવંતિ તેની સખીઓ સાથે, ઇંદ્રસેન, પ્રતિહારો, અમાત્યો વિગેરે વિગેરે અનેક જન.

**વિદ્યુતપ્રભા**—(પ્રવેશ કરી) અહા ! શો સોહામણો સ્વયંવર મંડપ રચાયો છે. જેની તુલના, પુરંદરપુરી[1]ના જેવી છે. એવા આ મનહર મંડપનું સંપૂર્ણ વર્ણન વર્ણવવા, મયુરવાહની[2] મહાશ્રમે શક્તિમાન થાય તો તેમની સમીપ મારી શી મતિ? ધન્ય છે બેની ફુલવંતિને કે જેના અર્થે આવો શ્રેષ્ટ સ્વયંવર રચાયો છે.

**ચંદા**--(બીજી તરફથી નિરખી વિધ્યુતપ્રભાનો હસ્ત ખેંચી.

**સખીરી વેમાં લાગે છે આ કુમાર કેવા. (એ રાહ)**

સખીરી જો તું, મંડપ નહી જોયો એવો;
આબેહુબ કેવો, ઇંદ્રપુરી જેવો; ચિત ચોરે તેવો. હા. ૪ સખી.
દીપીત કેવો, સિતા સ્વયંવર જેવો આ;
હીરે ચોક જડયા, થંભ સોને મઢયા. હા. ૪ સખી.
સિંહાસન કેવાં, ભુપાળો કાજ આ કર્યાં;
મોતિના થાળ ભર્યા, પેરાવા હાર કર્યા. હા. ૪ સખી.
હમણાં આવી, બીરાજશે કુમારો અતિ;
બેની ફુલવંતિ, વરશે યોગ્ય પતિ. હા, ૪ સખી.
આનંદ આજે, સાહેલી વપુ[3] માંહી ધણો;
ધરીને હર્ષ અતિ, મંગળ ગાવો સતિ. હા. ૪ સખી.

---

૧ ઇંદ્રપુરીના ૧ સરસ્વતી ૩ શરીર.

(પ્રતિહાર નેકી પોકારે છે. અને પુલવંતિની સાહેલીઓ ચાલી જાય છે]

**પ્રતિહાર**—કમળસેન મહારાજને ઘણી ખંમા. [ બાદ અનુક્રમે બીજા મહેશો પ્રવેશ કરે છે. તેગની પ્રતિહાર નેકી પોકારેછે.]

**પ્રતિહાર**—પ્રથક, પ્રથક,[1] પ્રદેશના પાલક રાજેન્દ્રોને ઘણીખંમા.

[ સર્વે, સર્વેની યોગ્યતા મુજબ સિંહાસના રૂઢ થાય છે. બાદ કેદી મદનસેનને પહેરેગીર સ્વયંવરમાં લાવી એક સ્થળે ઊભો રાખે છે, અને ઈંદ્રસેન પ્રવેશ કરે છે. તેને ચતુરસિંહ આદરભાવ સાથે એક મંચપર બેસાડે છે. મદનસેન તેને નિરખી લજ્યાયુક્ત બની જાય છે] [ બાદ પુલવંતિ સોળશણગાર અને બત્રીસ અલંકાર સજી રૂમઝુમ કરતી ચપળાતુલ્ય,[2] ચમકતી, ભુમંડળની સર્વે ભામાઓના[3] ગર્વ હરણ કરતી તેની સાહેલીઓ સાથે સ્વયંવર મંડપમાં પ્રવેશ કરે છે. કે સર્વે નરેશો તેનું અદ્‌ભુત દિવ્યવદન[4] નિરખી ઝંખવાણા પડી લથરપથર બનેલા તેમના શણગારોને સજ કરવા મંડી પડે છે. ]

**કમળસેન**—( ઊભા થઈ ) સભા મંડપમાં બીરાજેલા સર્વે મહાન મહિપતિઓને હું નમ્રતાયુક્ત વિજ્ઞાપ્ના કરૂંછું કે મારી પુત્રી પુલવંતિ જેના ભાગ્યોદયમાં હશે તેને વરશે. તેમાં અવરે ખેદયુક્ત અથવા ક્રોધયુક્ત થઇ હર્ષમાં ભંગ પડાવવો નહી. તેમ કોઇપણ જનને તેની જ્ઞાતિ વિષેનો પ્રશ્ન થાય તો તે તુરત વિદિત કરવો.

[ બાદ પુલવંતિને તેની સખી આવેલ નરેશોને ઓળખાવે છે, તે પુલવંતિ હસ્તમાં વરમાળ ગ્રહિ સર્વેને અવલોકે છે.

**કેરબો. રાજા માસુક બોલાવે ઊઠોભાવ ધરીરે. ( એ રાહ)**

**વિદ્યુત**—પેખો પ્રીય સખી પ્યારી, આવ્યા ભુપ ભારીરે; (૨)

ઉજ્જનના આ અધિપતિ છે, શૂરવીર ગુણવાન;
નેકિ ટેકિ અને વિવેકી, રૂપે કામ સમાન. પેખો.
મહીપતિ માળવના આ છે, મહા વિચિક્ષણ વીર;
ઈંદ્ર સમા શોભીતા જે છે, ઉદારને રણધીર; પેખો.
રત્નવતિના રત્નસેનજી, અનુપ રૂપ અંબાર;
રણમાં રોળે રીપુ[5] પલકમાં રઢીઆળા દરબાર. પેખો.

---

૧ જુદા જુદા, ૨ વીજળી. ૩ સ્ત્રીઓનો, ૪ મોઢું ૫ શત્રુ.

કનકપુરીના કેસરીસિંહ જો, અતિ ચતુર સરદાર;
ભાગ્યશાળી જે હશે ભામની, તેને આ ભરથાર. પેખો.
આર્ય દેશના સર્વ મહીશો, આવ્યા આણી પ્યાર;
મનગમતા માનીને મનમાં, અર્પો કોટે હાર.

**વિદ્યુતપ્રભા**—(કેદી મદનસેનને નિરખી ફુલવંતિ પ્રત્યે) સાહેલી? આ મોહનપુરીના મહારાજા મદનસેનજી ત્રણ ખંડના અધિપતિ છે, રૂપે કામ સમાન છે, પરન્તુ દશકંધ, તુલ્ય તેમનામાં દુર્ગુણ છે. દર્પ[1] અને મદનમાં[2] ફસી તેઓ આ સ્થીતિએ પહોચ્યા છે. [સર્વ નરેશોને નીરખી રહ્યા બાદ ઈંદ્રસેનને ન નિરખવાથી આકુળવ્યાકુળ બની વિદ્યુતપ્રભા પ્રત્યે]

**ફુલવંતિ**—ઉપકારનો મુકનાર ભાર, કાન્ત[3] સખી એ ક્યાં ગયા?

**વિદ્યુતપ્રભા**—ઉઘાડી ચક્ષુદ્વાર નીરખે નાર તો તે આ રહ્યા.

[એકદમ તે તરફ જઈ હર્ષયુક્ત ઈંદ્રસેનની કોટે વરમાળ પહેરાવે છે]

**કેશરીશિંહ**—[આ નિરખી ક્રોધયુક્ત] અન્યાય, અન્યાય એક રખડતા રવડતા, વિર[4] જેવા યુવાનને કમળસેનની કુમારીકાએ વરમાળ પહેરાવી દીધી, ત્યારે શું આ ક્ષત્રીપુત્રો સ્વયંવરમાં નિરર્થક બીરાજેલા હતા? નહીં નહીં તેમ નહી બને, ક્ષત્રીઓ તેને સહીસલામત નહી વરવા દે.

**કમળસેન**—(આ શ્રવણ કરી) કેશરીસિંહ શાન્ત થાઓ, હું તેની ખાત્રી કરૂંછું [ચતુરસિંહ પ્રત્યે] ચતુરસિંહ તે યુવાન કોણ છે?

**ચતુરસિંહ**—મહારાજ દ્વંધયુદ્ધમાં કપટનું ચપટ કરી આપને જીવતદાન દેનાર કોઇ વિક્રમિ[5] ક્ષત્રીપુત્ર છે.

**કમળસેન**—તોપણ તેમનાથી તેમની જ્ઞાતિ વિશે વાકેબ થઇ વિદિત કરો.

**ચતુરસિંહ**—(ઇંદ્રશેન પ્રત્યે) ઉપકારી આપનો ટુંક હેવાલ વિદિત કરી ભ્રાન્તિમાં ભમનાર ક્ષત્રીઓને શાન્તિ આપો.

**ફુલવંતિ**—પ્રધાનજી? હવે તેમની જ્ઞાતિ જાણી શું ફેરફાર કરવાના હતા? તે ગમે તે હો, તોપણ હું તેમને મારા અંતઃકરણથી વરી ચુકી છું તેમાં મીન મેખ નથી.

**ચતુરસિંહ**—આ તે ક્ષત્રીઓની રીતી છે, સુર્ય કંઈ વાદળે

---

૧ અભીમાન ૨ કામદેવમાં ૩ પતી ૪ ભીખારી ૫ પ્રાક્રમિ

ઢંકાવાનો નથી, પણ જેમ એક નાની વાદળી સુર્યને પ્રકાશ કરવામાં આડી આવેછે. તેમ કુમારશ્રીને પુર્ણ પ્રકાશવામાં તેમનીજ્ઞાતિની પિછાનરૂપ વાદળી આડી આવે છે. માટે તે દુર કરવામાં કશો વાંધો લેશો નહી.

**ઇંદ્રસેન**—કુમારીકા ! સર્વેની જીજ્ઞાશા મારી સ્થીતિ જાણવાની છે, તો તેમાં તું ખેદયુક્ત થા નહી. હું મારી સવિસ્તરબીના વિદીત કરૂંછું, તે તું પણ શ્રવણ કર.

**ફેંકી દીધો જ્યાં કીરતારરે, પછી કોણ ચડે ત્યાં વારે. (એ રાહ)**

નકી નાવ વિના આધારે, કોણ જળનિધીથી તારે;
સહુને કરણી ના અનુસારે, ભવ આ તરવો છે સંસારે.
જીવને આઉદધિ[6] ઉતારે, જોડી પાપ પુન્યથી લારે;
જેની પુન્યવૃત્તિ વધારે, તેને કષ્ટ વિના ભવ તારે.
જેને પાપ ભર્યા છે ભારે, તેને દુઃખાબ્ધિમાં[7] ડારે;[8]
તેવું થયું આવવું મારે, વિધિ આંક તણા આધારે. નકી
રાજ્ય તજ્યું મેં સત્ય કારણે, પરમાર્થે કરતાં, કરતાં.
વચન કારણે નિકળ્યો છું હું; નેકટેકને ધરતાં ધરતાં,
વિભુ કૃપાથી અત્રે આવ્યો, મહારાગ હું ફરતાં ફરતાં.
રીપુ[1]કપટથી તમને બચાવ્યા; દૂધ યુદ્ધમાં મરતાં મરતાં,
સત્યવાત જાણી જે ગારી; રાયતન દીસું ભીખારી,
દશા તણી છે હા? બલીહારી. નકી.
જો ઉતમ ધારોતો હું આ; જો મધ્યમ ધારો તો હું આ,
ધીર વીરનો તનુજ[2]હું આ, ક્ષત્રીને અવતારે. નકી.

(બાદ રત્નપુરીના મહારાજા રત્નસેનજી ઇંદ્રસેનના મામા ઈંદ્રિસેનની પાસે પોતાની આપેલી તરવાર ઓળખવાથી ઇંદ્રસેનને ઓળખી. )

**રત્નસેન**--કોણ ભાણેજ ઇંદ્રસેન?

**ઈંદ્રસેન**—હા મામાશ્રી હું ઇંદ્રસેન.

**રત્નસેન**—મહારાજા કમળસેનજી તથા કેસરીસિંહજી અથવા અવર નૃપેંદ્રો આ કુમાર મારા ભાણેજ છે અને સુવર્ણપુરીના સુર્યવંશી મહારાજા સુર્યશેનજીન પાટવી કુમાર શ્રી ઇંદ્રશેનજી છે. હવે

---

૬ સમુદ્ર, ૭ દુઃખનો સમુદ્ર, ૮ નાંખે.

આપ તે વિશે કિંચિત શંકાયુકત રહેશો નહી. કમળસેનજીની કુમારીકાના પુર્ણ ભાગ્ય કે આવા ચોસઠ કળા યુકત સકળ ગુણસંપન ભરથાર મળ્યા.

**કેશરીસિંહ**—(આ શ્રવણ કરી ચકીત બની નમ્રતાથી ઇંદ્ર પ્રત્યે) મહાન કુમાર અવિનયની ક્ષમા કરશો.

**કમળસેન**—હોય તેમા શું, અજાણપાને ક્ષમાજ છે.

**ઇંદ્રસેન**—( ઇંદ્રશેન સર્વ નૃપેંદ્રોને વિનય યુકત વંદન કરે છે. કમળસેન ઊઠી ઇંદ્રસેનને પોતાના સિંહાસન ઉપર બેસાડે છે. •

**કમળસેન**—ઇંદ્રસેનજી હવે આ દુષ્ટ મદનસેનની શી વ્યવસ્થા કરવી છે? મારા વિચાર પ્રમાણે તો તે અધર્મીને ઠાર મારવો જોઇએ. કહ્યું છે કે શત્રુનો સધ્ય[1]નાશ કરવો.

**ઇંદ્રસેન**—(દયાલાવી) મહારાજા તેને ઠાર ન મારતાં બંધનમાંથી મુકત કરાવશો. અધર્મીઓ નિચ કૃત્ય કરે તેની જોડે સુજ્ઞ સજ્જનો તેવાં કૃત્ય કરતા નથી. અપકાર પર ઉપકારના કરનારનું સદા કલ્યાણ થાય છે,

**કમળસેન**—ભલે જેવી તમારી ઇચ્છા ( પહેરેગાર પ્રત્યે ) પહેરેગીર? કેદી મદનસેનને કેદમાંથી મુકત કરો (જેવી આજ્ઞા કહી મુકીદે છે. કે મદનસેન શરમીંદો બની ત્યાંથી પસાર થઇ તેના રહેલા લશ્કરને જઇ મળે છે.)

(બાદ વિજયાનંદ આશીર્વાદ સાથે પુલવંતિ અને ઇંદ્રસેનનો હસ્ત મેળાપ કરાવે છે કે ત્યાં આનંદનો ધ્વનિ થઇ રહે છે.

**ધરો માથે મુગટ વિશાલ મતી થયો હર્ષ અતી (એ રાહ)**

**વારાંગનાએ**—મહા મોદ[2]થયો રતિ પામી પતિ; રતિવાન[3]અતિ
નૃપનંદની[4]ધન્ય તારી નેકી; તનમનથી જગદિશ્વર ટેકી.
તેથી કૃપા થઇ વિશ્વપતી, મહા.
શરમાએ તુજથી રતિ સતિ, શોભીત રૂપ ગુણ પ્રાક્રમી પતિ;
તમે અમર રહો દંપતિ મહા.
સતોષી થયાં તમોને નિરખી, આનદી થયાં અતિ ઊર હરખી;
રૂપ ગુણમાં પેખી એક કૃતિ મહા.

---

૧ તરત, ૨ આનંદ, ૩ તગદીરવાન. ૪ રાજ્ય પુત્રી,

જશ જગમાં ગ્રહી સતિપતિ, રિધિ સિદ્ધિ સુખ પામી અતિ;
ઉજવળ કીર્તિ કરો છતી　　　મહા

( સરવે જાય છે, સભામંડપ બરખાસ થાય છે )

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ ફુલવંતીનું શયનભુવન.

**પાત્ર** ફુલવંતિ અને તેની સાહેલી વિધ્યુતપ્રભા, પછી ઇંદ્રશેન બાદ મદનશેન અને તેના બે સ્વારો બાદ કમળશેનનું થોડું સૈન્ય દાસી વિગેરે

**વિધ્યુતપ્રભા**—પ્રિય સખી આજે તારા મનના મનોરથ ફ-ળ્યા, અને મન માન્યા મોહન મળ્યા જેથી આજનો દીવસ મહા અનુપમ મોદકારી[૨] છે. સુંદર શરદ રૂતુનો શિતશિમીર[૩] તારા અંગે વિલેપલા ચંદન, બ્રાસ, કસ્તુરી, કપુર, મલીઆગીરી અતર આદી સુગંધીમાન પદાર્થોના વિલેપન સાથે અથડાઇ તેની સુવાસ સઘળે પ્રસરાવી તનમનને આનંદ આપી રહ્યો છે વળી દીવ્યપાસાદમાં,[૪] દીપકોની પ્રગટેલ જ્યોતમાળા જળહળીતા કરી, આનંદમાં વધારો કરી રહી છે, વાહ તેનું શું વર્ણન કરૂં ?

**ફુલવતિ**—સાહેલી તે બધું સ્વામી વિના વ્યર્થ. સ્વામિ રૂપ શીતળતા સિવાય અન્ય શીતળતાને મદન[૫]રૂપ તાપ સદંતર ભસ્મ કરી નાખે છે તો શરદનો સુવાશીત શિમિર તેના શા હીસાબમાં? વળી સ્વામિના સમાગમ વિના આ રમ્યમનોહર ભુવનમાં દીપકોનો પ્રકાશ પ્રગટ છે. છતાં તે મને તિમિરતામય[૬]ભાસે છે.

**વિધ્યુતપ્રભા**—સખી એમ કેમ ?

**ફુલવંતિ**—સાહેલી જેમ સ્વામિ રૂપ ચંદ્રના પ્રગટયા સિવાય રાત રૂપરમણીમાં કશો પ્રકાશ થઇ શકતો નથીતેમજ મુજતન મન રૂપ ભુવનમાં ઇંદ્રરૂપ ઇંદુ[૭]નાં પધાર્યા સિવાય કશો પ્રકાશ થઈ શકતો નથી.

**રાહ.**

**ફુલવતિ**—અરેરે નામ ન ઊજાસે; તનમાં, નામ ન ઉજાસે,
તનમન અંદર નાથ વિનાતો, અંધારૂં ભાસે.　　　અરેરે.

---

૨ આનંદકારો, ૩ ટાઢો પવન, ૪ સોભીતા ભુવનમાં, ૫ કામદેવ, ૬ અંધારી, ૭ ચંદ્ર.

દિવ્ય પ્રાસાદે વિના દિપકથી; તિમિર પ્રકાસે,
નાથ વિના તેમ મમમન માંહે; નામ ન ઊજાસે. અરેરે.
શયન ભુવન સુનું નિરખું છું; સુની સેજ ભાસે.
વખત પતિ વિણુરતિન વ્યતિતે શીયદશા થાસે ? અરેરે.

**વિદ્યુતપ્રભા**—શાણી? શાન્તિ ધર કૃપાળુ કીરતારે તારા યોગ્ય કંથ તુને મેળવ્યા છે તો તેઓ ઘડી અધઘડીમાં અત્રે પધારશે તો સજની ઘડીમાં ઘેલીશું બની જાય છે ? હું પણ જાણું છું કે જ્યારે પ્યારા પતિની અહીં પધરામણી થશે ત્યારેજ આ શરદ્ ૠતુ નો સુવાસીત શિમિર[1]હીસાબમાં આવશે અને ત્યારેજ આ દિપકોનો પ્રકાશ પ્રગટ લાગશે, હાલ પ્રકાશમય પ્રાશાદ[2] તિમિરતામય[3] ભાસ તો હોયતો અગાશીમાં જઇ નિરખો કે આ સરદૃના રૂપેરી ચોકમાં દંપતિઓ કેવાં મોદ પૂર્વક મનોવાંચ્છીત વિલાસ કરી રહયાં છે.

**ફુલવંતિ**—ચાલ ત્યારે ચંદ્રણીમાં, ત્યાં તનને ઠંડક વળશે.

**વિદ્યુતપ્રભા**—હા ચાલો (બંને ચંદ્રણીમાં જાયછે ત્યાં ચંદ્રરોહીણીનો પ્રેમ અવલોકિ)

**ફુલવંતિ**—વાહ! વાહ! ચંદ્રને રોહીણી પ્રેમી પ્રેમમાં કેવાં મગ્ન થઇ રહયાં છે

**દોહરો**,—ફુલવંતિ. ચંદ્રકાન્તા[4]ને ચંદ્રજો વ્યોમે[5]કરે વિલાસ;
વિદ્યુતપ્રભા-વિલાસ કરો તેમજ સખી, આવે પ્રીતમ પાસ.

**ફુલવંતિ**—(જરા ક્રોધ યુકત) સાહેલી તને હાસ્ય વિશેષ પ્રીયછે, તું અહરનિસ મને બનાવે જાય છે તેહું જાણું છું;

**વિદ્યુતપ્રભા**—તેમાં શું નવાઇ ? મયુરનાં ઇડાંમાં શું ચિતરવું પડે? (સ્વગત) તેનું ચિત રત વિલાસમાં જોડું કે તેના કંથ આવે ત્યાં સુધી તે આકુળ વ્યાકુળ થાય નહીં (પ્રગટ) સજની? આજે તો મને આ શરદનું વર્ણન શ્રવણ કરવાની અતિ ઉત્કંઠા થઈ છે તો તેનું પુર્ણુકર.

**ફુલવંતિ**—અહો તેમાં શું છે? લે શ્રવણ કર,

**ભેરવી ગજલ ચદ્રમુખીને એકલી, (એરાહ)**

**ફુલવંતિ**—સખી ચંદ્રકાન્તા શીખીલી રહી છે જો આકાશમાં
પ્રેમી ગ્રહનેમિ[6]રોહીણી,[7] રંગ રમે ઊલ્લાસમાં. સખી

---

૧ પવન. ૨ મહોલ! ૩ અંધારાવાળો. ૪ રાત. ૫ આકાશ ૬ ચંદ્ર ૭ ચંદ્રની સ્ત્રી.

રૂતુ શર્દનો બહાર જે, હંસ ગતિને ચંદ્રિકા;
હસે રમે અગાશીમાં, પ્રેમી કાન્ત[1] કન્યકા;[2] સખી.
શિત[3]શિમીર[4] મંદમંદ[5] સુગંધિદાર શો વહે?
હંસો હંસી ને દંપતિ, સૂખ શરદમાં લાંડે, સખી.
દ્રુમો[6] સહુ નવપલ્લવિ[7] થઇ ધરા[8] શોભાવતાં;
પચરંગી પુષ્પો તે પરે, ખીલી મધુ[9] લોભાવતાં. સખી.
સ્નેહિ સહુ વિલાસમાં, નિશા ગુજારતાં ખરે
પણ કંથ વિણ દારાની,[10] નહી દશા એકે અરે. સખી

૧ દાસી—(પ્રવેશ કરી) બાઇ આપના પ્રિયતમ ભુવનમાં પધારે છે.

ફુલવંતિ—(શ્રવણ કરી હર્ષ ભેર) સાહેલી ચાલ ભુવનમાં જઇએ

વિધ્યૂતપ્રભા—(તેની પરીક્ષા જોવા) ચાલો જઇએ છીએ જરા થોભો.

ફુલ-સાખી-આનંદ ઉદધિ[11] પ્રેમનો, સાહેલી છલકાય
તનમન ધાએ વેગથી, પ્રિતમને મળવાય;

ફુલવંતિ—હવે કેમ થોભાય ?

બિધુતપ્રભા—ચાલો ત્યારે, (ચાલતાં ચાલતાં)

ફુલ-શાખી-જન્મ સફળતો માહરો; આજ અલી સમજાય,
ધીર વીર પ્રેમી મળ્યા; પ્રાણપતિ સુખદાય.

(શયનગ્રહ નજીક આવતાં તેની સખી પાછી ફરે છે તેની પ્રત્યે)

ફુલવંતિ—શાહેલી! તું હવે અહીઆંજ રહેજે. (ઠીક કહી જાય છે.)

(ફુલવંતિ ભુવનમાં જાયછે અને ઇંદ્રિસેન પ્રવેશ કરે છે.)

(ઇંદ્રિને નિરખી નમનયૂકત પ્રેમાલિંગન આપી હર્ષ ઘેલી બની વિનય યુકત) ઈન્દ્

ફુલવંતિ—ઉપકારનો ભાર મુકનાર હે દીલદાર ભરથાર આ-
જે મારા મનના સર્વ મનોરથ ફળયા હું સમજું છું. આજના દિવ-
સને ધન્ય છે કે જે મહા મોદમય[12] અને મારા આખા અવતારમાંનો
શ્રેષ્ટ દિવસ તે શ્રી હરી કૃપાથી પ્રાપ્ત થયો છે. (ઇંદ્રને વળગી)
ચિતહરા આપની વિરત્વમય[13] મનહર મુર્ત્તિએ મારૂં ચિત્ત ચોરી
મને ઘેલી બનાવી દીધી છે.

ઇંદ્રસેન—મોદવર્ધનિ[14] મૃગનયની પ્રેમદા પ્રેમવૃતિ સર્વદા

---

૧ પતિ. ૨ સ્ત્રી. ૩ ટાઢો. ૪ પવન. ૫ ધીરે ધીરે ૬ ઝાડ. ૭ નવા પાંદડાં વાળાં. ૮ જમીન. ૯ ભમરા. ૧૦ સ્ત્રી. ૧૧ સમુદ્ર. ૧૨ આનંદકારી. ૧૩ શુરવીરપણાથી ભરેલી. ૧૪ આનંદ વધારનારી.

બન્યો અન્ય રહે છે જેમ મુખ રૂપી ઇંદુ[1]ને ચકોરની પેઠે, નેત્ર રૂપ પદ્મને[2]ભ્રુગની[3]પેઠે, કેશરૂપ મેઘને કેકિની[4] પેઠે, દાંત રૂપ દાડમની કળીઓને કીરની[5]પેઠે, સ્તન રૂપ સુવર્ણના ગીરિને[6] લોભીષ્ટની પેઠે પ્રેમી પ્રેમાને ચહાયછે. તેમ તેં તારી પ્રેમ ભક્તીથી, મીષ્ટ વચનામૃતથી અને તારા શરદ્‌ચંદ્ર તુલ્ય વદનના મધ્ય ભાગમાં રહેલા મનહર દ્રગોએ લોહચુંબક સમ સ્નેહાકૃસણ કરી મારૂં ચીત હીત ચોરી લીધુંછે.

**સાખી**

ઇંદ્રસેન--પ્રાણ પ્રીયા તુજ પ્રેમમાં થયું તન મન લીન;
ફુલવંતિ--તેમ કાન્ત[7] હું આપમાં, વારીમાં[8] જેમ મીન

**ફુલવંતિ**--(ઇંદ્રને પ્રેમાલિંગન આપતાં) પ્રાણવલ્લભ ? પ્રેમી પ્રેમના બલીહારા છે, નેત્રવિલાસી શરદના રૂપેરી ચોકમાં ચંદ્રણીનો ભભકાર અલૌકિક લાગે છે શિત શિશિર મંદ મંદ સ્પર્શાઇ રહયો છે. વળી, જ્યાં પ્રેમી નિશા[9]ને નિશાપતિ[10]અતિ આનંદયુક્ત કામ અને રતિ સમ વિવિધ વિલાસ કરી રહ્યાં છે ત્યાં આપણે આપની ઇચ્છા હોયતો જઇએ.

**ઇંદ્રિસેન**--પ્રીયાની જેવી ઇચ્છા, ભલે ચાલો.

(બંને અગાશીમાં જાયછે ત્યાં ચંદ્રને વ્યોમના[11]મધ્ય ભાગમાં આવેલા અવલોકિ[12] હર્ષ યુક્ત)

**ફુલવંતિ**--સ્વામિન્‌ચંદ્રધરા[13] અને નભના[14]વચમાં રજની સંગ વિલાસ કરી રૂતુને કેવી રમણિક કરી રહયો છે?

**ઇંદ્રિસેન**--હા પ્રિયા મધ્ય રાત્રિના પ્રસંગે તે મધ્યમાંજ રહેછે, (રજનીને ત્વરીત વ્યતિત થતી જાણી રજની પ્રત્યે;)

**શાર્દૂલ વિક્રિડીત છંદ**

ફુલવંતિ--રૂતુના વિલાસ આજ વિવિધો, ખેલું ખરા ખાન્તથી
રંગે રોહિણિ ઇંદુ[15]સંગ રમતી, લેવી રમુ કાન્તથી;[16]
સજની રજની મંદમંદ[17] વેંજે સ્નેહિ તણા રંગમાં
રમિએ રંગ ઉમંગ અંગ ધારી, ઇંદ્રિ શશી[18]સંગમાં

૧ ચંદ્ર. ૨ કમળને ૩ ભમરાની. ૪ મોરની ૫ પોપટની ૬ પર્વતને. ૭ પતી. ૮ પાણીમાં. ૯ રાત ૧૦ ચંદ્ર ૧૧ આકાસના. ૧૨ દેખી. ૧૩ જમીન ૧૪ આકાશના. ૧૫ ચંદ્ર ૧૬ પતિથી ૧૭ ધીરે ધીરે. ૧૮ચંદ્ર.

ફુલવંતિ—પ્રાણેશ નિશા[1] વ્યતિત થતી જાય છે. માટે શયન ભુવનમાં પધારી શયન કરો તે કારણ કે આપ શ્રમિતછો.

ઇંદ્રસેન—મધુરભાષિણી[2] પ્યારી કહેવું સત્યછે હા ચાલો, ત્યાં જઇએ (બન્ને શયનભુવના જાયછે.) (ઇંદ્રસેન શય્યા પર બેસે છે. અને ફુલવંતિ તેની સેવા કરતી ઇંદ્રને નિંદ્રાધીન થવાની વિજ્ઞાપના[3] કરે છે.)

દશાઆશી થઇ મારી કરમની છે. ગતિ ન્યારી (એરાહ)

ફુલવંતિ—પોઢો પ્યારા, પ્રીતીધારી, નિશા ગઇ છે, વીતી ભારી
આનંદોદધિ[4] હે પતિ, આજ અતિ છલકાય
વાલા રંગ વિલાશમાં, સમય નહી સમજાય
કુસુમ[5] શય્યા, સજી સારી, સુગંધ દેતે, પતિ ભારી. પોઢો
શીત શીત[6] શિમીરનો[7] વાએ છે સુખકાર.
પુષ્પ તણી શય્યા વિશે, પોઢો હૈયા હાર
શેવા સ્વામિ, કરૂં સારી, વીતો રજની, સુખે ભારી. પોઢો
રજની ચાલી જાય છે, મંદમંદ સુજાણ
જીવમાત્ર સુતા સહી, જે ઘટમાં છે પ્રાણ
ચાંદા ચંદની, ખીલી સારી, મનોહરએ, સુખાકારી. પોઢો
શાન્તિ સર્વે સ્થળ વિશે સ્થીર સમુદ્રનીર
પશુ પક્ષી જંત પ્રેમથી, પોઢયાં ધારી ધીર
ધીરજ પ્યારા, રૂદે ધારી, સહુ ચિન્તાને વિસારી. પોઢો

ઇંદ્રસેન—પ્રિયાની જેવી ઇચ્છા (કહીબંને શયન કરેછે, ઇંદ્રસેન શ્રમીત હોવાથી નિંદ્રાધિન થઇ જાય છે ફુલવંતિની જમણી ચક્ષુ ફરકવાથી સંશયયુકત બની જાય છે. જેથી નિદ્રા આવતી નથી) (બાદ દુષ્ટ કામાન્ધ મદનસેન અને તેના સ્વારો ભુવનના ચોકીદારો સાથે અથડાય છે. આગબરાટ શ્રવણ કરી વિધ્યુતપ્રભા જાગ્રત બની ભયભિત પણે.]

વિધ્યુતપ્રભા—અરે આશું કલોહલ થઇ રહયો છે? વળી શસ્ત્રો અથડાયાનો ધ્વનિ[8] પણ મારા તન મનને કંપાવી રહયો છે હાય

૧ રાત. ૨ મીઠું બોલનારી. ૩ વીનંતિ ૪ આનંદનો સમુદ્ર. ૫ ફુલ. ૬ ટાઢા. ટાઢા. ૭ પવન. ૮ અવાજ.

શું હશે ? ( વિશેષ રકઝક થવાથી ) (ચમકી) અરે હું હવેકિંચિત ધૈર્ય ધરી શકતિ નથી (વિધ્યુતપ્રભા ડરી ફુલવંતિના શયનગૃહ ન જીક જઇ ફુલવંતિ પ્રત્યે] પ્રીય સખી તું સચેત બની વિક્રમિ[1]વિર કુમાર સાથે બહાર આવ, આવ, મારૂં તન કંપે છે હું ધૈર્ય ધરી શકિત નથી. અને રીપુઓ[2] પહેરેગીરોને ઠાર મારે છે.

[ફુલવંતિ જાગતી હતી તે આ બધું શ્રવણ કરી ઈંદ્રને નિંદ્રાવિન નિરખી

**ફુલવંતિ**—હા દૈવ તારી અકળ ગતિ છે. હવે શું કરૂં ? લાચાર ( શયનમાંથી બેઠી થઇ કેડમાં કટારી ધરી નિરપત્ની ફુલ વન્તિ પ્રતિવ્રતા સ્ત્રિના ધર્મ પ્રમાણે પતિને નિંદ્રાથી સચેત નહી ક રતાં હીમતથી દ્વાર ખોલે છે)

(મદનસેન પહેરેગીરોને ઠાર કરી તેના બે અનુચરો સાથે શયન ગ્રહ પર ચડેછે ત્યારે ઠાર થએલ સ્વારોમાંથી એક વિના ઝખમી જાણીને પડી ગએલ પહેરેગીર મદનસેનને ઊપર ગયો જાણી આ-ખબર કીલ્લામાં આપવા જાય છે.) (મદનસેનને નજીક આવેલો જાણી)

**વિદ્યુતપ્રભા**—(ફુલવંતિ પ્રત્યે) વાલી સખી તું ત્વરીત નાસી જઇ પ્રાશાદના[3] દ્વાર બંધ કરીદે દુષ્ટો નજીક આવી પહોંચ્યા છે. (ફુલવંતિ દોડી શયનગૃહમાં જતી રહે છે.)

**મદનસેન**—(આ નિરખી ક્રોધયુકત) દુષ્ટાલે પ્રથમ આરંભમાં તુંજ માગે છે. સ્વયંવરમાં મને કેદી રૂપે ઓળખાવનાર તુંજ હતી. (તેમ કહી એક સખ્ત ઝટકો મારી) લે આ તારા ખુલ્લાં દ્વાર, તુંનિ શ્ચે જાણજે કે આજે તારી સખીનું હું હરણ કરી જઇશ.

[**વિધ્યુતપ્રભા**—[પરાણે] દુષ્ટતું પણ મીનમેખ સમજ જે કે હવે તારો કાળ ખુટયો છે. જેમ સિતારૂપ વન્હિએ[4] સુવર્ણની લંકાને ભુશ્મ કરી સર્વે રાક્ષસ કુળનો ક્ષય કરાવ્યો હતો તેમજ મારી સખીથી તારા કુળનો ક્ષય થવાનો છે. માટે વિચારી અહીથી ચાલ્યો જા.

[એટલું બોલી પ્રહારની વેદનાથી તરફડે છે]

[ફુલવંતિ દ્વાર ખુલ્લાં રાખી શયન સમીપ ઉભી ઉભી સખીનો ત્રાસ નિરખી મોરછીત થઈ જાય છે, આ તક જોઇ મદનસેન શયન ગ્રહમાં પ્રવેશકરી ફુલવંતિને ઉપાડી બહાર લાવે છે જેથી ફુલવંતિ એ કદમ સચેત બની]

---

૧ પ્રાક્રમિ. ૨ શત્રુઓ. ૩ મહોલના. ૪ અગ્નિએ.

ફુલવંતિ—દુષ્ટ? દુર રહે[એમકહી ઊગ્રક્રોધ આણી રાખેલી કટાર મદનસેનના પડખામાં ઠોકે છે જેથી રૂધીરની ધારાઓ ચાલે છે અને મદનસેન જરા અચેત થાયછે થોડી વારે સચેત થઇ ક્રોધ યુક્ત તેના અનુચરો પ્રત્યે]

મદનસેન—અનુચરો, આ દુષ્ટાને ચાલો ઉપાડી લ્યો. પછી તેની વ્યવસ્થા કરીશું.

ફુલવંતિ—અધમ અવિચારી? હું નિરાધાર નથી. વળી વીરપત્ની અને વીરબાળા છું તો તારી શું ગુંજાશ છે કે તું મને અત્રેથી ઉપાડી જાય! તું નથી જાણતો કે તારા કાળરૂપ મારા પ્રાણાધાર સમીપમાંજ નિંદ્રાધિન થએલા છે. હું તેમને મારા પતિવ્રત ધર્મ પ્રમાણે જાગ્રત કરી શકતિ નથી નહીતો તે હમણાંજ તને યમપુરીનો મારગ બતાવે, જે જગતમંડળને પણ કંપાયમાન કરે તેવા છે તો તારો શો ભાર છે? નિશ્ચે સમજજે કે તે વીરપુરૂશને આ હકીકત કર્ણ ગોચર થતાંજ તે તને પુર્ણ શીક્ષાએ પહોંચાડશે માટે મનમાં સમજી જા નહીતો પસ્તાવું પડશે.

**રાગ કવીતનો.**

જાગસે. ૨ તે ઘડી મારશે, મારશે ઠાર સમશેર મારી
મારશે ૨ તે ઘડી ચેતનું; શત્રુનું દર્પ[1] કરજે વિચારી　　જા
ચુકશે ૨ નાકદી ઊદધિ[2] ચુકતાં મારે એ ડુબાવી વારી[3]　　જા
કોપશે ૨ જે પળે હસ્તિતો શી અલ્યા શ્વાન ગુજાસતારી?　　જા
રૂઠશે ૨ જે પળે વિરલા તે ઘડી નાખશે નક્કીજ મારી　　જા

મદનસેન—અનુચરો? જોઇ શું રહ્યા છો? અમુલ્ય વખત વ્યતિત તો જાયછે ઉઠાવો ચાલો આ દુષ્ટાને

ફુલવંતિ—(લાચાર બની) (સ્વગત) હા દૈવ્ય આ મારી શી દશા? વાલમ પચીસ કદમ નિંદ્રાધિન રહ્યા. સખી મરણ તુલ્ય થઇ પડી છે. હવે શી યોજના યોજું?

(મદનસેનના અનુચરો ફુલવંતિને ઉપાડવા જાય છે. તેને અટકાવી મદનસેન પ્રત્યે)

ફુલવંતિ—ઉપકારપર અપકારના કરનાર દુષ્ટ તું અધમ ગતિનો અધિકારી થજે, હર્ષમાં ભંગ પડાવનાર તારૂં નિકંદન જજો. અવિ-

૧ અભીમાન. ૨ સમુદ્ર. ૩ પાણી.

ચારી જરા વિચાર કરી મને મુકી દઇ તું તારો શુભ ઇચ્છક થા. ( ફુલવંતિ રડે છે )

**મદનસેન—**ભલે મારૂં ગમે તેમ થાઓ, ( એમ કહી ફુલવંતિને બળાત્કારે તેના અનુચરો પાસે ઉપડાવી મોહનપુરીના માર્ગે રવાના થાય છે )

( બાદ ઇંદ્રસેનને એક ભયંકર સ્વપ્નું આવવાથી ઝબકી જાગતાં પ્રિયાને ત્યાં ન નિરખી આકુળ વ્યાકુળ બની. )

**ભૈરવી ગજલ. ચંદ્રમુખીને એકલી. (એ રાહ)**

**ઈંદ્રસેન—**ભુવન હાય ખાલી કેમ, રે ભાસે છે આ મને;?
કયાં ગઇજ કામની, રસીક મારી તે પ્રિયા.
હતીજ કાન્તા[1] પાસમાં, અલોપ શું થઇ ત્રિયા.[2] **ભુવન.**
ભ્રમિત ચિત્ત માહરૂં, થયું શું સ્વપ્નમાં ખરે?
કે જાગતો નિહાળુ હું, નથીજ પ્રિયા પ્રાણરે **ભુવંન.**
નિશ્ચે ખરે હું દેખું છું. નથીજ પ્યારી, કયાં ગઇ?
હાર ખુલ્લાં આ પડયાં, રૂધીર ધારો શી વહી! **ભુવંન.**
સત્વર[3] ઇંદ્ર ઉઠતું, પ્રમાદિ[4] થઇ પડી રહયો?
કર શોધ નૃપપુત્રીની, શું દગો આરે થયો. **ભુવંન.**
( આગળ વધતાં વિદ્યુતપ્રભાને બેશુદ્ધ પડેલી નિરખી )

**ઈંદ્રસેન—**અહા! આશું? વિદ્યુતપ્રભાના ઊરમાંથી, શ્રોણીત[5]ની ધારાઓ ચાલી રહી છે. તે તદંન અચેત પડીછે. માટે લાવ તેને સચેત કરી પુછું કે તેને શું થયું?
(વિદ્યુતપ્રભાને બહુ હલાવે છે અને કિંચિંત સચેત બનેછે. ત્યારે)

**ઇંદ્રસેન—**વિદ્યુતપ્રભા તારી સખી કયાં ગઇ? અને તું આમ કેમ પડી છે?

**વિદ્યુતપ્રભા—**(મહા પ્રયાસે) કુમારશ્રી તે કહેવાને મારી જીભ્યા ઉપડતી નથી.

**ઇંદ્રસેન—**તુરત વિદિત કર, હું ધૈર્ય ધરી શકતો નથી

**વિદ્યુતપ્રભા—**કૃપાળુ આ દુષ્ટ સમાચાર આપને કહેવાનેજ મારો પ્રાણ મારા આત્મામાં ટકી રહયો છે મને આ દશાએ પહોંચા

૧ સ્ત્રી. ૨ સ્ત્રી. ૩ તરત. ૪ આળસુ. ૫ લોહી.

ડી દુષ્ટ મોહનપુરીનો રાજા મદનસેન મારી સખીનું બળાત્કારે હર ણુ કરી ગયો છે. આપ તે સમયે નિંદ્રાધિન હતા.

**ઇંદ્રસેન**—(આશ્ચર્ય યૂકત) હાય આ શું શ્રવણુ કરૂં છું? ગજબ.

ગીતિ

એ કુરંગાક્ષિ[3] કામા, હાય ભેટશે સ્નેહ થકી કયારે; ?
અરે વિધાતા ભુંડી, પ્રથમ મેળાપે વિરહ થયો મારે.

**ઇંદ્રસેન**—તનમન તપી ગયું છે, આઅસિ[4] અરીને,[5] ઘટીત શિક્ષા દેવા ઉસ્કેરાઇ રહી છે. શરીરમાં શ્રોણિત સપાટાબંધ ફરી શુરાતનમાં વૃદ્ધિ કરી રહ્યું છે છતાં વિરકુમાર અટકવાનું શું પ્રયોજન છે.

**વિધુતપ્રભા**—શીઘ્ર પધારી શત્રુને યોગ્ય શિક્ષા દેઈ ત્વરીત મારી સખીને વિકટ કષ્ટમાંથી મુક્ત કરો.

**ઇંદ્રિસેન—ચુકાવું રે હું સત્યવ્રત એનું ક્ષણમાં ચુકાવું હું.**

પોચાડું રે હું અરીને, યમપુરી પળમાં પોચાડું હું
નિરખિ નિંદ્રાધિન, ફાવી ગયો છે; ફાવ્યો નહી મન ગણીશ તું. પો.
નિચ કુકર્મિ, અધર્મ કરતાં, ધર્મનો મર્મ મન ધર્યો ન શું? પો.
કૃતાંત યમનું કાળચક્ર જો; દુષ્ટ મસ્તકે તારે ફરે છે શું? પો.
અહાર સિંહનો, નહીજ પચશે; માગી એ જીવતી ધારી લે તું. પો.

**ઇંદ્રસેન**—વિધુતપ્રબા તું નિશ્ચિંત રહે. હું પ્રતિજ્ઞા લઉછું કે કે તે દુષ્ટને પરલોક ગમન કરાવ્યા સિવાય અને તમારી સખીને તે દુષ્ટના દારૂણુ દુઃખમાંથી મુક્ત કર્યા સિવાય હું કદાપિ પણુ અંન લઇશ નહી, તું તેની લેશ માત્ર ચિન્તા કર નહી.

**વીદુતપ્રભા**—રાજેન્દ્ર બસ બહુ થયું હવે આપને મારા છેવટના પ્રણામછે. મારી સખીની સંભાળ રાખજો.

[ એટલું કહી બોલતી બંધ થાય છે. ઇંદ્રસેન નિરાશ થઇ ભુવનથી નિચે ઊતરે છે કે સામું લશ્કર આવે છે. તેને નિરખી લશ્કર પ્રત્યે ]

**ઇંદ્રસેન**—મારા પ્યારા લશ્કરી સુભટો તમો સુખે ક્રીડામાં જાગો તે દુષ્ટને તેના અધમ કૃત્યની યોગ શિક્ષા આપવા હું ફક્ત એકલોજ બસ છું.

**સુભટો**—મહારાજ એમ બને નહી.

---

૩ હરણુ જેવા નેત્રો વાળી. ૪ તરવાર. ૫ શત્રુને.

**અમો સગે આવીશુરે મલેચ્છને મારવા ધરી દિલ ધીર(એરાહ)**

અમો અરી[1] હણીશુરે, પ્રતાપી છીએ સહુ સુરવીર
ફરી કેશરીઆં ધરા સંતોષીએ, પાઇ રિપુનું રૂધીર; હા. રાય.
પય[2] જનુનીનું, આજ દીપાવીએ, વાઢી રિપુના શરીર. હા. રાય.
જાશે ન જીવતો, એક અહીંથી; નિશ્ચે જાણો મહાવીર. હા. રાય.
આજ્ઞા દીઓ સદ્ય, સંચરી સંગમાં રીપુનું હરીએ હીર હા. રાય.

**સુભટો**—મહારાય જો અમો આ સમયે પાછી પાની કરીએ તો મહારાજા કમળસેનજીના નિમકહરામ ગણાઇએ તેમ તેમના ક્ષપકા પાત્ર થઇએ. માટે કૃપાળુ કુમાર! અમો તો આપની સાથે આવીશું. હવે અમોને ના કહેશો નહી.

**ઇંદ્રસેન**—[તેમની આવી હઠ નિરખી] ભલે ચાલો ત્યારે.

**સુભટો**—જેવી આજ્ઞા.

(સર્વે મોહનપુરી તરફ પ્રયાણ કરે છે)

૧ શત્રુ. ૨ દુધ.



# અંક ૪ થાના પાત્ર.

પદ્માવતિ........પદ્મસેન રાજાની પુત્રી ઈંદ્રસેનની સ્ત્રી.

શૂરસિંહ........મોહનપુરીનો સેનાધિપતિ મદનસેનનો સાળો.

કામલતા........મોહનપુરીની એક ગુણીકા.

ચાતુરી..........તેની દાસી.

ચકોરસિંહ.......ઈંદ્રસેનનો મિત્ર.

વિરસિંહ.........સુર્યસેનનો નાનો પુત્ર ઈંદ્રસેનનો ભાઇ.

સ્વાર્થદત્ત ...... } વિરસિંહના દારૂબાજ મિત્રો.
તસ્કરલાલ...... }

સુજાણદે..........વિરસેનની સ્ત્રી.

મદનસેન........મોહનપુરીનો રાજા.

ફુલવંતિ........,...કમળસેન રાજાની પુત્રી, ઈંદ્રની સ્ત્રી.

ઈંદ્રસેન......સુવર્ણપુરીનો પાટવી, પછીથી મોહનપુરીનો રાજા.

ધીરસિંહ........તેનો સેનાધિપતિ.

વિજયાનંદશાહ.....તેનો ખજાનચી.

બાદ, અનુચરો, ચંડાળ, લસ્કર, નગરજનો, પ્રતિહાર, કંચનીઓ વીગેરે.

આવતાં મુખ્ય સ્થળ: મોહનપુરીની સરહદ, પછી મોહનપુરી, સુવર્ણપુરી વિગેરે.

---

# અંક ૪ થો.



## પ્રવેશ ૧ લો.

**સ્થળ મોહનપુરીમાં પદ્માવતિને કેદ કરેલ મદનસેનનુ રંગ ભુવન.**

પાત્ર - પદ્માવતિ પછીથી મદનસેનનો શાળો ક્રુરસિંહ બાદ તેના બે અનુચરો.

**પદ્માવતી**—હે અચળ અવિનાશી ? ભક્ત પાલનહાર, રૂક્મણીના ભરથાર શ્રી હરીકૃષ્ણ દેવ હું આ કારાપામાં[1] ક્યાં સુધી કેદ રહીશ ? મેં પુર્વે કેટલાં બધાં પાપ કીધાં હશે કે હજુ પર્યંત તેનો અંત આવતો નથી ? શું મારા આખા ભવ માટે વિધિએ દુઃખને દુઃખજ નિરમાણુનો નહી કર્યુ હોય ? મેં પુર્વ ભવમાં દંપતિઓને વિરહ વેદનામાં નાંખ્યા હશે કે જેનાં ફળ હું ચાખું છું. અરેરે પ્રીય પ્રીયતમની, મનહર મુરતી ક્યાં હશે ? અને હું નિરભાગીણી ક્યાં છુ ? કીડી[3] પર પહાડની પેઠે હું હવે આ દારૂણ દુઃખ સહન કરી શક્તિ નથી. જેથી કૃપાળુ કૃપા કરી મરણનું શરણ આપી આ દીન દાસીને આ મહા કષ્ટમાંથી મુકત કર,

( અશ્રુપાત સાથે મોરછીત થાય છે. ક્રૂરસેન પ્રવેશ કરે છે, અને પદ્માવતીની દીવ્ય આકૃતિ નિરખી.

**ક્રૂરસિંહ**—અહા શું અનોપમ યુવતિ છે ? જેના કેશ ભાદ્રા અંધારા જેવા સ્યામ છે. વળી જેના કોમળ કપોળો[4] નારંગીના ફળને લજ્યાસ્પદ બનાવે તેવા ગુલાબી છબદાર જોનારનું મન આકર્ષણ કરી રહ્યા છે, તેમ સુંદર અધરોષ્ટો[5] જેના વિદ્રુમને[6] લજ્જા યુક્ત બનાવે તેવા આ વામાના[7] વદન ચંદ્રમાં[8] કેવા સોભાયમાન લાગી રહ્યા છે? અહા આવી ઉત્તમ ચંદ્રવદનીના સ્વાદિષ્ટ અધરોષ્ટોના મીષ્ટ મારકંદનું પાન ન કર્યુ તો જન્મ વ્યર્થ છે, લાવ તેને સચેત કરૂં પછી વાત. (આવેશમાં) હે સ્ત્રી તુ સધ્ય સચેત થા.

---

૧ કેદખાનામાં, ૨ પાપ, ૩ કીડી, ૪ ગાલ, ૫ ઓઠો, ૬ પરવાળાને ૭ સ્ત્રીના, ૮ મુખ ચંદ્રમાં

અને હું જે તારા હીતાર્થે બે વાકયો ઉચ્ચારૂં તે તું લક્ષ દઈ શ્રવણ કર. (પદ્માવતી ઝબકી જાગી ક્રૂર ક્રૂરસેનને જમદુત સમ નિરખી.)

**પદ્માવતી**—(સ્વગત) આ વળી કાળ તુલ્ય કોણ છે? (ચાહ ન) ભ્રાતા આપ કોણ છો?

**કુરસિંહ**—મૃગાક્ષી[1] હું મદનસેનનો સાળો, સેનાધિપતિ કુર સિંહ નામનો છું રાજ્યનો સર્વ કારોબાર મારા હસ્તગત જ છે, મહારાજ મદનસેનજી સ્વયંવર પ્રસંગે પદ્મપુરી સીધાવતાં તમારી મને ખાસ ભલામણ કરી ગયા છે.

**પદ્માવતી**—શી? તે કહો.

**કુરસિંહ**—એજકે તમારે મદનસેનના મનના મનોરથ પુર્ણ કરવા કબુલ થવું તેમ કબુલ ન થાઓ તો હરેક પ્રયાસે અર્થાત વે શ્યા આવાસે મોકલી તે કબુલ કરાવવાની મને ખાસ ભલામણ આ પી ગયા છે. માટે મારૂં એજ કહેવું છેકે હે તારૂણી? તમો તરૂણ અવસ્થામાં છો. ખટ રૂતુના[2] વિવિધ વભવ ભોગવવા યુક્ત છો, રૂપે રતિસમા છે. તોતે સરવેને એક પતિ વગર નિરર્થક શા માટે ગુમાવો છો? માટે મારૂં કહેણુ સ્વીકારી મદનસેનનાં પટરાણી થઇ આ રાજ્ય રિદ્ધિમાં જન્મને સફળ કરો. નહી તો તેમની આજ્ઞા નો અમલ થશે.

**પદ્માવતી**—રાજ્ય હંસ, ક્ષુધાથી[3] પીડીત પ્રાણ ત્યાગ થતાં સુધી પણ મોતિ સિવાય અન્ય ભક્ષણ કરે નહી. તેમ હું પણ જન્મ પર્યંત મારા પતિ સિવાય અન્યને ચાહતી નથી, તમો મને ગમે તેમ રીબાવો. અર્થાત હીમાંસુ[4] અગ્નિ વરસાવે. અને પદ્મ[5] પૃથ્વિ પર ઉગે છતાં હું મારૂં પ્યારૂં પતિવ્રત કોટી યત્ને પણ ત્યાગીશ નહી.

**કુરસિંહ**—મુગ્ધાબાળા નિરર્થક હઠનો ત્યાગ કરી સધ્યહા કહે. નહી તો પાછળથી પસ્તાવું પડશે. જો તારો અનુરાગ[6] મદનસેનપર ન હોય તો હું પણ તેયાર છું. (એમ કહી તેને વળગવા જાય છે તેને અટકાવી)

**પદ્માવતિ**—દુષ્ટ દુર રહે.

૧ મૃગજેવા નેત્રોવાળી ૨ રૂતુના, ૩ ભુખથી, ૪ ચંદ્ર, ૫ કમળ, ૬ પ્રીતિ,

## ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ (એરાહ)

પદ્માવતિ—દુરજા દુરજા ક્રૂકર્મી આવાર,
બોલ વિચારી, અરે અવિચારી હું નાગણી નારી.
નિશ્ચે ડસનાર............................દુરજા.
અવિચારી તેં ધારી ખુવારી શું તારી?
સંતાપી સતિને લેશે ન સાર............દુરજા.

રાવણુ કીચક અંતર આણી.
તેઓની દુરદશા દર્પી જાણી.
સુબ ઇચ્છી તારૂં માની મન મારૂં.
ચાલ્યો જા તુરત તું પાપી નિરધાર. દુરજા.

ક્રુરસિંહ—ચાલ સજ થા દુષ્ટા તું સમી રહી પયપાન કરે તેવી નથી. ચાલ જો હવે વેશ્યા આવાસનો સપાટો. ત્યાં તારી કેવી દશા થાય છે?

પદ્માવતિ—દુષ્ટ? સતીઓને સંતાપનાર દુરાચારી, મદોન્મત, કામા શક્ત, વિશયઅંધ બ્રહ્મા, બ્રહસ્પતિ, દશરકંધ[૫] દુશાસંન[૬] કર્ણ[૭] વાળી, ઇંદ્ર, ચંદ્ર, કીચક, દૂર્યોધન, ભસ્માસુર દૈત્ય વિગરે છત્રપતિઓ વ્યભિચાર રૂપ વન્હિમાં[૮] વિનાશ પામ્યા તો તારી શી ગુંજાશ છે?

ક્રુરસિંહ—(ક્રોધ યુકત) અરે અનુચરો, આ દુષ્ટાને સદ્ય મારી રાખેલી. કામલતાને ત્યાં મુકી આવો. પાછળથી તેની હું યોગ્ય વ્યવસ્થા કરીશ (તે જાય છે)

અનુચરો—જેવી આજ્ઞા [એમ કહી પદમાવતીને લઇ જાય છે

પદ્માવતિ—[નેત્રોદક સાથે] શ્રી હરી મારી આ શી અવદશા? હાય હાય મારૂં મરણુ પણ કયાં સંતાઇ ગયું, શ્રીન દયાળ તુને ગમ્યું તે ખરૂં. તું મારૂં રક્ષણ કર.

(નિરૂપાયે તેમની સાથે જાય છે)

---

૫ રાવણ, ૬ દુર્યોધનનો નાનો ભાઇ, ૭ ગુજરાતનો રાજા કરણ વાઘેલો, ૮ અગ્નિમાં

## પ્રવેશ ૨ જો.

### સ્થળ મોહનપુરીમાં એક ગુણિકા આવાસ.

**પાત્ર** કામલતા ગુણિકા, ચાતુરી તેની દાશી, પછી ક્રૂરસિંહ નો અનુચર, અને પદ્માવતી, પછીથી ચકોરસિંહ, બાદ ક્રૂરસિંહ, એક અનુંચર સાથે.

**કામલતા**—ચાતુરી ? આજ કાલ હેમંતરૂતુનો શિત[1] સિમીર[2] સ્ફુરાઇ[3] રહી યુવતિઓના,[4] અંગમાં અનંગનો[5] જંગ[6] જગાવી રહયોછે. જેણે આજે મારા, વપુને[7] પણ મદનમય[8] કરી નાખ્યું છે. માટે તું ત્વરિત જઇ કોઇ, શોભાયમાન કામકુમારને અત્રે તેડી લાવ.

(તેવામાં પદમાવતીને લઇ ક્રુરસિંહનો અનુચર પ્રવેશ કરેછે)

**અનુચર**—(કામલતા પ્રત્યે) કામલતા આ મુગ્ધા સ્ત્રિ વિશેષ હઠીલી છે. માટે તેની હઠનો પરીત્યાગ કરાવવા ક્રૈરસિંહ મહારાજે તેને અત્રે મોકલીછે. મહારાજ પણ થોડીવાર પછી અત્રે પધારશે, મહારાજ પધારે ત્યાં સુધી તેને તમારા જાપતામાં રાખજો.

**કામલતા**—બહુ સારૂં (અનુચર પદમાવતીને મુકી જાય છે બાદ પદમાવતીનું અનોપમ રૂપ અવલોકી) (સ્વગત) ખરેખર આજે આદીનદાસીપર જગદીશ્વર તુષ્ટમાન થયા એમ સમજાયછે. ઘેર બેઠે ગંગા, પ્રમાણે સુરાંગના તુલ્ય આ સ્ત્રિને અહીં મોકલી આપી છે. વાહ આજ મહા આનંદનો દીવસછે. આજે અતુલ્ય ધનની પ્રાપ્તિ થ શે (ચાતુરી પ્રત્યે) ( ચાહન ) તું હવે કિંચિત વિલંબ ન કરતાં સધ્ય જા અને કોઇ દીવ્ય દેહી યુવાનને અત્રે તેડી લાવ. ધર્મના કાર્યમાં ઢીલ ન કર ક્રુરસિંહના આવ્યા અવલ દ્રવ્યનો ઉપાર્જન કરી લઇએ પછીની વાત પછી

**ચાતુરી**—જેવી આજ્ઞા (જાયછે)

**કામલતા**( પદમાવતિ પ્રત્યે ) બેહેન આજેજગતની સર્વે જંજાળ ટાળી સુગંધિમાન પદાર્થોથી અંઘોળ કરી,[9] ચંદન, કપુર, મલીઆગીરિ આદી વિવિધ વસ્તુનાં વિલેપન અંગે વિલેપી, સોળે શણગાર સજી હું તારા યોગ્ય એક દીવ્ય પુરૂપને અહીં બોલાવું તેની

---

૧ ટાઢો. ૨ પવન. ૩ ફેલાઇ. ૪ સ્ત્રીઓના ૫ કામદેવનો. ૬ તોફાન. ૭ શરીરને. ૮ કામદેવવાળું ૯ નાહીને

સાથે ચાતુર્યયુક્ત વિલાસ કરી તું દ્રવ્ય ઉપાર્જન કર, આ વેસ્યા આવાસ છે. હૈયાનાફુટેલા અને ખીસાનાતર વળી વિષયઅંધ પુરૂષોને કૃતિમ[1] આવભાવના ફંદમાં ફસાવી અનેક યૂક્તિએ દ્રવ્ય ઉપાર્જન કરવું તે આપણો ધર્મ છે.

**પદ્માવતી**—(આ બધું શ્રવણ કરી નેત્રોદક સાથે) (સ્વગત) શ્રીહરી? આ મારી શી અવદશા? હું હવે આ નીચને શો પ્રત્યુત્તર વાળું? આ નિચના શબ્દો શ્રવણ કરતાં મારા કર્ણો, પણ બળી જાય છે. હાય તેને શું કરૂં? હું પરાધિન છું. (ચાહન) હે ગુણિકા હું એક પતિવ્રતા સ્ત્રી છું. પતિ સિવાય અન્યને ચહાતી નથી. તેમ અવરને સ્પર્શ પણ કરતી નથી. નિચ આચરણ આચરી, પ્રથકપ્રથક[2] પુરૂષોથી દ્રવ્ય ઉપાર્જન કરવું તે તારો ધર્મ છે, તો તે તું કર, મારો તે ધર્મ નથી. તું ફરીથી કૃપા કરી આવા નિચ વચનો ઊચરી મારા શ્રવણોને અપવીત્ર કરીશ નહીં. હું કોટી યત્ને પણ વૃત્તથી ચળનાર નથી.

**કામલતા**—એ તો જાણી ચાતુર્યતા તારી, તુજરૂપ હરણીની શી ગુંજાસ છે કે મુજરૂપ સિંહણના પંજામાંથી પવીત્રપણે સહીસલામત મુક્ત થાય?

(તેવામાં ચકોરસિંહને માર્ગ પસાર કરતાં અવલોકી કામલતાની દાસી કંઇક બહાનાથી તેને ઊપર તેડી લાવે છે.)

**ચકોરસિંહ**—(ઊપર પ્રવેશ કરી ચાતુરી પ્રત્યે) હે સ્ત્રી મને શા પ્રયોજનાર્થે અત્રે બોલાવ્યો છે? તે ત્વરિત વિદીત કર.

**ચાતુરી**—મારી બાઇને આપનું કંઇ કામ છે.

**કામલતા**—(ત્યાં પ્રવેશ કરી આવભાવ સાથે) પધારો સ્નેહી પધારો, આપના આવાગમનથી અત્યાનંદ થયો છે. આ આવાસ આપનું છે. એમ જાણી ઇચ્છાનુંસારે વિવિધ વિલાસ કરી હર્ષયુક્ત યૌવન સુખ લઇ આજે આપણ ઊભયની[3] યુવાવયને પાવન કરો.

**ચકોરસિંહ**—(આ શ્રવણ કરી અજાયબ થઇને) દેહને અપવિત્ર કરનાર, આચાર ભ્રષ્ટ શું આ વેસ્યા આવાસ છે?

**કામલતા**—[મંદમંદ[4] હસતી] હા, રંગરુશી આ બુદ્ધિમાં વૃદ્ધિ કરનાર, તનમનને આનંદ આપનાર, પ્રીતીનું સ્થાન આ વેસ્યા ભુવન છે. પ્રાણપ્રિય કિંચિત નહી ગભરાતાં મોદપુર્વક આજે જન્મને સફળ કરો.

૧ ખોટા. ૨ જુદા જુદા. ૩ બે ની, ૪ ધીરેધીરે

**ચકોરસિંહ**—[ચાતુરી તરફ અવલોકી] [સ્વગત] નિશ્ચે આ નઠારીએ દ્રવ્યની અભિલાષાથી મને અહીં ફસાવ્યો છે. પણ ફિકર નહી, તે દુષ્ટાને હું યોગ્ય શિક્ષણ આપી, તેના ફંદામાંથી મુક્ત થઇશ. (ચાહીને) ખરેખર બુદ્ધિનો ક્ષય[૩] કરનાર, તનમનને કલેશ આપનાર કૃતિમ આવભાવના ફંદમાં વિષયાંધને ફસાવનાર પ્રીતિહીન આ તારૂં અધમ આવાસ છે. જેમાં સંદેહ નહી, અહીં તો જન્મ સફળ ન થતાં વિફળજ થાય. **દોહરો.**

નહી પ્રેમનો નેમ જ્યાં, દશ આવે દશ જાય.
પ્રેમ નેમ નહી જાણતાં, વિષયાંતૂર ફસાય.

ગીતિ

(વળી) ફુંકી ફુંકી ખાએ, જેમ છેતરી ઊંદર તો જનને;
તેમજ ખોટા પ્રેમે, હરે છે નિશ્ચે તું જનના ધનને.

**કામલતા**—દીલદાર આમ શું ઉચારો છો? પ્રથમ પ્રીતિપુર્વક મારા પ્રેમનું પાન તો કરો. પછી તેનો અનાદર કરજો (સમીપ જઇ હાસ્યવદનથી)

ગીતી—આજ પ્યારા રંગિલા, પ્રેમ સુધારસ[૪] પીયો પાવો રંગે;
વદન[૫] ચંદ્ર તમ જોઇ, આનંદ ઉદધિ[૬] છલકાએ અંગે.

**ચકોરસિંહ**—કપટમય અંતરથી ભાષણ કરનાર હે સ્ત્રી, વેસ્યા રૂપી ઇંધિણાંથી વધેલી કામાગ્નિની જ્વાળા છે, જેમાં હૈયાના ફુટેલા વિશયાંધ પુરૂશો યૌવન અને ધન હોમે છે. જેમ.

**દોહરો**—સોનું નિરખી સ્નેહથી. પતંગ તેમાં જાય;
તે સોનું પ્રાણજ હરે, તેવો તારો ન્યાય.

તેમ કૃતિમ આવ ભાવ બતાવી તું તારા નિચ ફંદમાં જનોને ફસાવી, સર્વ દુર્ગુણો શીખાવી, દ્રવ્યથી તેમજ વિરૂત્વ હીન કરી, તારો સ્વાર્થ સાધી, અળગા કરી સર્વ વાતે ખુવાર કરનાર જગતમાં તુંજ છે. સુજ્ઞજનો તારા દ્વારને તેમજ તારા પ્યારને અહોનિશ[૧] ધિકારે છે કે, જે સર્વત્ર રીતે હાની કર્તા છે જે ખરેખરો ગમાર હશે તેજ તારા પ્યારમાં પડશે.

---

૩ નાશ, ૪ અમૃત રસ, ૫ મુખ, ૬ સમુદ્ર.

**મારા નાજુક શુકની ભાળઅરે કોઇ લાવશેરે (એરાહ)**

**ચકોર**—નહી નહી એ કુલટા નાર સાર તુજ પ્યારમાંરે;
જેવો રંગ સંજ્યાનો ખોટો, ધ્વનિ[2] સ્વપ્નમાં કેવો ટોટો;
તેવો ટોટો નિશ્ચે તુજ વ્યપારમાંરે. નહી.
પીતળના જેવી તુજ પ્રીતિ, પ્યાર કરે ઊરધારી બીતિ;
રતિ નીતિ નહી દુષ્ટા તારા દ્વારમાંરે. નહી.
મુખ મીઠું કાળું તન તારૂં, હાવ ભાવથી ધન હરનારૂં;
કનિષ્ટ[3] તનને શ્રેષ્ટ નહી તું ધારમાંરે નહી.
તુજ સંગે હાની તન ધનની, યશ કીર્તિ જાએ સહુ જનની;
હાની થાતાં ગણાય નર ગમારમાંરે. નહી.

**કામલતા**—રંગ રશિઆ જેણે વેશ્યા આવાશના વિલાશ કર્યા નથી. તેનો વૃથા જન્મ છે. અહીંના રસ રંગ જાણનારાજ જાણે. ખાખરની ખીલોડી સાકરનો સ્વાદ ન જાણે. તેમ તે અજાણ્યાને માલુમ પડતું નથી.

**ચકોરસિંહ**—હે નારી તું જેટલી જારી જાણે છે, તેટલી હું પણ વિજારી જાણું છું. તુજ ઝેર રૂપ સાકરને વિષયઅંધ રૂપ ખાખરની ખીલોડીઓ અમૃત તુલ્ય માને છે, પરંતુ જીતેંદ્રિયરૂપી ખાખરની ખીલોડીઓ તુજ વચન રૂપ મિષ્ટ સાકરને વિષ સમ માની ક્ષણે ક્ષણે તેનો અનાદાર કરેછે, કે જે વસ્તુ ધિકારને પાત્રછે.

**ગીતિ.**

**કામલતા**—રંગ, કુરંગાક્ષિથી[4] રમ્યા નહી, નહી પ્રેમ રસ પીધો;
વળી મુગ્ધા બાળાના, સ્પર્શ વિના તો વૃથા જન્મ લીધો.

**ચકોરસિંહ**—હે ગુણિકા જગતમાં જેણે પંચેંદ્રિના અર્થાત કુસુમાયુદ્ધ રિપુના[5] પ્રચંડ વિકારોને જીત્યા નથી. મન રૂપ પ્રબળ બાયુને તનરૂપ કારાગ્રહમાં[6] કેદ કર્યા નથી. પર કષ્ટ નિવાર્યા નથી. સ્વહસ્તે દાન દીધાં નથી, પ્રેમ યુક્ત હરિરસ શ્રવણે[7] સાંભળ્યો નથી, તેનોજ આ જગતમાં વૃથા જન્મ છે, એમ નિશ્ચે માનવું.

**કામલતા**—પ્યારા જો આપને મારા પ્રત્યે, અનુરાગ, ન ઉપ

---

૨ અવાજ. ૩ ખરાબ. ૪ હરણના જેવા નેત્રોવાળીથી. ૫ કામદેવના. ૬ કેદ ખાનામાં. ૭ કાને.

જતો હોય તો મારાથી અધિક સૌંદર્યવાન નવીન આમ્ર વૃક્ષના નવપલ્લવ જેવા અધરોષ્ટ[1] છે જેના તેવી, તેમજ ગુલાબના ફુલને સરમંદ બનાવે તેવા, નારંગી જેવા કપોળો[2] વાળી વળી શરદ ચંદ્ર-તુલ્ય વદનુ[3] છે જેનું એવી સિંહ કટિની નવયૌવના મારા આ-વાસમાં તૈયાર છે. તેનાથી રતિ વિલાસ કરી હે કામ કુમાર કામદે-વને શાન્ત કરો.

( એમ કહી પદમાવતીને ત્યાં લાવે છે ) (તેને બરાબર નિહા-ળી ઓળખી)

**ચકોરસિંહ**—(રક્તનેત્રે] બેહેન આ અધમ આવાસમાં તમોને ફસાવનાર કોણ છે.

**કામલતા**—(સ્વગત) અરેરે આતો દાટ વાળ્યો.

**પદમાવતી**—(નિચું નિરખી અશ્રુપાત સાથે) ભ્રાતા મારાં કર્મ. અરેરે મારી શી નીચદશા? સર્વને કર્મ પ્રતિકુળ[4] થવાથી ન કરવાના કૃત્ય કર્મ કરાવે છે તેમ ન હોય તો પ્રખ્યાત પદમાવતી નગરીના પદ્મસેન રાજાની પુત્રી અને જગ જાહેર સુવર્ણપુરીના સુર્યવંશી સુ-ર્યસેન નૃપના નંદન વીરકુમાર ઈંદ્રસેનજીની વીરપત્ની જે હું તે આવા એક નિચ આવાસમાં કયાંથી ફસાઊ? ભાઇ કર્મને રંચ સરમ હોતી નથી. અરેરે મારી આ નીચ દશા, વસુધા[5] પણ નઠોર થઇ નીરખી રહી છે જે માર્ગ દેતી નથી કે તેમાં સમાઇ જાઊ. જગદીશ્વર પણ મારી આ દશા જાણી આંખો આડા કાન કરી કયાંઇ નિદ્રાધિન થયો હશે, હરિહર બ્રહ્માન્ડ પતિ તારે ત્યાં આવો અન્યાય શો? એક અ નાથ અબળાપર આવાં વિકટ કષ્ટ શાં? ખરે તુને ગમ્યું તે ખરૂં. [ મૂર્છિત થાય છે, પાછી થોડી વારે સાવધ થાય છે. )

**ચકોરસિંહ**—( મિત્ર પત્ની જાણી આશ્ચર્ય યુક્ત ) ભગિનિ[6] તમો કિંચિંત ગભરાશો નહી. તમારી સહાયતા માટે મને શ્રી હરિ એ અહીં મોકલી આપ્યો છે. એમ સમજજો. મારા મિત્રની પત્ની તમો મારે માતું તુલ્ય છો. મિત્રથી વિખુટો થયા બાદ મિત્રની કંઇ ભાળ મળી નહી, પરંતુ તમો મળ્યાં તેજ હું મારા મિત્રવિયોગને કૃતાર્થ માનું છું. આપણે મળ્યાં છીએ તો તેઓ પણ કાલે મળશે. હવે તમો આ દુષ્ટની લેશ બીક નહી રાખતાં નિઃસંદેહ મારી સાથે

૧ નીચલા હોઠ. ૨ ગાલ. ૩ મોઢું. ૪ ઉલટા. ૫ પૃથ્વી. ૬ બેન.

ગમન કરો. તે દુષ્ટાનો શો ભાર છે કે તમારો અનાદરકરી શકે. જો તે તમારો અનાદર કરશે તો હું આ સમશેરથી તેનો સત્કાર કરીશ.

( પદ્માવતી ચકોરસિંહને પ્રથમ મળેલી હતી તેથી.)

**પદ્માવતી**—ભ્રાતા ભલે ચાલો. [ એમ કહી પદ્માવતી ઊભી થાય છે તે નિરખી. ]

**કામલતા**—એ સુંદરી ક્યાં તૈયાર થઇ છે? ખબડદાર જો ડગ ભર્યો તો. (એમ કહી પદ્માવતીને ઝાલી રાખી ચકોરસિંહ પ્રત્યે] ચાલ ચાલ ઠગ, આને લઇ જનાર તું કોણ છે? ચાલ સત્વર રસ્તે પડ, નહી તો કમબખ્તી થશે. તું જાણે છે કે આ સ્ત્રી ખાશ મદનસેન મહારાજ માટે છે.

**ચકોરસિંહ**— [ક્રોધ યુકત] જોયો જોયો તારો મદનસેન. ચાલ દુર રહે છે કે નહી ? નહીં તો આ સમશેર સ્વાદ ચખાડું [ એમ કહી સમશેર ઉગામે છે. આથી ડરી કામલતા પદ્માવતીને મુકી દે છે. ત્યારે પદ્માવતી ચાલવા માંડે છે. ત્યારે ફરી દોડી પદ્માવતીને બાઝવા જાય છે તેને અટકાવી. )

**રાહ.**

**ચકોરસિંહ**—છટ હટ દુર જા વ્યભિચારણી તું, વ્યભિચારણી તું;
દુરાચારણી તુ, મહા પાપણી તું. છટ હટ.
કપટ ઝપટની લેઇ સપટમાં, ખેંચે છે શું એને વન વિકટમાં.
ના નહી આવે એ તારી લપટમાં, સુણ કામી ત્રિયા તને કહુંછું હું. છ.
પ્રથમ વિચારની ખટપટ વણિકમાં, તેથી ઊતરતાં, તસ્કરના તનમાં
તેથી વધુ પ્રપંચ વેસ્યાના મનમાં, સર્વ વિજ્ઞારી જાણુંછું હું. છટ.
તારી સોબતે જન જાએ નરકમાં, ડાઘલીએ શીર કાળો ખલકમાં;
તજું ને વેસ્યા જાણી પલકમાં, ધિક અવતાર તારો સમજ તું. છટ.

( એમ કહીને પદ્માવતિને લઇ ચાલવા માંડે છે. તેવામાં ક્રૂરસિંહ પ્રવેશ કરે છે તેને નિરખી )

**કામલતા**—(હિંમતભર) કૃપાળુ આપની મોકલેલ કામનીને આ દુષ્ટ મારી પાસેથી બળાત્કારે ખુંચાવી જાય છે તેનો સત્વર અટકાવ કરો. તેમ તે દુષ્ટે મારૂં અધિક અપમાન કર્યું છે તેની તેને યોગ્ય શિક્ષા દઇ મારા ચિત્તને શાન્ત કરો.

કૃરસિંહ—કામલતા કિંચિત ગભરાઓ નહી. ( ચકોરસિંહને અટકાવી ) ( ચકોરસિંહ પ્રત્યે ) દુષ્ટ તું નિર્લજને કશી લાજ નથી કે શું ? એક વખત જીવતદાન દીધું તો ફરી પણ તેવાજ કુકર્મમાં પ્રવૃત થયો છે ?

ચકોરસિંહ—(ક્રોધયુક્ત) અવિચારી ચુપ રહે અને ચાલ માર્ગ મુક.

[ કૃરસિંહ સમશેર તાણી ચકોરસિંહને મારવા જાય છે. ચકોર પણ સમશેર તાણી તેની સામે થાય છે. થોડું યુદ્ધ થાય છે, કૃર-સિંહ જરા ઘાયલ થાય છે. કૃરસિંહના અનુચરો ચકોરસિંહને પકડી લેછે. પદ્માવતીને કામલતા પકડી લેછે બાદ ]

કૃરસિંહ—અનુચરો આ દુષ્ટને ચંડાળોને સ્વાધિન કરી તે-મને સુચવો કે તે પ્રાણ રહિત થાય ત્યાં સુધી તેને ફાંસીપર લટકાવે.

ચકોરસિંહ—( આ શ્રવણ કરી) હે દયાહીન ? કંઇ દયા રાખ અભિમાની નિશ્ચે સમજજે કે કરીશ તેવાં ભોગવવાં પડશે. (સ્વગત) હાય મારી આ દશા ? બેન તારી શી દશા થશે ? ( સામું નિરખી અશ્રૃપાત કરે છે. અને પદ્માવતિ પણ તેને નિરખી રડી જાય છે. )

( બાદ અનુચરો ચકોરસિંહને ઘસડી લઇ જઇ ચંડાળોને સ્વાધિન કરે છે )

કૃરસિંહ—(સ્વગત) હવે આ સ્ત્રીને આમ રખડતી રાખવી ઠીક નહી. તેના માટે મહારાજને પાછો જવાબ દેવો પડશે માટે તેને જે સ્થળે હતી ત્યાંજ પાછી મોકલી દઊં ( ચાહન અનુચર પ્રત્યે ) આ સ્ત્રીને પણ મહારાજના રંગભુવનમાં કેદ કરી આવો.

અનુચર—જેવી આજ્ઞા ! ( પદ્માવતીને ત્યાં મુકવા લઇ જાયછે. પદ્માવતિ ચકોરની પોકર કરતી રડતી તેની સાથે જાય છે )

( બાદ કૃરસિંહ પણ નિસ્તેજ વદને ચકોરના પ્રહારની પીડાથી પીડાતો રાજગઢ તરફ જાય છે.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ. સુવર્ણપુરીમાં વિરસિંહનું શયનગૃહ.

પાત્ર વિરસિંહના દારૂબાજ મિત્રો તસ્કરલાલ, અને સ્વાર્થદત્ત પાછ-ળથી વિરસિંહ, બાદ વિરસિંહની સ્ત્રી સુજ્ઞાણદે.

( વીરસિંહ બહાર ગયો છે અને તેના મિત્રો પ્રવેશ કરે છે )

**સ્વાર્થદત્ત**—( વીરસિંહને ન અવલોકી )–તસ્કરલાલ મહારાજ તો કંઇ મજા લુટવા બહાર ગયા દીસે છે.

**તસ્કરલાલ**—હા છે તો તેમજ. એસો જરા સ્વસ્થ થઇને મધુપાનમાં મગ્ન રેહેનાર તો હરઘડી જ્યાં ત્યાં મજાજ લુટતા રહે છે, મદોન્મત હસ્તિથી પણ મદિરાનો જુસ્સો પ્રબળ હોય છે.

**સ્વાર્થદત્ત**—હા યાર છે તો તેમજ ? મને તો સુરાના[1] સંગ વિના રંચ ચેન પડતું નથી. તેમ એસાતું પણ નથી કેમ કરૂં ? જ્યારે કંઇક પ્રસંગે વિરસિંહ કુમાર બહાર જાય ત્યારે આપણી શી દશા?

**તસ્કરલાલ**—જાય કયાં જહાનમમાં ? જઇ રહ્યા. તેમને મધુપાન વિના ચાલે, તોજ આપણા વિના ચાલે. નહીતો તે લક્ષ વાતે આપણા પંજામાંથી મુક્ત થાય તેમ નથી.

**સ્વાર્થદત્ત**--ભાઈ એમ કેમ કહેવાય ? હવે તો મને અને તેને વટલાવે તેવી પેલી તેની સ્ત્રી સુજાણદે આવી છે. તેને તું ઓળખે છે, જરૂર તે થોડા દીવસમાં મધુપાન વિરસિંહ છોડાવી દેશે (નિસાસો નાંખી ) પછી આપણી શી દશા ? જેદી મધુપાન નહી મળે તે દી હાથ ઘસી ઘસી મરવાના. એતો રાજા આજ પાવ અને કાલ ન પાય ત્યારે આપણી બુરી દશા થાય, પાસે નથી દ્રવ્ય કે રાખીએ ગર્વ.

**તસ્કરલાલ**—હા યાર જરની ખુબી તો ન્યારી છે. જો પાસે જર હોય તો તો બારપાદશાહ, શાની વીરસિંહની ગરજ રાખીએ, જગતમાં દ્રવ્ય સર્વે વસ્તુમાં અગ્રેસર છે. જરથી સરવે કાર્ય સિદ્ધ થાય છે. ધન જનમાત્રના સર્વ દુર્ગુણ અદ્દસ્ય કરી નાખે છે. વળી કુલીનતા, વિવેક, ચાતુર્યતા આદિ સર્વે ગુણો નિર્ધન જનમાં હશે તો તે જગતના લેખામાં પણ નહી. શ્રવણ કર.

અજબ ચિજ છે જર, જગતમાં અજબ ચિજ છે જર;
જરવાળો નર ડાહ્યો ગણાએ, વિના જરનો ખર[2] જગતમાં.
હશે મુર્ખ પણ પૈસાવાળો, તેજ આના સત્તર; જગતમાં.
જ્ઞાની હશે જો વસુ વગરનો, તેને નહી આદર. જગતમાં.
સગા સબંધી સગપણ રાખે, હોય જો પૈસા તર; જગતમાં.
જર વિના હોય કળાવાન તો, તેની નહી કદર. જગતમાં.

૧ દારના ૨ ગધેડો.

**તસ્કરલાલ**—માટે મિત્ર કંઇ યોજના યોજી દ્રવ્ય તો મેળવ્યું કે અહોનિશ વીરસિંહની દરકાર ન કરતાં ઇચ્છા માફક મદીરા પાન કરવામાં મજા પડે.

**સ્વાર્થદત્ત**—યુક્તિ તો એક છે જો ખુબીથી પાર પાડો તો.

**તસ્કરલાલ**—અહો તેમાં શું ? તે તો બંદાનું કામ. કહો શી યુક્તિ છે ?

**સ્વાર્થદત્ત**—એજ કે, હવે આપણે વીરસિંહની દરકાર નહી ધરાવતાં આજ તેને નિશામાં ખુબ ટાઇટ બનાવી તેના અંગના તેમજ શયનગૃહમાં પડેલા સર્વે અલંકારો લઈ તેને ખુબ મજબુત બાંધી પેસાબની મોરી છે ત્યાં ખુટીએ લટકાવી આપણે કોઇ અન્યદેશ નાશી જઇએ.

**તસ્કરલાલ**—હા યાર યુક્તિ તો શ્રેષ્ટ છે ? તેમ કર્યા વિના આપણો આરો નથી. સુજાણદે આપણા પર બળી જાય છે. માટે આપણો પગફેરો હવે ટાળી નાંખવાની ત્યારે. આપણે અગાઉ ચેતવું સારૂં. કહ્યું છે કે આગમચેતી નર સદા સુખી.

**સ્વાર્થદત્ત**—નકી, નકી, વીરસિંહ આવે કે બે પ્યાલા તું પાજે અને બે પ્યાલા હું પાઇશ, કે તેનું કામ થઇ જશે એટલે આપણું મન ધાર્યું થશે.

( થોડીવારે વિરસિંહ પ્રવેશ કરે છે. બંને ઉભા થઇ નમન કરે છે. વિરસિંહ બેસે છે. )

**વિરસિંહ**—મિત્રો જગતમાં ઉમદામાં ઉમદી ચિજ મધુપાન છે. જે જનના મનને અહોનિશ ગુલતાનમાં રાખે છે. તેનું પાન કર્યાથી તે સ્વર્ગના સુખનો અનુભવ કરાવે છે તેમાં સંદેહ નહી. નિશ્ચે જગતમાં જેણે મધુપાનના સ્વાદિષ્ટ મારકંદનું પાન કર્યું નથી, તેનું જીવિત વૃથા છે. અહોહો શું મજા ? શું લહેજત દારૂમાં ?

**સ્વાર્થદત્ત**—રાજેન્દ્ર તેની શી વાત ? અવનિમાં અમૃતતો તેજ છે. કહેવત છે કે જેની જેવી વૃતિ તેવી તેની બુદ્ધિ

**વિરસિંહ**—મિત્રો આજ તો એક જાતનો ઉમદા માલ આવેલો છે.

**તસ્કરલાલ**—વાહ ! વાહ ! ત્યારે તો આજે બહુ લહેજત આવશે.

**સ્વાર્થદત્ત**—મિત્ર એ લહેજતની શી વાત કરવી ? જેની મજા મને તો બહુ આનંદદાયક લાગે છે. પણ બેવકુફ જનો છીટ

કહી તેને ધિઃકારે છે. પણ અનુભવ નથી કે તેમાં કેવી મઝા છે?

**તસ્કરલાલ**—હા મિત્ર જે અંગમાં અનંતરંગ ઊત્પન્ન કરેછે, ક્લેશ માત્રને હરે છે. શુરાતનમાં વૃદ્ધિ કરે છે. સુરાનો અજ્ઞાનજન અનાદર કરે છે, તેમ શાસ્ત્રાર્થે જાણુનારા મુરજનો તેમાં પાપ ગણે છે. તેઓ નર્કના અધિકારી થાયછે.

**વિરસિંહ**—(હસ્તમાં દારૂનો પ્યાલો લઇ) મિત્ર લ્યો, આ દેવોની પ્રસાદી ઊડાવો દેવોની વિભૂતિને કોણ તુચ્છ ગણુનારછે.

**સ્વાર્થદત્ત**—લાવો મિત્ર આપણે ક્યાં ના છે, જગત જખ મારે છે ( લઇ પી જાયછે )

**સ્વાર્થદત્ત**—[ પોતે પ્યાલો ભરી વિરસિંહને ] લ્યો મિત્ર ઊડાવોતમે.

**વિરસિંહ**—લાવો. (લઈ પી જાયછે) (પાછો બીજો ભરી.

**સ્વાર્થદત્ત**—લ્યો મિત્ર આ બીજો. જો જો ના કહેતા.

**વિરસિંહ**—ભલે બાઇ તમારી ઇચ્છા, લાવો (પી જાયછે)

**વિરસિંહ**—(પાછો પ્યાલો ભરી તસ્કરલાલ પ્રત્યે) લીજીએ મિત્ર

**તસ્કરલાલ**—લાવો પ્યારા લાવો. [લઇ પી જાય છે] ( પછી પોતે ભરી વિરસિંહ પ્રત્યે) લ્યો મહારાજ ઊડાવો આ પ્રેમની પ્રસાદી

**વિરસિંહ**—લાવો(લઇ પી જાયછે) [પાછો બીજો ભરી વિરસિંહને)

**તસ્કરલાલ**—લ્યો સરકાર લ્યો; ઢળેછે. મારા સુકનનો અનાદર કરશો નહી હો.

**વીરસિંહ**—યાર બહુ થશે.

**તસ્કરલાલ**—અરે એના શા ભાર છે. (વીરસેન પી જાયછે)

(થોડીવારે વીરસિંહને અત્યંત નીશો ચડવાથી તદન અચેત બની જાય છે. કે સ્વાર્થદત્ત અને તસ્કરલાલ તેના અંગના સર્વે અલંકારો ઊતારી લેછે તેમજ શયનભુવનમાં પડેલું સરવે જરઝવેરાત લઇ લેછે. બાદ વીરસિંહને એક રસીથી મજબુત કસી પેસાબના મોરી ઊપર ખુંટીએ લટકાવી તેઓ ભાગી જાયછે. બાદ થોડીવારે વીરસિંહની સ્ત્રી સુજાણદે ત્યાં પ્રવેશ કરેછે ત્યાં કોઇને ન અવલોકી )

**સુજાણદે**—કેમ સર્વે ક્યાં ગયા ? હમણાં ધમાધમી કરી રહ્યા હતાને.

[ થોડીવારે ફરતાં ફરતાં વિરસિંહને અલંકાર રહિત ભુંડાળે મોરીપર ખુંટીએ લટકેલો નિરખી ]

સુજાણદે—અરેરે પ્રિય પ્રિયતમની આ કેવી માઠી દશા? તેમની નિરંતર આવી અધમ સ્થિતિ થાય છે. પણ તેમને રંચભાન નથી. તેમના દુષ્ટ સ્વાર્થીઆ તાલીમિત્રો આજે તેમના અંગના અલંકારો ચૌરી લઇ તેમની આ દશા કરી ભાગી ગયા જણાય છે. છતાં તેમને દુષ્ટ મધુપાન પર તેમજ કૃત્રિમ મિત્રોપર કિંચિત અરૂચિ થતી નથી મેં પુર્વેમાં એવાં પાતિક કર્યા હશે કે આ ભવે આવા મધુપાનલબ્ધ અર્થાત કુસંગીના સંગીથી મારો સમાગમ થયો છે. ખરેખર તેઓ મધુપાન અને મધુપાનમાં મતિહીન મુઢ બની ગયા છે. હાય હવે શી રીતે કરૂં. (કહેવત કે) શ્વાનની પુંછડીને સહસ્ત્રવાર જમીનમાં ડાટો તોપણ વાંકીનેવાંકી, લીંપણપર છારની માફક કંઇજ નહી. દુષ્ટ વિધાતા આ તારાજ વહાણાંછે તેમાં સંદેહ નહી. જ્યાં જોશો ત્યાં

> રસજ્ઞ પતિ તેની પત્ની નઠારી,
> રંભા સતિનો પતિ છે અનાડી;
> યોગને અયોગ હરનિશ દેછે.
> અરે ભુંડી તારૂં મન કયાં ભમે છે.

સુજાણદે—(ઉદાસ વૃત્તિએ વિચારી) હાય હાય! તેમાં વિધાતા પણ શું કરે? વિધાતા પણ કર્મને સ્વાધિન રહી લેખમાં રેખ પાડે છે. મારા ભાગ્યોદયમાં એવુંજ હશે તો કોણ મિથ્યા કરે, પણ જનોએ જગતમાં કષ્ટ પડયાથી કાયર થઇ ઉદ્યમનો ત્યાગ ન કરવો. કહ્યું છે કે, હીમતે મરદ તો મદદે ખુદા. તેમ મારે પ્રાણપતિને મધુપાન ત્યાગ કરાવવાનો પ્રયત્ન તો જારીજ રાખવો જેમાં જગદીશ્વર કોઇક વખત પ્રસન્ન થશે, જેવા તેવા તો પણ મારા મુગટમણિ છે, સ્ત્રીનો ધર્મ છે કે, પતિ ગમે તેવો ક્રુર અર્થાત ચક્ષુ વિનાનો અપંગ, મતિહીન દુર્બળ, રોગી, આદિ અનંત દુર્ગુણો સહિત હોય તો પણ સ્ત્રીએ તેનો તિરસ્કાર નહી કરતાં તેને પ્રભુ તુલ્ય માનવો માટે લાવ આજે તેમના કૃત્રિમ મિત્રોના કુકૃત્યો અને તેમની આ માઠી દશા તેમને બરાબર સમજાવું.

[ વિરસિંહને ખુંટીએથી નીચે ઉતારી ખુબ ઘુણાવી બરાબર સચેત કરી. )

સુજાણદે—પ્રાણવલ્લભ પવિત્ર ક્ષત્રી કુળને કલંગ લાગે તેવો

આ મધુપાનના છંદમાં અહરનિશ ભાન તજી નાદાન બનો છો. છતાં તે દુષ્ટ કૃત્યનો ત્યાગ કરતા નથી. એ ઘણી શરમની વાત છે. જુવો આપે અતિશય મધુપાન કર્યા તેથી આપના તાલી મિત્રો, આજે આપના અંગના તમામ દાગીના હરણ કરી લઇ તમારી આવી અધમ સ્થિતિ કરી તેદુષ્ટો નાસી ગયા. તેમ આપ આ કુછંદમાંને કુછંદમાં મતિહીન અને કૃશદેહી ના બની ગયા છો. વળી આપના આવા દુષ્ટ આચરણથી આપના પિતામહ વિગેરે કેટલા અસંતુષ્ટ છે. વિગેરે ગેરલાભનો વિચાર કરી આપ મધુપાનનો તેમજ તે દુષ્ટ મિત્રોનો ત્યાગ કરો તો સારૂં.

**વીરસિંહ**—(બરાબર સચેત બની. તેની આવી અધમ સ્થીતિ નિરખી લજ્યા યુકત સ્વગત) હું શું નિરખું છું? હું શું જીવું છું.? મારા જીવિતને સહસ્ત્રવાર ધિઃકાર હોજો. હાય! મધુપાન રૂપ વાદળીથી સુજ રૂપ સુર્ય સર્વત્ર રીતે ઢંકાઇ નિસ્તેજ બની ગયો છે. તેનું મને કિંચિંત ભાન નથી. તેમ સ્વાર્થીઆ તાલી મિત્રો મને મધુપાનના પાસમાં કરી મારા અંગના અલંકારો હરણ કરી મારી હાંસી કરી ભાગી ગયા. હાય! તે શાથી? મધુપાનથીજ (ચાહન) પ્રાણવલ્લભા તારૂં વદતું સઉ સત્ય છે. આજે તેં મારા ચક્ષુદ્વાર બરાબર ખોલ્યા છે, જેથી મને સર્વ વાતનું ભાન થઇ આવ્યું છે. કૃત્રિમ મિત્રોનો ખોટો પ્રેમ હવે મારી દ્રષ્ટિ ગોચર થયો છે, જેથી પ્રાણપ્રિયા હું હવે પ્રતિજ્ઞા પુર્વક આજથી દુષ્ટ મધુપાનનો ત્યાગ કરૂં છું. મધુપાનના શોખી કરનારા તેને અમૃત તુલ્ય માને છે, પરંતુ તે ખરેખર વિષ તુલ્ય છે, જેમાં સંદેહ નથી, તેમાં તન, મન, ધન, યશ વિગેરેનો હરનાર છે, જે મને વિતી છે, અને મધુપાનના કરનારને વિનાશ [illegible] અને નિતમે તે પ્રીયા સાંભળ.

**પ્રીતી પાતરની કરનાર, સરવે મુરખના સરદાર (એ રાહ)**

**વીરસિંહ**—નિશ મધુપાન કરનાર, બુદ્ધિ બેશ બને ગમાર;
ત્યાગી સર્વે કુળ આચાર, પામે સંસારે ધીટકાર.
મધુપાનમાં મસ્ત બનીને, જનને મુર્ખ હસાવે;
ચપળ ચાલની ચેષ્ટે ચાલી, ગારા માટી ચાવે. નિશ્ચે.
રસીઆ હાડ[1] સ્વાન[2] સમાન, દાંત પડે ના મુકે;
કેફી કેફ કરીને તેમજ, કુંપ[3] પડતું મુકે. નિશ્ચે.
તન ધનની હાની તેમાંથી, ધારે કૂળ કપુત;

ભાન તજી નાદાન બનીને, ભમતો ફેરી ભૂત.　નિશ્ચે.
લેશ લાભના મધુપાનમાં, મધુપાન કરનાર;
સમજી ત્યાગ જો નહી કરો તો, વિના મોતે મરનાર. નિશ્ચે.

વીરસિંહ—પ્રિયા મારી માફક હજારો યુવાનો અજ્ઞાનપણે આ મધુપાનના દુષ્ટ ફંદમાં ફસાઇ તેમના પુર્વજોની અચળ કીર્તિને કલંકિત કરે છે, તેમ મતિહીન, દ્રવ્યહીન અને વિરત્વહીન બની આખરે ખુવાર ખુવાર બની જાય છે, એ મારાથી મને નિઃસંદેહ સમજાય છે. દરેક મધુપાનના મોજીઓએ જેમાં લેશ માત્ર સાર નથી એવા તે દુષ્ટ વ્યસનનો નિશ્ચે ત્યાગ કરવો. એવી મારો ખાસ વિજ્ઞપ્તિ છે. તે દુષ્ટ વ્યસનના ફંદમાં ફસાઇ હું કેવો ખુવાર બન્યો છે, મારી સ્થિતિ કેવી બની છે. અરેરે હું મારા ક્ષત્રી ધર્મનું તેમજ મારી પ્યારી પ્રજાનું કષ્ટ સમયે કેવી રીતે પાલન કરી શકીશ.

[ રડી જાય છે ]

સુજાણદે—સ્વામિન્! ગઇ વાતનુ સ્મરણ કરી દુઃખિત થવું તે ઉચિત નથી, આપ તે ફંદમાંથી મુક્ત થયા છો, તો થોડા દીવસમાં સર્વ રીતે શક્તિમાન થશો.

વીરસિંહ—સુલક્ષણી તે તારા પ્રતાપ. પ્રાણવલ્લભા! મને યોગ્ય શિક્ષણ આપી કુછંદી મિત્રોના તેમજ મધુપાનના ફંદામાંથી મુક્ત કરાવ્યો, તેના માટે હું ઘણોજ તારો આભારી થયો છું.

સુજાણદે—પ્રાણેશ! આ કળીયગમાં આપના મિત્રો જેવા સ્વાર્થીઆ કૃતિમ પ્રેમી મિત્રો ઘણા હોય છે, માટે મિત્રો પણ ખુબ વિચારીને કરવા.

સુજાણદે—મિત્રાચારી કરવી વિચારી, અંતે ન જઇએ આપણુ હારી;
જેથી ન થાએ કાંઇ ખુવારી, લોક વિષે નવ જઇએ હારી.
કરવો મિત્ર અતિદીલદારી, જોઇ તેહનો પ્રેમજ ભારી;
પારખુ તેનું લેવું ભારી, જાય ન જોતે કોઇ દીન હારી.
તો પછી કરવી સાચી યારી, ભરમ આપણો દેવો ભારી,
વાત લિયો આ ઉર ઉતારી, વદી પ્રિય પ્યારા હું જે વિચારી.

વીરસિંહ—પ્રિયા! તારૂં કહેવું બરાબર છે,

સુજાણદે—પ્રાણ પ્યારા મિત્ર કરવા તો વડીલ બંધુના મિત્ર મહારસિંહ જેવા કરવા. કે જે સુખ દુઃખમાં સર્વદા સન્મુખ રહે.

**વીરસિંહ**—પ્રિયા? પ્રિયવડીલ બંધુ યાદ આવતાં શરીર સોસા ઈ જાય છે. હાય પ્યારાબંધુ તમો કયાં હશો? મારી દુષ્ટમાતાએ આપને વચને બાંધી મુજ નિર્ભાગીના માટે વિદેશ મોકલ્યા. હાય આપના દર્શન કયારે થશે?

**સુજાણદે**—પ્યારા! સોચ ના કરો. દસવર્ષ પુરાં થવાથી તમારા વડીલબંધુ જરૂર અંહી પધારશે. પ્રાણવલ્લભ! ચાલો હવે જરા શયન કરીએ.

**વીરસિંહ**—પ્રિયાની જેવી ઇચ્છા. (બંને સુઇ જાયછે).

## પ્રવેશ ૪ થો.

### સ્થળ મોહનપુરીની સરહદમાં ફાંસીનું સ્થળ.

**પાત્ર**—ચકોરસિંહ અને તેને ફાંસી દેવા આવેલ ચંડાળ પછી મદનસેન અને પુલવંતી, બાદ ઇંદ્રસેન અને તેનું લશ્કર.

**ચંડાળ**—(ચકોર પ્રત્યે નમ્રતાથી) હે દીવ્યદેહીવાન યુવાન! તું હવે ત્વરિત તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે? કારણ હવે તારો કાળ સમીપ છે. ક્રૂરસેન મહારાજે તું પ્રાણ રહીત થાય ત્યાંસુધી તને આ ફાંસીએ લટકાવવાની મને આજ્ઞા કરી છે.

**ચકોરસિંહ**—(દીનવાણીથી) દયાળુ તું ધૈર્યધર. હું ભાગી જતો નથી. મને ગમે તેમ કરજે. હું તારે સ્વાધિન છું. પરંતુ કૃપા કરી જરા મારી વિજ્ઞાપના એકાગ્ર ચિત્તે શ્રવણ કર.

**ચંડાળ**—ભાઇ સુખેથી વિદિત કર.

**ચકોરસિંહ**—ધર્મીને ત્યાં ધાડ અને સત્યવાદીપર સંકટ એ પ્રમાણે મારી દશા થઇ છે. અને તેથી હું આ અધમ[1] સ્થિતિએ પહોચ્યો છું. તે મારી બીનાથી સ્પષ્ટ સમજાશે.

**ચંડાળ**—ત્વરીત કહો.

**ચકોરસિંહ**—તમારા વ્યભિચારી રાજા મદનસેનના ક્રોધી સાળો ક્રૂરસેને મને ફાંસી દેવા મોકલ્યો છે. તેનું કારણ એટલુંજ કે મારા પવિત્ર મિત્રની પતિવ્રતા સ્ત્રીને એક કામલતા ગુણીકાના આવાસે દુઃખી જાણી તેને ત્યાંથી મુકત કરાવવાના પ્રયાસ માટે ક્રૂર ક્રૂરસેને કુલટાને

૧ નીચ.

સ્યાના ખોટા ઉપદેશથી ક્રોધ કરી મારો પ્રાણ લેવા તમોને ફરમાવ્યું છું. હવે ન્યાયાન્યાયનો વિચાર કરી મારવો અથવા તારવો તે તમારા સ્વાધિન છે. ભાઇ જગતમાં જેવી કરણી તેવી પાર ઉતરણી છે. વળી રાજા કાચા કાનના હોય છે. માટે હે દયાબ્ધિ[1] મને જીવતદાન દે તો સારૂં.

**ચંડાળ**—ભાઇ તારી હકીકત સર્વે સાચી છે. પણ હું તો પરાધિન તને મુકી દઉં ને ક્રોધી ક્રૂરસેન જાણે તો મારૂં તેલ કાઢી નાખે. ચાલ ભાઇ તૈયાર થા. વિલંબ ના કર.

**ચકોરસિંહ**—ભાઇ જરા ધૈર્ય ધર. મને હરિહરનું સ્મરણ કરીલેવાદે.

**કરૂણાસ્વરે.** **પાણી ભરવા હુ ગઇતી રે.** **(એરાહ)**

**ચકોરસિંહ**-કીધાં અકૃત,[2] કેવાંરે, પુર્વે મેં ત્રિપુરારિ.
હજી કેટલાં દેવાંરે, દશા આ થઇ મારી.
સ્વદેશ ત્યાગી નિકળ્યો, સંગે સ્નેહી રાન.
કરમે વિખુટા કર્યો, ફાંસી ચડું આ રાન;
દુઃખી વેશ્યા મુકામેરે, સતિ મિત્રની નારી,
માતુ જાણી સંગાથેરે, લેવા હું લડયો ભારી.
હસ્તે ચડયો અવિચારીના, મદાંધને નહી ભાન;
કુલટાના ઉપદેશથી, ઇચ્છે લેવા જાન.
હરિ મનની મનમાંરે, રહેછે ઇચ્છા મારી;
કૃપા કરી કૃપાળુરે, દીનને લીઓ તારી.

**ચંડાળ**—ચાલ હવે તૈયાર થા.

(તેવામાં ફુલવંતી સહિત મદનસેન ત્યાં પ્રવેશ કરેછે)

**મદનસેન**—(ફુલવંતી પ્રત્યે) પ્યારી કેમ હવે મારી મુરાદ પુર્ણ કરવી છે કે નહી.

**ફુલવંતી**—પાપીષ્ટ! ચુપ રહે, જગત કર્તા જગદીશ્વરનો ડર હે કઠોર દિલના તારા દીલમાં રંચ તો રાખ?

**મદનસેન**—પદ્માક્ષિ[3] વળી રતિને[4] સરમંદ બનાવે તેવી સુ

[1] દયાના સમુદ્ર. [2] પાપ. [3] કમળ જેવા નેત્રોવાળી. [4] કામદેવની સ્ત્રીને.

રાંગના[3] જેવી, કમળાવરની[4] કૃપાથી તું મળી તો હવે તારાથી સુખ લેવામાં ડર શાનો રાખું ?

**ફુલવંતી**—દુરાચારી તારા કર્મમાં ધુળ. તુજરૂપ ગર્ધવ[5] મુજરૂપ કોમળ કમળનું પાન કરવા યોગ્ય નથી. મુજરૂપ કોમળ કમળનું પાન કરનાર મુજપતિરૂપ રસભોગી ભ્રમર જગતમાં અમર રહો જે તુજરૂપ દુષ્ટ કંટકનો વિચ્છેદ કરવામાં મહા સમર્થ છે.

**મદનસેન**--એતો જોયો તારો ભ્રમર હવે તેની સર્વ ધુમર ત્યાગીદે ચાલ આવ બેસ આ અશ્વપર.

**ફુલવંતી**—નહી નહી એ કદાપિ કાળે બનુનાર નથી.

**મદનસેન**--જો હું એ બનાવું છું. ( એમ કહી ફુલવંતીને ચાબુકથી મારે છે બાદ તેના પદ્ પંક રશીથી કશી બળાત્કારે અશ્વપર બેસાડી ચંડાળ પ્રત્યે.)

**મદનસેન**—અરે આને તું કેમ અંહી લાવ્યો છે.

**ચંડાળ**—(મદનસેનને ઓળખી) અન્નદાતા ક્રૂરસેનજીની આજ્ઞાથી હું આને અત્રે ફાંસી દેવા લાવ્યો છું.

**મદનસેન**—(ચકોરસિંહને ઓળખી) ક્રૂરસેન બ્યાજબી કીધું છે. આ દુષ્ટ મહા અભિમાની છે. તે એક વખત મારો પણ ગુન્હેગાર થયો હતો. માટે તેનો પ્રાણ જાય ત્યાં સુધી તેને સાવચેતીથી ફાંસીએ લટકાવજે.

**ચકોરસિંહ**--[સ્વગત] વળી આ કાળ કયાંથી આવ્યો. (ચાહન) હે અધર્મી તું જાણે છે કે, સત્યમેવ જયતે, તે પ્રમાણે ધર્મો જય અને પાપોક્ષય તેમ દુષ્કૃતથી તું તારો પણ ક્ષય સમજજે.

**મદનસેન**--બહુ સારૂં (એમ કહી અશ્વને મોહનપુરી તરફ ચલાવે છે ]

**ચંડાળ**—(ચકોરસિંહને ) ચાલ આવ ભાઇ આ ફાંસો ગળામાં લે તું જાણે છે કે લાચારીનો આચાર હોતો નથી.

**ચકોરસિંહ**—દયાળુ જરા ધૈર્યધર હે અચળ અવિનાશિ જગદીશ્વર સેવકને સહાય થા.

---

૩ દેવાંગના. ૪ કૃષ્ણનો. ૫ ગધેડો ૬ હાથપગ.

### દોહરો.

ભક્તાધિન છો ભુધરા,[1] તારક સેવક ખાસ.
અનિરૂદ્ધ પ્રહલાદને તાર્યા ચંદ્રહાસ.
ઉપર આભ નિચે ધરા[2] કરૂણા કર કિરતાર;
વેગે આવી દાસને, ઉગાર જગદાધાર

(તેવામાં ઇંદ્રસેન તેના કટક સહિત ત્યાં પ્રવેશ કરે છે. ચકોરને હાલ બેહાલ નિહાળી અશ્વથી નીચે ઉતરી અજાયબી સાથે સમીપ જઇ)

**ઇંદ્રિસેન**—કોણ પરમસ્નેહિ મિત્ર ચકોરસિંહ ?

**ચકોરસિંહ**—(અજાયબી સાથે હર્ષયુક્ત] કોણ? મિત્ર ઇંદ્રસેન (બંને હર્ષયુક્ત ભેટેછે]

**ઇંદ્રિસેન**—મિત્ર ? આવી તારી અધમ સ્થિતિ કેમ ?

**ચકોરસિંહ**—સ્નેહી? શું કહું? કહેવાને મારી, જીવ્હા ઉપડતી નથી.

**ઇંદ્રિસેન**—પ્યારા! ત્વરિત કહે. વિલંબ કરી અધીરો ના કર.

**ચકોરસિંહ**--પ્રાણવલ્લભ પવિત્ર પ્યારા મિત્ર તારાથી વિખુટો થયા બાદ એક પહાડી રાનમાં (જેનાથી તારી છબી અદલ બદલ થઇ હતી તે પદ્મસેનરાજાની પુત્રી) તારી પતિવ્રતા સ્ત્રી પદ્માવતીનો મેળાપ થયો. પરંતુ દૈવ્યયોગે દુષ્ટ મોહનપુરીનો રાજા મદનસેન કટક[3] સહીત ત્યાં આવી પહોચ્યો અને મને કેદ કરી સતિનું બળાત્કારે હરણ કરી ગયો, સતીને અત્યંત સંતાપતાં સંતોષ ન પામી, પાપી તમારી તરફ આવ્યો. બાદ મદનસેનના ક્રોધીસાળા ક્રૂરસેને દુષ્ટ મદનસેનની ભલામણથી સતિને એક વેસ્યાના આવાસમાં મોકલી હું કેદમાંથી છટકી તે માર્ગે પસાર થતો હતો. તે નિરખી તે વેસ્યાની દાસી દ્રવ્યની અભિલાષાએ મને એક બ્હાનાસર તે વેસ્યા આવાસમાં લઇ ગઈ ઊપર જતાં સતિને વિપત્તિમાં નિરખી મારાં રોમાંચ ઉભાં થયાં, વેસ્યાને ધિક્કાર આપી સતિને ત્યાંથી મુક્ત કરાવવાની તૈયારીમાં હતો. તેવામાં ક્રૂરસેન ત્યાં આવી પહોચ્યો. મારી સાથે થોડું યુદ્ધ થયું બાદ તેના અનુચરોએ મને કેદ કર્યો. એને તેથી તે ક્રોધીએ તે દુષ્ટા વેસ્યાના ભરમાવ્યાથી મને અહીં ફાંસી ચઢાવવા મોકલ્યો છે.

---

૧ પરમેશ્વર, ૨ પૃથ્વી, ૩ લશ્કર.

**ઇંદ્રસેન**—પ્યારા શું મારી સ્ત્રી માટેજ તારી આ દશા થઇછે

**ચકોરસિંહ**—મિત્ર આપનું અચાનક આગમન અંહી કેમ થયું?

**ઇંદ્રસેન**—પ્રિય મિત્ર! સ્ત્રી માટેજ તે દુષ્ટ મદનસેન મને નિદ્રાધિન નિરખી મારી અવર સ્ત્રીનુ પણ હરણુ કરી ગયો છે. નિશ્ચે તે અધર્મીના મસ્તકે મરણ ભમિ રહ્યું છે. તેમાં સદેહ નહી. કહ્યું છે કે વિનાશકાળે વિપરીત બુદ્ધિ

**ચકોરસિંહ**--મિત્ર હવે વિલંબ ના કર, સઘ સંચરી અબળાને દુઃખમાંથી મુક્ત કર તે પાપીષ્ટ તેને બહુકષ્ટ દેછે તે મેં હમણાં પ્રત્યક્ષ જોયું.

**ઇંદ્રસેન**—મિત્ર તેનું ગમે તેમ થાઓ પણ તને ત્યાગી-કેમ જાઉં?

**ચકોરસિંહ**—અબળાનું રક્ષણ કરવું તે ક્ષત્રિઓનો ધર્મ છે.

**ઇંદ્રસેન**--ત્યારે મિત્રના કષ્ટમાં ભાગ લેવો તેવો ધર્મ ક્ષત્રિનો નથી? ભલે તે સ્ત્રીનું સુઝે તેમ થાય.

**કંગનવા મોરા કરસે સરક ગયોરે (એરાહ)**

ઇંદ્ર-અઘટીત વેણ, મિત્ર શું વદેછે આવુંરે
સર્વત્ર મિત્ર મારૂંરે, પ્યારા તુજપર વારૂંરે
મોઘું નહી નારી રત્ન, કરૂં મિત્ર રત્ન જત્ન
અચળ મિત્રતો અધિક હું નારી લાવુંરે. અઘટીત
પ્રેમી તુજ પ્રેમરે, પદ્મ[1] અર્ક[2] જેમરે
ક્રાંતનમન એક જેમ કાયા છાયાનેક
પ્રેગના બંધને બાંધ્યો હું કીહાં જાવુંરે. અઘટીત
ત્યાગી નહી જાવુંરે, કૃતઘ્ન નહી થાવુંરે
મુજ માટે આવી રાન, થાય આમ તું હેરાન
લજવાએ માત તાત, કદી ત્યાગી જાવુંરે. અઘટીત

**ઇંદ્રસેન**—ગમે તેમ થાય તોપણ સ્નેહી તને ત્યાગીજઇશ નહી

**ચંડાળ**(ચકોરપ્રત્યે) ચાલ ભાઈ ચાલ હવે વાતોનો ત્યાગ કરી આ ફાંસો ગળામાં લે.

**ઇંદ્રસેન**—દયાળુ મારાપર કૃપા કરી મારા મિત્રને જીવતદાન દે. નહીંતો અમો બંનેના પ્રાણ લે ચાલ તૈયાર છીએ.

૧ કમળ, ૨ સુર્ય.

**ચંડાળ**—ભાઇ આ અપરાધીને મુક્ત કરવો તે હવે મારે સ્વાધિન નથી. ચાલ ભાઇ વેહેલો થા (ચકોર નિરૂપાય થઇ ગળામાં ફાંસો ઘાલેછે. તે નિરખી ઇંદ્રસેન પણ તેના જોડે જઇ ગળામાં ફાંસો ઘાલી ઉભો રહેછે તે નિરખી)

**ચકોરસિંહ**—સ્નેહી મારા કર્મને લીધે હું આ સ્થિતિએ પહોચ્યોછું. તેમાં આપને પ્રાણ ત્યાગવાનું કંઇ પ્રયોજન નથી.

**ચકોરસિંહ**—મિત્ર એમ કેમ? પ્રેમમાં એવી શું પ્રાબલ્યતાછે.

**ઇંદ્રસેન**--શા માટે નહીં પ્રેમીના પ્રેમથી હું પ્રાણને અધિક સમજતો નથીઃ

**ચકોરસિંહ**—પ્યારા જાણી અજાણ્યો કેમ બનેછે? પ્રીતિની રીતિ સર્વથી ગૂઢ છે.

**પ્રીતિના પંથનો ગ્રંથ ગુંથેલો, કોણ ભેદ ભણનાર. (એરાહ)**

**ઇંદ્રસેન**—પ્રીતિની રીતિના ગાઢ[1]ગૂઢાર્થ[2]ને; જાણે સદા જાણનાર,
જેમ અંધા પાસે આરશી તેમ, અજ્ઞ[3]ન જાણે લગાર. પ્રી.
વ્યોમથી[4]ઊંચી; ધરાથી[5]નિચિ ઝેર હળાહળ સાર,
સુધાથી[6]પણ, મિષ્ટ પ્રમાણો, ભેદ તણો ભંડાર. પ્રી.
રજથી ઝીણી, મેરૂથી મોટી, વહ્નિથી[7]બાળનાર,
બરફથી બહુ શીતળતામાં; તે નહી જાણે ગમાર, પ્રી.
સંપતમાં સ્નેહિ બની; વિપત્તે ભાગી જાય.
નહી પ્રેમી કહેવાય તે, સ્વાર્થી આ સમજાય.
સુખ દુઃખમાં, સન્મુખ રહે તે; સાચો પ્રેમી સાર,
ભીતરથી પ્રીતિ રીતિ પીછાની, પ્રાણ દેવા તૈયાર. પ્રી.

વળી પ્રેમી મિત્ર કહ્યું છે કે,

**દોહરો**:—ધન દઇ તન રાખીએ; તન દઇ રાખીએ લાજ,
તન ધન સર્વે દીજીએ, એક પ્રેમને કાજ.

**ચંડાળ**—ભાઇ હવે વિલંબ ના કર.

**ચકોરસિંહ**—તૈયાર છું;

**ચંડાળ**—(ઇંદ્ર પ્રત્યે)ભાઈ તમો નિકળી જાઓ.

**ઇંદ્રસેન**—આ શું વદે છે? આકાશ પાતાળ એક થાએ પણ

---

૧ મજબુત. ૨ ભેદ. ૩ અજાણ્યો. ૪ આકાશથી. ૫ જમીનથી.
૬ અમૃતથી. ૭ અગ્નિથી.

તેમ થનાર નથી ગમેતો ઉભયના પ્રાણ લે નહીતો મારા મિત્રને જીવતદાન દે તેમ તારી ઇચ્છાનુસારે દ્રવ્ય લે પણ તેને એકને તો નહી મરવા દઉં.

**ચંડાળ**—બાપજી તેને મુકી દીધેલો જાણેતો દુષ્ટ મદનસેન મારો અન્ત આણે.

**ઇંદ્રસેન**—તે વિષે તું નિશ્ચિત રહે તે પાપીષ્ટને આજને આજ યમલોક ગમન કરાવવાનું હું વચન આપુંછુ. સૂર્યવંશી ક્ષત્રિઓના વચન કોઇ કાળે મિથ્યા થયાં નથી. અને થશે નહી. હું પ્રખ્યાત સુવર્ણપુરીના સૂર્યસેન મહરાજનો ઇંદ્રસેન નામે પુત્ર છું.

**ચંડાળ**—(સ્વગત) દ્રવ્ય આપે છે વળી મદનસેનને મારવાનું વેણ આપે છે તે છતાં જો આનાકાની કરીશતો બળાત્કાર કરશે. ત્યાં મારૂં શું જોર ચાલવાનું છે. માટે લાવ ધન અને વચન લઇ આને મુકી દઊં ( ચાહન ) રાજેન્દ્ર! ભલે ધન અને વચન આપો. (ઇંદ્રસેન પોતાના અંગના અલંકારો કાઢી આપે છે અને તે સાથેવચન આપે છે. આથી ચંડાળ ચાલ્યો જાય છે. બાદ બંને મિત્રો અશ્વારૂઢ થઇ ઉપયુક્ત સૈન્ય સાથે મદનસેનના નગર તરફ પ્રયાણ કરે છે.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ મોહનપુરીનું પાદર.

પાત્ર. મદનસેન ફુલવંતી, મદનસેનના અનુચર, બાદ ઇંદ્રસેન, ચકોરસિંહ અને ઇંદ્રસેનનું લશ્કર વિગેરે નગરજનો.

**મદનસેન**—( અતિશ્રમિત થવાથી સ્વગત) હવે અંહી કિંચિત વિશ્રાન્તિ લઇ નગરમાં પ્રયાણ કરૂંતો સારૂં. વળી રથવિના આ યુવતિને અશ્વપર નગરમાં લઇ જવી ઠીક નહી, તેમ આ સ્થળ મનને હરનારૂં છે. શમીર[1] મંદમંદ[2] સ્ફુરાયમા[3]રહી તન મનમાં શીતળતા પ્રસરાવી રહ્યોછે. વિવિધ પક્ષીઓ વિધવિધ પ્રકારનાં મૃદુ[4] ગીતો ગાઇ રહ્યાં છે, માટે લાવ અનુચરને રથ લાવવા સૂચવું અને તે આવે ત્યાં સુધી અંહીજ વિશ્રાન્તિ લઉ (ચાહન) ઓ અનુચર! તું ત્વરિત નગર પ્રત્યે જઇ આ દેવાંગના માટે એક દિવ્ય રથ લઇ આવ.

**અનુચર**—અન્નદાતા જેવી આજ્ઞા (જાય છે)

---

૧ પવન. ૨ ધીરેધીરે. ૩ ફેલાઇ. ૪ મીઠાં.

**મદનસેન**—(ફુલવંતી પ્રત્યે) મૃગાક્ષિ હાલ જરા અંહી વિશ્રાન્તિ લ્યો પછી આપણે આપણા આ અનોપમ નગરમાં જઇએ.

**ફુલવંતી**—દુષ્ટ તને અને તારા નગરને લાગો લાલબાઇ[૫] મારે તેનું શું પ્રયોજન છે? પાપિષ્ટ જેવી રીતે તેં મારા રંગમાં ભંગ કર્યા અંતે મુજ રૂપ મીનને મુજ પતિ રૂપ વારિથી વીખુટી કરી તરફડાવે છે. તેવી રીતે તારા રંગમાં ભંગ થજો અને તારી સ્ત્રિ તારા વિણુ ટળવળજો.

**મદનસેન**—મૃદુભાષિણી[૬] આવા કઠોર ઉચ્ચારો ઉચર નહીં હું આજે મારા મનના સર્વ મનોરથો ફળ્યા સમજું છું તુજ રૂપ શયનભુવન ભૂષણ સ્ત્રી રત્નથી આજે મારૂં શયનભુવન અધિક શુશોભીત થશે પ્રાણવલ્લભા તારા દર્શનથી. મને અત્યાનંદ ઉપજ્યા કરે છે,

**ફુલવંતી**—પર કષ્ટથી અત્યાનંદ પામનાર અધર્મિ નર્કના અધિકારી તારી લવરી બંધકર ( તેવામાં અનુચર રથ લઇ આવે છે. તે નીરખી )

**મદનસેન**—અંબુજવદની ચાલો સત્વર રથારૂઢ થાઓ આપણે નગરમાં જઇએ.

**ફુલવંતી**—(સ્વગત) શ્રી જગતપાલનહાર જગદાધાર મારી આ શી દશા? અરેરે હું શું કરૂં? પ્રિય પતિથી વિખુટી કરી આ કુકર્મી મને અતિશય કષ્ટ દે છે. વળી તેના નગરમાં લઇ જઇ શું કરશે? હરિહર, આધાર તારો છે. મારી તું સર્વદા વાર કરજે [ચાહન] હે અનાચારી! હું રથમાં બેસનાર નથી તેમ તારી સંગે આવનાર નથી તું તારા નગર પ્રત્યે ગમનકર.

**મદનસેન**—પ્રિયપ્રાણેશ્વરી તારો પલકનો વિરહ મને વર્ષ સમો સમજાય છે. તો તુને મુકી કેમ જવાય? ચાલતું તત્પર થા વિલંબ ના કર.

**ફુલવંતી**—નહી, નહી, નહી, લક્ષ વાતે હું તેમાં બેસનાર નથી.

**મદનસેન**—[ભ્રકુટી ચડાવી ચાબુક બતાવી] આ નિરખ્યો છે કે નહી? ચાલ વેહેલીથા નહી તો આનો સપાટો જોવો પડશે.

૫ અગ્નિ. ૬ મીઠા વચનની.

**ફુલવંતી**—[સ્વગત] જરૂર દુષ્ટ મારશે માટે હાલતો રથમાં બેશી જવું ઠીક છે. પ્રતાપી સુર્યવંશી સિંહ ઘડીઅધ ઘડીમાં નિશ્ચે આવી પહોચશે સ્ત્રી હરણથી તેઓ નિશ્ચિંત બેસી રહે તેવા નથી [આહન] હું તો તેમાં બેશનાર નથી.

**મદનસેન**—ઓ અનુચર એ દુષ્ટાને ઉપાડી રથમાં બેસારી દો. [અનુચર તેમ કરવા આવે છે. આ નિરખી નિરૂપાય ફુલવંતી હાથે જ તેમાં બેશી જાય છે. અને રથ નગર તરફ વિદાય થાય છે. બાદ મદનસેન અશ્વારૂઢ થઈ મંદમંદ ચાલે અશ્વને નચાવતો ખુશી થતો નગ્ર તરફ જવામાંડે છે. પાછળથી ઇંદ્રસેન ચકોરસિંહ અને ઇંદ્રશેનનું સૈન્ય આવા પહોચે છે.)

**મદનસેન**—(શત્રુને આવ્યો જાણી અટકી [ સ્વગત] રિપુને આવ્યો જાણી ભાગીશ તો કાયરમાં ગણાઇશ આવવાદો તે શ્વાન ના શાબાર છે. ? [પ્રગટ] આવ આવ,તારા મસ્તકે ચડેલો મધુરો હું આ મારી કૃશાણુ વડે પલકમાં ઊતારીશ જોઇસે મારા બાહુ બળની પ્રબળતા. (નજીક આવી)

**ઇંદ્રસેન**--દુષ્ટ અધર્મિ સંમુખ કર. તારા અધમ કૃત્યનો યોગ્ય બદલો લેતો જા? નીતિ વિરૂદ્ધ આચરણ આચરી અવિચારી વ્યભિચારી ગદ્ય વિભાવરીએ મને નિદ્રાધિન નિરખી ફાવી ગયો છે પણ નિશ્ચે સમજજે કે આજે તારો કાળ ખુટયો છે આજે તારા સર્વ પાપનો કુંભ ફુટશે.યમનું કાળ ચક્ર તારા મસ્તકની પ્રદક્ષિણા દઇ રહ્યું છે જે પલકમાં તારો પ્રાણ લેશે તું આજે આકાશ પાતાળ યા ગમે તે સ્થળમાં ભરાઇશ તો પણ હું તારો પ્રાણ લીધા વિના તને મુકનાર નથી ચાલ સત્વર તારા ઇષ્ટદેવનું ધ્યાન ધરી સામો આવીજા.

**મદનસેન**—બસ વિશેષ લવરી ના કર હું તારી સમીપમાંછું તુજ રૂપ શ્વાનની શું ગુંજાસ છે કે મુજરૂપ સિંહ*નો અનાદર કરી શકસે હું તને પલકમાં યમપુરી બતાવું પણ તને શિશ નિરખી તારાપર સહસ્ત્રનો પ્રહાર કરતાં દયા આવે છે એક સ્ત્રી માટે મારા ક્રોધાગ્નિમાં તારા જાનને નહી હોમતાં તારૂં હીત ઇચ્છી સત્વર ભાગી જા. કહેવત છે કે લેતે ગઇ પુત ઓર ખોઆઇ ખસમ તે પ્રમાણે સ્ત્રી લેવા જતાં પ્રાણ આપવો પડશે.

ઇંદ્રસેન—ઊપકારપર અપકારના કરનાર નથી જાણુતો કે તુજરૂપ હસ્તિને મુજરૂપ સિંહે એક દીવસ મુઝાવી લક્ષ નૃપતિ ઓની સમિપ કેદીપણે બાંધ્યો હતો વળી મને શિશુ[1] ગણે છે.પણ મન સાથે વિચાર કરકે એક નાનો દીપક એક મોટા દીવ્ય ભુવનમાં કેવો પ્રકાશ કરે છે? તેમ તું જાણે છે કે જગતમાં ચડા જર જોરૂ ને જમીનનાજ છે. પરાઇ વસ્તુઓ પચાવવી ઘણી કઠણ છે. વિલંબના કરતાં આવીજા.

મદનસેન—ગસ બસ મુંગો રહે એતો જાણી તારી પ્રબળા કહ્યું છે કે વિશેષ ખાયતે લુખુ અને વિશેષ વદે તે જુઠું. હમણાં જણા શે વિરત્વ તારૂં તું પણ જોઇ લેજે બળ મારૂં. આજે યમપુરીમાં ગમન કરવાની જે તારી અભિલાષા છે તે હું પુર્ણ કરીશ.

રાગ

ઇંદ્રસેન—શ્વાનો[1]તણા ભસવા થકી નવ કુંજર[2]તો ભસતા કદી.
ખાબોચીયા આ નો ગર્વ દેખી છલકાતા સાગર નહીં.
પથ્થર તણા પડઘા સુણી ગિરિવરતો[3]ડગતા નહીં
વાણી લબાડોની સુણીને સંત ચિત્ત ચળતા નહી.

ઇંદ્રસેન—અધિકના ઉચરતાં ચાલ સામો આવીજા,

મદનસેન—ચાલ આવસામો [મદનસેન ઇંદ્રસેન પર પ્રહાર કરે છે તે યુકિતથી ચુકાવી ઇંદ્રસેન પ્રહાર કરે છે. મહાઘોર યુદ્ધ થાય છે લશ્કર સાથે લશ્કર હાથી સાથે હાથી ઘોડો સાથે ઘોડા લડે છે હજારો ના મસ્તક ધડથી જુદાં થાય છે શોણિતની[4]સરિતાઓ[5]વહે છે બાદ મહા ક્રોધ યુકત ઇંદ્રસેન એક પ્રબળ પ્રહાર મદનસેન પર કરે છે આથી મદનસેન ચકરી ખાઇ અશ્વથી નીચે પડે છે. અને દેવગત થાય છે તેનું સૈન્ય ભાગી જાય છે મદનસેનના નાગરિકો ઇંદ્રસેનને નમી મદનસેનના શબને વિધિપુર્વક અગ્નિસંસ્કાર કરે છે. ઇંદ્રસેન સૈન્યસહ નગરમાં જાય છે]

---

[1] બાળક. [1] કુતરા. [2] હાથી. [3] પર્વતો [4] લોહીની [5] નદીઓ

## પ્રવેશ ૬ છઠો.

### સ્થળ મોહન પુરીની રાજ્ય સભા.

પાત્ર ઇંદ્રસેન રાજા ચકોરસિંહ સચિવ ધીરસિંહ સેનાપતિ વિજયાનંદ ખજાનચી પ્રતિહાર બાદ પદ્માવતી, નગરજનો, વારાગનાઓ વીગેરે.

પ્રતિહાર—ગુણ નિધાન રૂપ વિશાળ દીનદયાળ ગૌદ્વિજ પ્રતિપાળ સત્યતા ધૈર્ય આદિ સામુદ્રિક શાસ્ત્રના સર્વ લક્ષણો યુક્ત અનેક મુગટ બંધ રાજાઓના રાજાધિરાજ શ્રીમંત ચક્રવર્તી ચુડામણી છત્રપતિ રાજરાજેશ્વર સુર્યવંશી મહારાજાધિરાજ શ્રી ઇંદ્રસેન મહારાજને ઘણી ખંમા.

[ઇંદ્રસેન સભામાં પ્રવેશ કરી રત્નમય રાજ્ય કીરીટ[1] શિરપર ધરી સુવર્ણના સિંહાસનપર બેસે છે.

પ્રતિહાર—લસ્કરના ઊપનાયક ધીર સિંહજીકી સલામપે નીગા કીજીએ મહેરબાન સલામ

ઇંદ્રસેન—ધીરસિંહજી હાલ કીલ્લામાં સૈન્ય કેટલું છે ?

ધીરસિંહ—મહારાજા ગઇ કાલે આપે મદનસેનજીને ઠાર માર્યા તેથી તેમના સાળા ક્રૂરસેનજી લસ્કરનો તેમજ શસ્ત્રોનો ઘણો ભાગ લઈ અહીંથી કુચ કરી ગયા છે. હાલ કીલ્લામાં હજાર સ્વારો સિવાય વધારે લસ્કર નથી,

ઇંદ્રસેન—કંઇ ફીકર નહી હું આજથી તમને સેનાધિપતિની પદ્વી આપુંછું. તે નીમકહલાલીથી નિરંતર નિભાવજો અને હવેથી જેમ બને તેમ સેનામાં[2] વધારો કરવા પ્રયત્ન કરજો.

ધીરસિંહ—અંનદાતા આપ તે વિષે નિશ્ચિંત રેહજો (ખજાનચી પ્રવેશ કરી નમન કરે છે.)

પ્રતિહાર—ખજાનચી વિજયાનંદકી સલામપે નિગાકીજીએ મહેરબાન સલામ.

ઇંદ્રસેન—વિજયાનંદ ખજાનામાં દ્રવ્યાદિ જર જવેરાત કેવું છે.?

વિજયાનંદ—કરૂણાનિધાન ખજાનામાં દ્રવ્યનો પાર નથી.

ઇંદ્રસેન—હું તમને તેજ જગ્યા એ કાયમ રાખુંછું માટે ખજાનાનું કામ બરાબર સાવચેતીથી ચલાવજો.

---

૧ મુગટ ૨ પથરો.

**વિજયાનંદ**—જેવી આજ્ઞા. ( બેસી જાયછે )

**ઇંદ્રસેન**—ચકોરસિંહ અધમ કૃત્યોના કરનાર દુષ્ટ મદનસેનનો શિરચ્છેદ કરી હું આજે આ નગરનો નૃપ થયો છું. જેથી નગરવાસી જનો અનંત પ્રકારના તર્ક વિતર્ક કરી દુઃખી થશે, તેથી નગરમાં એક પડહ વજડાવોકે સુવર્ણપુરીના સુર્યવંશી મહારાજાધિરાજ સુર્યસેનજી ના પાટવી કુમાર ઇંદ્રસેનજી આ નગરના અધિપતિ થયા છે માટે નગરવાસી જનો એ કિંચિત સંકલ્પ વિકલ્પ કરી દુઃખી થવું નહી. પ્રજા ને કોઇ પણ પ્રકારે દુઃખી કરવામાં આવશે નહી.

**ચકોરસિંહ**—જેવી આજ્ઞા (ઉપર પ્રમાણે લખી પડહ વજાડનારને મોકલી દેછે.) (થોડીવારે પ્રતિહાર પ્રવેશકરી)

**પ્રતિહાર**—અન્નદાતા બહાર નગરજનો આપને નમન કરવા આવેલા છે.

**ઇંદ્રસેન**—તેમને સત્વર પ્રવેશ કરાવ,

**પ્રતિહાર**—જેવી આજ્ઞા. (જાયછે. અને નગરજનો પ્રવેશ કરેછે )

**નગરજનો**—[નમન કરી નજરાણું મુકી] કૃપાનિધાન આપના વિજયાનંદનો ધ્વનિ નગરમાં પ્રસરતાં સર્વ પ્રજા મંડળ આનંદમાં મગ્ન થઇ રહ્યું છે. વળી આપના તુલ્ય મહામતિ, સત્યવાદી, ન્યાયીનૃપ સર્વદા અમારા શીરપર રાજ્ય કરો એવી પરમેશ્વરને અમારી અંતઃકરણની વિનંતિ છે.

**ઇંદ્રસેન**—નગરજનો તમારી આવી નીતિ નીરખી હું ઘણોજ પ્રસન્ન થયો છું તમારા શિરપર જે અઘટિત કરો હશે તે હું સદંતર બંધ કરીશ અને પ્રજાના સુખ અર્થે પ્રજાના દ્રવ્યથી ભરેલા ભંડારોનો ઉપયોગ કરી હું પ્રજાનેસંપુર્ણ સંતોષ આપીશ (સર્વે પ્રજામંડળ બેસી જાય છે.)

**ચકોરસિંહ**—ધીરસિંહજી તમારા રાજા મદનસેનજી જંગલમાંથી જે સ્ત્રીનું હરણ કરી લાવ્યા હતા તથા જે સ્ત્રીને દુષ્ટ ક્રૂરસેને વેશ્યા આવાસમાં મોકલી હતી, તે સ્ત્રી હાલ અંહી છે કે નહી.

**ધીરસિંહ**—હાજી તે અંહીજ છે.

**ચકોરસિંહ**—[પ્રતિહાર પ્રત્યે] પ્રતિહાર સત્વર તે સ્ત્રીને સભામાં પ્રવેસ કરાવ.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (જાયછે) [થોડીવારે પદ્માવતિ ઈંદ્રસેનને આવ્યા જાણી (અત્યાનંદ પુર્વક સભામાં પ્રવેશ કરે છે)

**શિરસિંહ**—(પદ્માવતી પ્રત્યે) બેહેન ન્યાયના ભંડાર, નીતિની રીતિને જાણનાર, વળી સત્યપર જેને નિરંતર પ્રેમ ભાવછે એવા નવિન મહારાજા શ્રી ઇંદ્રસેનજી સમક્ષ કિંચિત શંકાયુકત નહી થતાં તમારી સવિસ્તર બીના વિદિત કરો કે તેઓ તમને તમારી જન્મ ભુમિમાં રાજ્યરીતિ મુજબ મોકલીદે.

**પદ્માવતી**—[લજ્જા યુકત મંદમંદવાણીથી) મારી ભવસ્થિતિ કહેવાને મારી જીવ્હા ઉપડતી નથી. માત પિતાએ જન્મ આપી જેને સ્વાધિન કરી તેઓ ચુકી ગયાતો હવે મારા માતા પિતા મને ચુકી જાય તેમાંશું આશ્ચર્ય? વળી મારી ભવસ્થિતિ અતિશય ચિત્તવેધ કછે જે શ્રવણ કરતાં પાષાણ[1]સમ કઠોર હ્રદયના મનુષ્યોના હ્રદય પીગળી જાય તો કોમળ અંતઃકરણ વાળો તે કેમ સહન કરીકે વારૂ

**ઈંદ્રસેન**—તમોને જે ચુકી ગયો હોય તેનું નામઠામ વિદિત કરો કે તે સ્થળે તમને માન મરતબા સર પંહોચાડવામાં આવે.

**પદ્માવતી**—(ઈંદ્રથી ઈંદ્રિની છબી મેળવી ઈંદ્રના સન્મુખ નિરખી તનમનમાં હર્ષ પામતી) તેમાં હું શું વિદિત કરૂં. તે આપને વિદિત જછે શું આપ મને કિંચિત નથી ઓળખતા ?

**ઈંદ્રિસેન**—(આશ્ચર્ય પામી બરાબર નિરખી) ના

**પદ્માવતી**—રાજેન્દ્ર ચુકોછો ક્ષત્રિ પુત્ર આપને કોઇ સમયે કોઇ સરિતાના[2] ત્રટપર કોઇ રાજયપુત્રીને મગરના મુખમાંથી બચાવતાં કિંચિંત કષ્ટ પ્રાપ્ત થયું હતું ખરૂં.

**ઈંદ્રિસેન**—(યાદ લાવી) હા, મારા મામાને ત્યાંથી સ્વદેશ સિધાવતાં એક સરિતાના ત્રટપર એક રાજય પુત્રીને મગરના મુખમાંથી બચાવતાં કિંચિત કષ્ટ પ્રાપ્ત થયું હતું ખરૂં શું તમો તેજ કુમારીકા?

**પદ્માવતી**—(મનમાં વિચારી) નાજી વળી મહાનકુમાર આપને એક પત્રિકા કોઇ દ્વિજ દ્વારાએ મળી છે?

**ઈંદ્રિશેન**—દ્વિજ, દ્વારાએ મળી નથી પણ દૈવયોગે એક પત્રિકા મને મળી છે. તેમાં છેલ્લે (પદ્મા મન પ્રિતે વસ્યા ઈંદ્રરાય પ્રમાણ)

---

૧ પથરો. ૨ નદી.

ઇંદ્રસેન એ નામ સાથે પદ્મા નામને જોડનાર શું ખુદ તમો પદ્મા છો?

**પદ્માવતી**—(તન મનમાં હરખાતી મંદમંદ હસતી) ના,

[ઇંદ્રસેન પરીપુર્ણ રીતે વિચારના વમળમાં ગુંથાઈ જાયછે બાદ)

**પદ્માવતી**—રાજેન્દ્ર આપનું સગપણ કોઇ સ્થળે થએલું છે. તેમ આપની છબી કોઇ રાજ્યપુત્રિથી અદલ બદલ થએલી છે,?

**ઇંદ્રસેન**—હા મારા મિત્ર ચકોરસિંહના કહેવા પ્રમાણે કોઇ રાજ્ય કુમારીથી મારી છબી અદલ બદલ થઇ છે. ખરી પરન્તુ તે ક્યા રાજાની પુત્રી તેની લેશ માત્ર ભાળ મળી નથી.

**પદ્માવતી**—શાની ભાળ મળે? અન્યના[1] બાળકો પર ઉપકારનો ભાર મુકી પ્રેમના બંધને બાંધી વિસ્મૃતિ[2] કરતાં કોને વાર થાય વારૂ? કહ્યું છે કે;

**દોહરો.**—ઉપકારી ઉપકારનો, ભાર નહી ભુલાય.
ઉપકારી નહી સ્વાર્થી, તેતો ભુલી જાય.

**ઇંદ્રસેન**—( વિચારના વમળમાં ગુંથાઇ બરાબર નિરખી ઓળખી) [સ્વગત) આશું કુમારીકા તો તેજ છે? તેમાં સંશય નથી હું ચુકયો નથી પણ તે મને ચુકવે છે (ચાહન] તમો તેજ કુમારીકા અંહીઆં આવવું કેમ થયું? તમોને કોણે ફસાવ્યાં.

**પદ્માવતિ**—નૃપેદ્ર મને અંહી લાવનાર મારાં કર્મ અને ઉપકારનો ભાર મુકી પ્રેમના બંધને બાંધી વિસરી જનાર આપ પોતેજ છો.

**ઇંદ્રસેન**—[વળી વિચારમાં ગુંથાઇ ચકોરસિંહ પ્રત્યે.) મિત્ર આમાં મને કંઇ સમજણ પડતી નથી.

**ચકોરસિંહ**—સ્નેહી આમાં આપ તદંન અજાણછો. મેં આપને સ્વદેશથી વિદેશ ગમન કરતાં વિદિત કર્યું હતું કે એક નૃપની પુત્રીથી આપની છબી અદલ બદલ થઇ છે. તેમ સરિતાના ત્રટપર જેનામાટે આપને કષ્ટ વેઠવું પડયું હતું વળી જે પત્રિકામાં આપના શુભ નામ સાથે જેનું નામ જોડાએલું હતું તે આ ભવ રૂપ અરણ્યમાં, શીળ રૂપ સુવર્ણને ભય પ્રદિપ્ત[3] કરનારા મદનરૂપ લુટારાઓનો શીળરૂપ શસ્ત્રથી પ્રલય[4] કરી પવિત્રતાનાં પટકુળ અંગેધારી આપની મનહર મૂર્તિનો નિશદિન જાપ જપનારી આપના માટે અનંત કષ્ટ વેઠનારી

---

૧ બીજાના ૨ ભુલી જતાં.

પદ્માવતી નગરીના પદ્મસેનજી નૃપની પુત્રી આપની અર્ધાંગના શુદ્ધસતી પદ્માવતી તમારી સન્મુખ ઉભીછે તે પોતેજ છે. આપ તેનો સ્નેહ પૂર્વક સત્કાર કરો આજના દીવસને ધન્ય છે, આજે દશે દીશાઓ સુવર્ણમય સુર્યથી પ્રકાશિત થઇ રહી છે વિધિ અનુકુળ થઇ જેથી પ્રેમી દંપતિઓના અને પ્રેમી મિત્રોના મહા વિયોગ ટળ્યા તેથી તુન રૂપ ઉદધિમાં આનંદ રૂપ વારિદનાં મોજાં પુરજોસમાં વારંવાર છલકી રહ્યાં છે.

**ઈંદ્રસેન**—[અચંબો પામી હર્ષ યુકત) (સ્વગત) ધન્ય ભાગ્ય આજે જે ચતુરાએ સ્વપ્નમાં ચિત્તને ચગડોળ ચડાવ્યું હતું વળી જેને પોતાની પત્રીકા રૂપ ભોજનમાં પદ્મારૂપ પ્રેમ ઉદક મુજને પાયું હતું તેમ સરિતા ત્રટપર અન્યોઅન્ય ચિત્ત ચોર્યું હતું તેજ કુળદીપક કામની સાક્ષાત શ્રીહરી કૃપાથી સન્મુખ થઇ (ચાહન) સ્વપ્નમાં ચિત ને ચગડોળ ચડાવનાર કોણુ મારી વાલી વિયોગી પદ્મા,

**પદ્માવતિ**—હા પ્રાણજીવન (બંને પ્રેમ પુર્વક ભેટેછે)

### રાગકલ્યાંણ.

**પદ્માવતી**—પતિ પતિ, પતિ, મારી આપમાં મતિ
આપવિના આસતિની નો'તી કંઈ ગતિ. પતિ,
ચુકી ગયા શું ચતુર થઇને, આ અબળા સુજાણ ?
ચિત્ર આપતું નિરખો પ્યારા; પ્રીતમ એ પ્રમાણ. પતિ.
કષ્ટ અતીશે અંગે વેઠયાં, આજ પર્યન્ત અપાર
ટેક ધરી મેં શિયળ સાચવ્યું; આપ મળ્યા નિરધાર. પતિ;
કૃપા વિભુતણી; પ્રિય આજથઇ ઘણી
દંપતિને મેળવ્યાજ, વિઘ્નને હણી કૃપા
અજાણમાં તું વાત રસીલી; છે પ્યારી પ્રમાણ;
નહીંતો ચુકું કેમ અરે હું; સુંદરી ચતુર સુજાણ; કૃપા
તુંજ સલુણી આજ મળ્યાથી, ઉગ્યો સુવર્ણ ભાણુ,
જેને વલ્લભા હેત થકી તું, દીન દિવાળી જાણુ કૃપા.

**પદ્માવતી**—શિરછત્ર મુગટમણિ આપના સમાગમથી હું આદિનને દિવાળીના દિનથી પણ અધિક શ્રેષ્ટ સમજુ છું, આજે મારા અંગમાં આનંદના તુરંગ છલકી રહયા છે. ધન્ય છે આજના શુભ દીવસને.

**ઇંદ્રસેન**—પ્રિયા મારા મનમાં પણ મોદ માતો નથી.

**આજ થઇ પ્રીય આનંદ ધારા (એરાહ).**

પ. અમૃતની વૃષ્ટિ ઊરમાં વરસે; પ–મળવા મીન આ વારીને તરસે
ઈ. અલબેલી દારા, આશ્વિન તારા, જીવનની જડી ભેટું હું હર્ષે. અ
પ. ચેતન ચિત્તમાં આપનું જારી, ઈ. પ્રાણ સુજાણ મળી પ્રેમ ઝારી.
પ. દુઃખદ દિન હર્યા ત્રિપુરારિ, ઇં. છાઇ રહ્યો ઉર આનંદ ભારી.
રિયા કીરતાર, પ–હો પ્રાણાધાર, ઇં નવેલી નાર, પ. વૃક્ષ આધાર.
કોમળવેલી, દ્રુમે[1] વિંટેલી, ઇં છેલ છબીલી સર્વના પેહેલી.
પ. ભેટું ભરથાર, ઇં. છું તૈયાર. અમૃત.

**ચકોરસિંહ**—(પદ્માવતી પ્રત્યે) બેન તમો હવે શયનગ્રહમાં સીધાવો (પ્રતિહાર પ્રત્યે) પ્રતિહાર મહારાણીને શયનગ્રહમાં પહોંચાડી આવ.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (પદ્માવતી પ્રતિહાર સાથે શયનગ્રહમાં જાય છે)

(પાછો થોડીવારે પ્રવેશ કરી)

**પ્રતિહાર**—કરૂણાનિધાન બહાર કંચનીઓ નૃત્ય ગાન અર્થે આવેલી છે.

**ઇંદ્રસેન**—તેમને પ્રવેશ કરાવ. (જેવી આજ્ઞા કહી જાય છે, અને કંચનીઓ પ્રવેશ કરે છે)

**કંચનીઓ**—(નમન કરી લજ્જાયુક્ત) રાજેન્દ્ર અમર રહો.

**કંચનીઓ**—યૌવંત ખોલ્યું આવ્યાછીં રસપાન કરો (એરાહ)

ધન્ય ભાગ્ય પ્રજાનાં ઈદ્રરાય મળ્યા,
ઊચાટો સર્વે ટળ્યા, ન્યાઇ નૃપ મળ્યા,
મનોરથ સર્વે ફળ્યા. જય. ધન્ય.

આનંદ ભારે દંપતિ કેરાં દુઃખ ટળ્યાં,
આજે અત્રે મળ્યાં, મહા કષ્ટ ટળ્યાં. જય. ધન્ય.

સકળ ગુણ સંપન્ન ન્યાઇ નૃપ કેવા,
રૂપે કામ જેવા ન્યાઇ રામ તેવા. જય. ધન્ય.

વિજયધ્વજ દશે દીશામાં ફરકી રહો,
અમર આપ રહો, પ્રજા સુખ લહો. જય. ધન્ય.

---

[1] ઝાડ.

**ઇંદ્રસેન**—સચિવરાજ આ કંચનીઓને યોગ વસ્ત્રાભુષણ સાથે સહસ્ત્ર સોનામોહોર બક્ષીશ અપાવો. ( તે અપાવવા પ્રતિહારને ખજાનચી પાસે મોકલે છે )

**કંચનીઓ**—મહારાજનો જય થાઓ. ( કંચનીઓ જાય છે]

**ઇંદ્રસેન**—મિત્રો વિદેશાગમનના દશ વર્ષ સંપુર્ણ થયા છે. જેથી હવે માતા પિતા વિગેરેને નિરખવા મારૂં મન અતિઆતુર થઈ રહ્યું છે વળી દુષ્ટ ક્રૂરસેન ગયા કાલે અહીંથી લશ્કરનો મોટો જથ્થો લઇ કુચ કરી ગયો છે, જો આપણા રાજ્ય તરફ જઇ પહોંચશે, તો માતાપિતા વિગેરેને હેરાન કરશે માટે હવે આપણે તે તરફ જઇએ તો સારૂં.

**ચકોરસિંહ**—સ્નેહી જેવી આપની ઇચ્છા.

**ઇંદ્રસેન**—તમો માર્ગમાં જોઇતો સાહિત્ય સંગ્રહ કરી રથો અશ્વો હસ્તિઓ ઇત્યાદી વાહનો તૈયાર કરાવી રાણીવાસમાં આવો. હું ત્યાં જઇ રાણીઓને તૈયાર થવા સુચવું.

**ચકોરસિંહ**—જેવી આજ્ઞા. (જાય છે)

**ઇંદ્રસેન**—ધીરસિંહજી હું આજે દશ વર્ષે મારા પુજ્ય વિયોગી માતા પિતાને ભેટવા સ્વદેશ સિધાવાનો છું. દીવસ ૧૫ માં પાછો આવીશ. હું આવું ત્યાં સુધી રાજ્યનો સર્વે કારોબાર તમને સોંપુંછું તે બરાબર સાવચેતીથી ચલાવજો.

**ધીરસિંહ**—અન્નદાતા સુખેથી પધારો રાજ્ય તરફની કિંચિત ફીકર રાખશો નહી.

**ઇંદ્રસેન**—પ્રતિહાર, સભા બરખાસ કર.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા, કચેરી બરખાસપે નીગા કીજીએ મહેરબાન સલામ. [ સર્વે જાય છે )

## પ્રવેશ ૭ મો.

**સ્થળ-મોહનપુરીમાં પદ્માવતીને કેદ કરેલ મદનસેનનું રંગ ભુવન અને પછી તેનો ચોક.**

**પાત્ર પદ્માવતી પછીથી ઇંદ્રસેન બાદ ફુલવન્તી, ચકોરસિંહ, ધીરસિંહ, વિજયાનંદ, કટકના સુભટો, રથો, અશ્વો, હસ્તિઓ, દાસ, દાસીઓ, પ્રતિહાર, નગરજનો વિગેરે.**

**પદ્માવતી**—( હર્ષયુક્ત ) રૂક્ષ્મણી ભરથાર શ્રી કૃષ્ણદેવની કૃપાથી આજે મારા મનના સર્વ મનોરથ ફળ્યા, પ્રાણજીવન મળ્યા, વિરહના તાપ ટળ્યા, જેથી આજે વિધિ, અનુકુળ, થઈ એમ સ્પષ્ટ સમજાય છે. આનંદના તરંગ અંગમાંથી વારંવાર છલકાઇ જાયછે. દશે દિશાઓ તેમજ આ શિશિર ઋતુ અતિશય આનંદ દાયક લાગે છે. વળી મુજ તનમન રૂપ, સરિતા, અનંત લહેરીયુક્ત પતિરૂપ, પારાવાર[1] ને મળવા અતિ હર્ષથી વેગે ધાઇ રહી છે. )

[ તેવામાં પ્રતિહાર નેકી પોકારે છે અને ઇંદ્રસેન અંદર પ્ર. વેશ કરે છે ]

**ઇંદ્રસેન**--પ્રિય પ્રાણેશ્વ રી શા વિચારના વમળમાં[2] મગ્ન થયાંછો?

**પદ્માવતિ**—નેત્ર વિલાસી હૈયાનાહાર આપના સમાગમથી અંગમાં જે આનંદના રંગએરંગી તરંગ વ્યાપી રહ્યા છે. તેમાં મગ્ન થઇ આજે હું મારા જન્મને કૃતાર્થ માનુંછું વ્હાલા જ્યારથી ઉપકારનો ભાર આ દીલદાર નારપર મુકયો. ત્યારથી તેમજ જ્યારથી આપ ની મનહર આકૃતિ દષ્ટિ ગોચર થઇ ત્યારથી તે આજ પર્યંત ઋતુ વિલાસ, અંગરાગ વિગેરે અલંકારો જે વિષ તુલ્ય હતા તે આજે સુધાસમ લાગી રહ્યા છે, ખરે જગપતિની અકળકળા છે.

**ઇંદ્રસેન**--વિશાળાક્ષી[3] તમારા સમાગમથી મને પણ અત્યાનંદ ઉપજી રહ્યો છે. મુજરૂપ નિર્ભાગીના કર્મમાંથી તમરૂપ સ્ત્રીરત્ન જે ગુમ થયું હતું તે શ્રીહરી કૃપાથી આજે સહીસલામત પ્રાપ્ત થયું. જેથી મૃગાક્ષી અંગમાં મોદ માતો નથી.

**પદ્માવતી**—સ્વામિન્! પ્રેમવૃતિ હરનિશ અન્યોઅન્ય સમભાગેજ રહે છે. અને તેથીજ પ્રેમની પરીક્ષા સ્વઅંતઃકરણથી થઈશકેછે.

**ઇંદ્રસેન**—મહાસતી ધન્ય છે. તમારા પ્રેમને, ધન્ય છે તમારા સતીત્વને, ધન્યછે તમારી ગાઢ ટેકને, તેમજ ધન્ય છે, તમારા ધૈર્યને, તેમ ઘણા ઘણા ધન્યવાદ છે તમારી જનેતાની કુક્ષિને કે જેમાંથી આવા અમુલ્ય રત્ન ઉત્પન્ન થયાં છે.

**પદ્માવતી**—મુગટમણી ધન્ય છે આપના પ્રેમી મિત્રની પ્રેમવૃત્તિને કે જેને મારા માટે પ્રાણની પણ દરકાર ધરી નહી. આવા ગાઢ પ્રેમી મિત્રો જગતમાં સુર્ય ચંદ્રસમ વિરલાજ હશે પ્રિયપતિ

૧ સમુદ્ર ૨ તરંગમાં ૩ મોટા નેત્રોવાળી.

આપના મિત્રને તો તે દુષ્ટે ફાંસીએ ચડાવવા મોકલ્યા હતા. તે સહીસલામત કેવી રીતે આવ્યા, તેમ આપનું આગમન અચાનક અહીં કેમ થયું, તે જાણવા મારૂં મન અતિ આતુર થઇ રહ્યું છે.

**ઇંદ્રિસેન**—ચારૂગાત્રી[1] શું કહું રસના ઉપડતી નથી. પુષ્પપુરીના મહારાજા કમળસેનની પુત્રી ફુલવન્તી જે મહાસ્વરૂપવાન હતી, જેને તેના પિતાએ સ્વયંવરમાં ઇચ્છાવર વરાવવાનો વિચાર કર્યો. તે અગાઉ ફુલવન્તીના બગીચામાં તેના ઇચ્છાથી મેં તેનું પાણીગ્રહણ કર્યું, બાદ દુષ્ટ મદનસેન આવી પહોંચ્યો અને તે કુંવરીને ઇચ્છાવર નહીં વરાવતાં પોતે તેની માગણી કરી. નહી તો યુદ્ધ માગ્યું, કમળસેને કુંવરીને નહી આપતાં દ્વંદ્વયુદ્ધ કરવા ઠરાવ કર્યો અને તેઓ રણમાં ગયા. આ ખબર મને મળવાથી હું પણ રણભુમિ તરફ ગયો. ત્યાંતો તે દુષ્ટ અધર્મીઓએ એક કપટપાસ રચ્યો હતો. આ નિરખી મારા રોમાંચ ઉભાં થયાં. જેથી એકદમ તેના કુકર્મી પ્રધાનને ઠાર મારી મદનસેનને જીવતો પકડી લીધો. (અટકી જાયછે)

**પદ્માવતી**—( અતિ આતુર થઈ ) વ્હાલા પછી ?

**ઇંદ્રસેન**—પછી સ્વયંવર થયો તેમાં તે કુમારીકાએ હર્ષપૂર્વક મારા કોટમાં વરમાળા પહેરાવી જેથી મેં દયા લાવી તે દુષ્ટ મદનસેનને કેદમાંથી મુક્ત કરાવ્યો (વળી અટકી જાયછે.)

**પદ્માવતી**—પ્યારા ! પછી શું થયું ?

**ઇંદ્રિસેન**—વિધુમુખી[2] પછી શયનગ્રહમાં આનંદયુક્ત ઋતુવિલાસ વિલસી હું નિદ્રાને સ્વાધીન થયો. અને તે દુષ્ટ શયનગ્રહના પહેરેગીરોને ઠાર મારી ઉપર આવ્યો તેની સખીને ઘા મારી મને નિદ્રાધીન નિરખી ઉપકારપર અપકાર કરી તે યુવતીરત્નનું હરણ કરી ગયો. હું નિદ્રાથી જાગ્રત થયો. અને પ્રિયાને શયનભુવનમાં ન નિરખી ચમકયો. શયનમાંથી બેઠો થયો. કે આ માઠા સમાચાર તેની સખીએ કહ્યા કે તુરત હું તેની પુઠે ચાલ્યો. માર્ગમાં મિત્રને ફાંસીએ ચડતો નિરખ્યો; ત્યાં ચંડાળને સમજાવી ધન અને મદનસેનને મારવાનું વચન આપી મિત્રને ફાંસીના કષ્ટમાંથી મુક્ત કરાવ્યો. અને અમો આ તરફ રવાને થયા. અહીં આવી મદનસેનને પરલોક ગમન કરાવી સભામાં સત્વર તમારી મુલાકાત લીધી. પ્યારી ! સભામાં તમા-

૧ કોમળ અંગની ૨ ચંદ્રમુખી

રી મનોહર મુખમુદ્રા નિરખ્યા પછી તમારા વિના ક્ષણ ચેન પડ્યું નહીં જેથી તુરત અત્રે આવ્યો.

**પદ્માવતી**--( મલકાતા મુખથી ) હા બરાબર દશ વર્ષ તો સંભારી પણ નહી અને હવે પલકમાં પ્રેમઘેલા બની ગયા તે કેમ મનાય ? હૈયાહાર ! મેં જાણી છે ઠગાઇ આપની. એક વખત વિસારી હવે શાની ચાલાકી ચલાવો છો? ઠગારા પ્યારા? મને ભોળી જાણી ભોળવશો નહિ.

**ઇંદ્રસેન**—પદ્માક્ષિ[1]? અજાણમાં ભુલ્યો તેની ક્ષમા કર! રંગીલી હવે સર્વદા તારા આધિન છું.

**પદ્મમાવતી**—અલબેલા! આવા નમ્રતાના વચનો ઉચારી લાચાર ન કરો. મુગટમણી આ દીન દાસી સર્વદા આપના આધીન છે.

**હરણ (૪) તન મન કર્યું પ્રાણ (એ રાહ.)**

**પદ્માવતી**--આધિન (૪) પ્રાણેશ તન મન આ;

પ્રાણ જેમ જળમીન, આપમાં છું તેમ લીન.
શીરતાજ હે સ્વામિન, આધિન    પ્રાણ.
ચંદ્રને કુમુદ જેમ; નાગ નાગણીનો પ્રેમ,
પ્રેમ પતિ મારો તેમ, આધિન.    પ્રાણ.

**ઇંદ્રસેન**--અલબેલી! તારો વિરહ મને કારીકટારી જેવો લાગે છે. રસવેલી! તું હવે ક્ષણ પણ વિસરાય તેમ નથી.

**હરિગીત છંદ.**

**ઇંદ્રસેન**—હે! ચિતહરણી ચંપવર્ણી મૃગનયની પ્રેમદા.

તલ્લીન છું તુજ પ્રેમમાં પ્રિયદીપથી ફુંદા સમા.
હાસ્યવદની નિરખું જ્યારે આ કટાક્ષે હું અરે.
આનંદ સાગર ઉભરે ઉરમાં અતિ મ.રા ખરે.

**ઇંદ્રસેન**--પ્રિયા ચાલો હવે આપણે તમારી ભગિની ફુલવંતીની મુલાકાત લઇએ. નિશ્ચે મુજ રૂપ વારિ વિના પ્યારી ફુલવંતી રૂપ મીન ટળવળતુ હશે.

**પદ્માવતી**—દીલદાર ખુશીથી ચાલો, (બંને ફુલવન્તીના) મહેલમાં જાય છે. ત્યાં ઇંદ્રશેનને નિરખી)

**ફુલવંન્તી**—(હર્ષ યુક્ત) કોણ મારા વ્હાલા?

---

[1] કમળ જેવા નેત્રોવાળી.

**ઇંદ્રસેન**—હા પ્રિયા. (બંને ભેટે છે)

**માઢ વીરા વેશ્યાના યારો. (એરાહ)**

**ફુલવન્તી**—મારા પ્રાણથી પ્યારા, દુઃખી હું દારા, પ્રેમે કરૂં પોકાર.
પ્રિય વ્હાલમ મારા, ચક્ષુના તારા, વિના તમારા, પ્રેમે કરૂં પોકારે.
કુમુદની કયાં કરમાતી મુકી, ચુકી ભમો ભૃંગ પ્રાણ.
ઘન વિના હું મયુરણી પેઠે; તલસું છું સુજાણ.
આવો જીવન હારા, હે પ્રભુ મારા, દુઃખી હું દારા, પ્રેમે કરૂં પોકાર. મારા.

**રાગ સદર.**

**ઇંદ્રસેન**—મારી મોહન વેલી એ અલબેલી આવોને પ્યારી બાન
પ્રિય પ્યારી રસીલી છેલી છબીલી એ અલબેલી આવોને.
તમ વિણ રામા ચેન પડે નહી; વિપળ વર્ષ જ થાય,
વારિ વીના જેમ મીન ન જીવે, તેવી મારી દશાય.
અનોપમ નવેલી પ્રેમમાં ઘેલી, એ અલબેલી. આવોને.

**ઇંદ્રસેન**—પ્રિયા સુખીતો છોની ?

**ફુલવંતી**—પ્રાણાધાર આપના દર્શનથી.

**ઇંદ્રસેન**—પ્રિયા આ તમારી મોટી બેન શુદ્ધ સતિ પદ્માવતી.

**ફુલવંતી**—(હર્ષથી) કોણ બેન પદ્માવતી,

**પદ્માવતી**—હા બેન (બંને ભટે છે).

**૧. દાશી**—(પ્રવેશ કરી) અન્નદાતા ભુવનના ચોકમાં પ્રધાનજી ધીરસિંહજી વિજયાનંદ સેનાનાસુભટો રથો અશ્વો હસ્તિઓ દાસીઓ અનુચરો નગરજનો વિગેરે બહાર આવી મહારાજાને નિરખવા આતુર થઇ રહ્યા છે.

**ઇંદ્રસેન**—જા અને કેહ કે આવે છે. (દાસી જાય છે)

**ઇંદ્રસેન**—પ્રિયે ચાલો તૈયાર થાઓ આજે આપણે સ્વદેશ તરફ સીધાવવાનું છે.

**બંને**—પ્રાણેશ તૈયાર છીએ.

**ઇંદ્રસેન**—ચાલો ત્યારે. ( ત્રણે ચોકમાં જાય છે. ત્યાં સરવે નમન કરે છે.)

**પદ્માવતી**—(ચકોરસિંહને નીરખી) ભાઇ વંદન કરૂં છું.

**ચકોરસિંહ**—બેન સુખી રહો.

**ઇંદ્રસેન**—ચકોરસિંહ તૈયારી કરો સ્ત્રીઓને રથમાં બેસારી

દયો અને તમો અશ્વપર આરૂઢ થાઓ.

**ચકોરસિંહ**—જેવી આજ્ઞા. (ફુલવન્તી અને પદ્માવતી રથમાં બેસી જાય છે. ઇંદ્રસેન અને ચકોરસિંહ વિગેરે સૈનિક પોતપોતાના વાહન ઉપર આરૂઢ થાય છે.

**ધીરસિંહ**—અન્નદાતા વેહેલા પધારજો.

**ઇંદ્રસેન**—હું વેહેલો આવીશ; તમો રાજ્યની સંભાળ રાખજો. હું જાઉં છું.

**બધા**—બોલો મહારાજા શ્રી ઇંદ્રસેનજીનો જય જય જય.

(ઇંદ્રશેન વિગેરે સુવર્ણપુરી તરફ પ્રયાણ કરે છે.)



ચોથો અંક સમાપ્ત.

## અંક ૫ માના પાત્ર.

નાગકન્યા.........એક નાગની પુત્રી ઇંદ્રની સ્ત્રી.

રનાદે..............તેની સખી

ઇંદ્રસેન............સુવર્ણપુરીનો પાટવી કુમાર.

પદ્માવતી...............
કુલવંતી...............
} ઇંદ્રસેનની રાણીઓ

ચકોરસિંહ........ઇંદ્રસેનનો મિત્ર.

પદ્મસેન.........પદમાવતી નગરીનો રાજા.

પદ્માવળી............તેની રાણી પદ્માવતીની મા.

વેલી............તેની દાસી.

કુશુમાવળી............પદ્માવતીની સખી.

આનંદરામ............પદ્માવતી નગરીનો રાજગોર

સુર્યસેન............સુવર્ણપુરીનો રાજા ઈંદ્રનો પિતા.

મનમોહના.........તેની રાણી.

વીરસિંહ............તેનો પુત્ર.

સુજાણદે............વીરસિંહની સ્ત્રી

વિવેકસાગર.........સુવર્ણપુરીનો પ્રધાન.

ક્રુરસિંહ.........મોહનપુરીનો સેનાધિપતિ મદનસેનનો સાળો.

બાદ અનુચરો પ્રતિહાર. વિગેરે.

મુખ્ય સ્થળ. પજગવન પદમાવતી નગરીની સરહદ અને સુવર્ણ પુરી.



# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ પન્નગવન અને તેની પાસે એક વાવ.**

પાત્ર. નાગકન્યા, અને તેની સખી રનાદે, પાછળથી સન્યસાઇ ઇંદ્રશેન, ચકોરસિંહ પદ્માવતી, ફુલવન્તી વિગરે.

(વાવમાં ઇંદ્રસેનનો વિરહ થવાથી કોમળ વપુની નાગકન્યા દિન પ્રતિ દિન કૃશદેહીની થતી જાય છે તેમ હરઘડી ઇંદ્રવિના અતિશય કલ્પાન્ત કર્યા કરે છે જેથી તેના ચિત્તને સુખ અને ધૈર્યદેવા એક દીવસ રનાદે તેને વાવ બહાર લાવે છે).

**રનાદે**—(નાગકન્યાનો હસ્ત ઝાલી) પ્રિય સખી નિરખ, આ કેવું રમણિય ઉપવન છે જેમાં નવપલ્લવ રૂપ વસ્ત્રાલંકાર સજી કોમળ વેલીઓ, પ્રફુલ્લિત થએલા દ્રૂમો, સાથે પ્રેમીથી પ્રેમી પ્રેમાલિંગન આપતાં હોય તેમ વસંત રૂતુના શીત શીમીરની, સુવાસિત લહેરીમાં મંદમંદ આનંદથી હીંચી રહ્યાં છે. વળી ભાનુવિકાશી કુમુદનીઓ, નવયૌવનાની પેઠે ખીલી તેની સુવાસ ચોપાસ પ્રસરાવતી તેના પ્રેમી, મધુકરોને, તેના મિષ્ટ મારકંડમાં, મોહાન્ધ બનાવી પરસ્પર પ્રેમવિલાસ કરી પ્રેમીનો પૂર્ણ ચિતાર બતાવી રહી છે.

**નાગકન્યા**—સખી તું મને પ્રેમીના દ્રષ્ટાંતો નાદે. પ્રેમી એ નામ સાંભળતાં શરીર સોસાઇ જાય છે. પ્રેમની ગહન ગતિછે. જેમ જીવ્હામાં ઝેરને અમૃત એ ઉભયનો સમાવેશ રહયો છે. તેમ પ્રેમમાં પણ સુખ અને દુઃખ બંને વસે છે.

**રનાદે**—સાહેલી! તે હું સર્વે જાણું છું પણ કળકળવાથી રડવાથી અર્થાત્ વૈભવનો ત્યાગ કરી દેહ કૃશ કરવાથી શું દુઃખમાં કંઇ કમી થાયછે વારૂ? ના ના નહીં, વ્હાલી ધૈર્ય ધરી ખાનપાનાદિવસ્તુઓનું સેવન કરી આનંદમાં રહે કાલે દુઃખ ટળશે અને સુખ મળશે.

**નાગકન્યા**—સાહેલી તે બધુંખરૂં પણ,

**નાગકન્યા**— **સિહાનો કાનરો**

સ્યામ વિના કાંઇઃ પ્યારૂંનપ્યારી, શાણી સમજ-મન, ઉરવિચારી
સ્મર શરીરને તાવીજ નાંખે, પ્રાણવિના ધરી, બીન દરકારી સ્યામ

જીવન જળ વિણ, મીન આમ રશે, ચુકી રહયા કયાં આ દાસી તમારી. સ્વામ
કરિણી રીઆએ, કરિવિણ જેમ કાયર થઇ તેમ, હાય લાચારી. સ્વામ.

**નાગકન્યા**—રનાદે, અનંત ઉપચારો કર્યા છતાં પણ મુજરૂપ આજારી તે વિરહ વન્હિરૂપ વ્યાધિમાં પીડાય છે. તે પતિ રૂપવૈદના પ્રેમરૂપ ઓષધ સિવાય સાજો થશે નહી, કુરંગોના યુથથી વિખુટી થએલી, કુરંગી જેમ અહર્નિશ કળકળતીજ રહે છે. તેમ વાલાના વિયોગથી હું સદા કળકળતીજ રહીશ મારા કર્મમાં સૃષ્ટિકર્તાએ સ્વામીનું સંપુર્ણ સુખ સરજાવ્યુ નહી હોય નહી તો હસ્તે ચડેલ પતિરત્ન ગુમ થાતજ નહી, વહાલી સખી વ્હાલા સ્વામી વિના રંચચેન પડતુ તેમ રાગરંગ, સૃગાર, શૈન, હાસ્ય અંગરાગ ભોજન આદિ સંસાર નો એક પણ વિષય પ્રિય લાગતો નથી. તેમ પ્રાણજીવન વિના જીવવું પણ પ્રિય લાગતું નથી. હાય કેમ કરૂં ( રડી જાયછે ).

**ઓધવજી સંદેશો કે'જો સ્યામને (એરાહ)**

**રનાદે**—વદન કમળ કરમાવે સખી શા કારણે ?
નયને ચલાવી નિર અરે ઓધાર જો. વદન.
નિશ દિન જાપ જપે છે તું સ્વામી તણો.
મેળવશે કાલે હરિ પ્રાણ આધાર જો. વદન.
ચિન્તા ત્યાગી સજની રહે તું આનંદમાં
ધીરજનાં ફળ મીઠાં મનમાં ધાર જો. વદન.

**રનાદે**—શાણી સર્વે સારૂં થશે. રોવું અમુઝાવું તે શા કાજે ? તુ જાણે છે કે દીવસ પછી રાત અને રાત પછી દીવસ એમ અનુક્રમે સર્વની છાયા ફરતીજ હોયછે. તે પ્રમાણે સુખ દુઃખમાં પણ છે. દુઃખ પાછળ સુખ આવશે. દુઃખ આવે કંટાળવું નહી પણ ધૈર્ય ધરી દુઃખના દીવસ વ્યતિત કરવા. તું જાણેછે કે જેના જેના પ્રત્યે જેટલો સંયોગ વિયોગ વિધિએ નિર્માણ કરેલો છે તે પરિપૂર્ણ થયા સિવાય દરેક પ્રાણીથી ઇચ્છિત વસ્તુનો લાભ લેવાઇ શકાતો નથી. માટે હે શાણી સખી ઉદાસીનો તુ તારા અંતઃકરણમાંથી ત્યાગ કર, હરિહર સ્વામિનો સમાગમ તરત કરાવશે એમ ભાસે છે.

**નાગકન્યા**—મારી વાલી! મારા દારૂણ દુઃખના વિસામા ? હું મનમાં, મનન કરી મનને વારૂં છું પણ ચપળ ચિત્ત સ્થિર રહેતું નથી.

પ્રાણજીવન દીલદાર ભરથાર વ્હેલાવ્હેલા કયારે પધારી આ તમારી અર્ધાંગનાના અતેજોમય ચક્ષુને આપના વદનચંદ્રનો પ્રકાશ કરી તેજોમય કરશો? વાલા આપના વિના ક્ષણ પણ વર્ષની થઇ પડી છે. આપરૂપ અંકુશ વિના હું રૂપ કરિણીને મદનરૂપ મદ કામરૂપ જવાળા પ્રગટાવી રહ્યો છે. જે જવાળા હું હવે સહન કરી શકતી નથી હાય કેમ કરૂં? મરૂં? તન તવાઇ રહ્યું છે. લાચાર લાચાર (રડી ધરાપર પડી જાયછે.)

**રનાદે**—(નાગકન્યાને સચેત કરી) શાણી સાહેલી આમ શું કરે છે? જરા સ્વસ્થ થઇને નિરખ આ રૂતુરાજ વસંતનો બહાર. જો, કુંજસમુહમાં કમળો કેવાં પ્રફુલ્લિત થઇ તેમની મિષ્ટ અને આનંદદાયક સુવાસ ચોપાસ પ્રસરાવતાં તેમના પ્રેમી મધુકરોને, પ્રેમપાન કરવાનું આમંત્રણ દેઇ રહ્યાં છે. જે પર પ્રેમઘેલા ભૃંગો, મોહાન્ધ બની ડાળીએ ઝુમી કલોલ કરી રહ્યા છે. વળી આ વસંતમાં મલીઆચળ માંહેથી સુખદાયક શીતશીમીર દોડી આવી કોમળ નવપલ્લવી વૃક્ષોને પ્રેમથી મંદમંદ હિંચાવી રહ્યો છે. વળી કોયલો આમ્રવૃક્ષ પર બેસી મૃદુવાણીથી વસંતના ગુણ ગાઇ રહીછે. તેમ ડોલર, કણેર, કેતકી, કદંબ, ગુલાબ, માલતી, આદિ ફુલવૃક્ષો પ્રફુલ્લિત પણે ખીલી તેમની પ્યારી વેલીઓથી રૂતુવિલાસ કરી રહ્યાં છે. સખી ખરેખર સર્વ રૂતુમાં આ વસંતરૂતુ ઉતમ છે. જે વિલાસીઓને અધિક પ્રિય હોયછે. વ્હાલી તું ચિન્તાનો ત્યાગ કર, અને આ વસંતનો અલૌકિક બહાર નિરખ વાહવાહ! આવું નિરખતાં કોનું ચિત હર્ષ ન પામે?

**નાગકન્યા**—સખી હું શું નિરખું? ઉપર કહેલાં સર્વ મને શત્રુ જેવાં લાગે છે. હાય હું શું કહું.

**નારીના કટાક્ષ પાસે (એ રાહ)**

મદન માધવી, વસંત મિત્ર સાથરે;
કરી અનંગ, જંગ દુભે આ અનાથરે. મદન.
કોકીલા કલોલથી કોયલ રીઝાવતા;
અનાથ દેખીએ મને સખી ખીજાવતા. મદન.
રસિક પક્ષિ રસિકાથી રંગમાં રમે;
માલતીની વેલ મોગરાપરે નમે;
પક્ષી દ્રુમો પરસ્પર પ્રેમ તો જમે;
હાય નાથ વિના નાવલીને સર્વકો દમે. મદન.

